# ભવાનીનો ભોગ

અથવા

# રાજપૂતોનો રણોન્માદ !

પ્રથમ વિભાગ


પ્રયોજક

ત્ર્યંબકલાલ જીવરાજ જોશી

બાબીલા ( અમરેલી–કાઠિઆવાડ )



પ્રકાશક

મહાદેવ રામચંદ્ર જાગુષ્ટે

બુકસેલર અને પબ્લીશર,

ત્રણદરવાજા—અમદાવાદ.

સંવત ૧૯૭૪. સને ૧૯૧૮.

મૂલ્ય. ૧–૪–૦

પ્રથમાવૃત્તિ. પ્રત ૧૦૦૦



"That there is a heaven in this world, and that the power of knowing it and appreciating it is in your own soul."

Confucius.

ભાવાર્થ—"આ સંસારને વિષેજ સ્વર્ગ છે, અને તેને પારખવાની શક્તિ તમારા પોતાના જ આત્માવિશે વાસ કરે છે."

અમદાવાદ–શાહપુર વનમાળીવાંકાની પોળમાં આવેલા પોતાના
શ્રી "અંબિકા વિજય" પ્રિન્ટિંગ પ્રેસમાં પટેલ લક્ષ્મીચંદ હીરાચંદે છાપ્યું.

# સ્નેહાર્પણ

---

પરમપ્રિય ભાઇશ્રી,

વિઠ્ઠલદાસ પુરૂષોત્તમદાસ દલાલ.

પોરબંદર

આપના મારા પરના અપૂર્વ સ્નેહ તથા
અનુપમ વાત્સલ્યના સ્મરણાર્થે અને આપના
નિખાલસ દિલ, ઉચ્ચ સ્વાભાવ-
થી આકર્ષાઇને હું મારો આ
સામાન્ય પ્રયાસ આપને
અર્પણ કરી કૃતાર્થ
થાઉં છું.

આપનો શુભચિંતક

ત્ર્યંબકલાલ જોશી.

# રા. ત્ર્યંબકલાલ જીવરાજ જોશીકૃત પુસ્તકો.

---

# પ્રસ્તાવના.



A soul that feels its destiny
Is not alone for earth;
Who counts not birth on ancestry,
But patents his nobility,
By deeds of highest worth.

Rowland Brown.

મનુષ્ય જીવનમાં અહર્નિશ કાંઇક ને કાંઇક નવીનતા તથા પરિવર્તનશીલતા થતી અવશ્ય જોવામાં આવે છે, અને એથી કરીનેજ આ સંસારની ઘટમાળ ચાલ્યા કરે છે. જે જીવનમાં એકવાર સત્તા, સંપત્તિ અને ગૌરવની મહત્વાકાંક્ષા ઉત્પન્ન થાય છે અને એ મહત્વાકાંક્ષાને લીધે ઘણા ઘણા અનર્થો થાય છે, તેજ જીવન પુનઃ કાળના વહન સાથે પરિવર્ત્તિત થઇને ધર્મ, નીતિ અને સત્કર્મને ધારણ કરી લે છે. વિશ્વમાં આવાં એક નહિ, હજારો ઉદાહરણો જોવામાં આવે છે. એવાં ઉદાહરણ સ્વરૂપે જ આ વાર્તાનો જન્મ થયો છે. અસ્તુ.

પ્રાતઃસ્મરણીય નળરાજાના નિષધદેશની રાજધાની નૂરહારના અગિયારમી સદીના રાજા તેમના જ વંશજ વીરેન્દ્રકેશરીનો સ્વર્ગવાસ થતાં તેમનો યુવરાજ ભવાનીપ્રસાદ નાની ઉમ્મરનો હોવાથી તેના રાજ્યનો સર્વ અધિકાર તેના કાકા અનંતરાયના હાથમાં આવવાથી તેણે યુવરાજના રાજ્યને પચાવી પાડવા માટે કેવાં કેવાં કારસ્થાનો કર્યાં, યુવરાજના જીવનનો નાશ કરવા માટે કેવા કેવા જાલિમ જુલ્મ ચલાવ્યા, એ સર્વ આ વાર્ત્તામાં દર્શાવીને માનવજીવનના જૂદા જૂદા સ્વભાવો તથા તેનાં પરિવર્તનો દર્શાવવાનો પ્રયત્ન કરવામાં આવ્યો છે.

છતાં પણ અડગ, અચલ અને પિતૃપ્રેમી ભવાનીપ્રસાદે તેનો લેશમાત્ર પણ અભાવ ન લાવતાં, તેની દરેકેદરેક આજ્ઞાનું પાલન કરી, પોતાના બાહુબળથી કેવી ખ્યાતિ મેળવી તથા ઉચ્ચ પદ પ્રાપ્ત કર્યું એ પણ આ વાર્ત્તામાં યથાર્થ રીતે વર્ણવ્યું છે. પોતાના કાકાની મનોભાવનાને તૃપ્ત કરવા માટે યુવરાજ ભવાનીપ્રસાદે રાજ્ય, સત્તા, લક્ષ્મી અને સર્વ સુખોનો ભોગ આપવા ઉપરાંત તેના કરેલા અત્યંત કુટિલ કારસ્થાનો તરફ કાંઈ પણ લક્ષ ન આપતાં અજમેરના બંદીખાનામાંથી તેને છોડાવવા માટે જે આત્મભોગ આપવાની અનુપમ ઉદારતા દર્શાવી હતી તે તથા તેનાં આપેલા સુખભોગોનાં બલિદાનો આદિ સર્વેપરથી આ કથાનું નામ **ભવાનીનો ભોગ** રાખવામાં આવ્યું છે.

રાજસ્થાનની વીર ભૂમિમાંથી આત્મત્યાગ, આત્મભોગ અને આત્મબલિદાનનાં દૃષ્ટાંતો એટલાં બધાં મળી આવે છે કે, જેનું યથાર્થ વર્ણનજ કરી શકાય તેમ નથી. આ વાર્ત્તાના નાયક ભવાનીપ્રસાદના આત્મત્યાગનું દૃષ્ટાંત પણ તેવુંજ ઉપદેશમય હોવાથી અમે એનાજ વિષયમાં આ વાર્ત્તા લખવાનું સાહસ કર્યું છે.

પ્રસ્તુત પુસ્તક ઐતિહાસિકજ છે, એમાંનો ઘણો ખરો ભાગ ઐતિહાસિકજ છે. શિરોહી અને અજમેરના યુદ્ધનો ઉલ્લેખ 'રાજસ્થાન' માં પણ કરાયલો છે, એટલે આ પુસ્તકને કોઈએ તદ્દન કલ્પિત માની લેવાનું નથી.

વળી અનંતરાય જેવા રાક્ષસી હૃદયવાળી પુરૂષના પુત્ર દેવળરાયનું ચારિત્ર્ય એટલું બધું ઉજ્જવલ અને ભ્રાતૃસ્નેહથી ભરપૂર છે કે, તે સાક્ષાત્ ભગવાન રામચંદ્ર પ્રતિ અપૂર્વ અનુરાગ દર્શાવનાર ભરતનોજ ભાસ કરાવે છે. સ્વામિ ભક્ત જનાર્દનની સ્વામિભક્તિ અત્યંત ઉત્તમ અને બોધપ્રદ હોઈને પરમભક્ત હનુમાનનોજ સાક્ષાત્કાર કરાવે છે. રાજકન્યા ઉર્મિબાલા સતી શીતા સમાન પવિત્ર હોઈને એક આદર્શ આર્યબાલાના ધર્મ, કર્મ અને સતીત્વનો સુંદર સમાગમ કરાવે છે. સારાંશ

કે પ્રસ્તુત પુસ્તકમાં વિશ્વની કાળી બાજૂ ન બતાવતાં કેવળ પુણ્ય, પ્રીતિ અને પવિત્રતાનાની ત્રિધારાનેજ સંયોગ કરાવવામાં આવ્યો છે. રામાયણ જેમ આદર્શ પત્રોથી અને આદર્શ જીવનોથી સર્વોત્કૃષ્ટ છે, તેવીજ રીતે આ પુસ્તકમાં પણ યથાસાધ્ય આદર્શતાની ઝાંખી કરાવવાનો પ્રયત્ન કરાવવામાં આવ્યો છે. તથાપિ વાર્ત્તાની મધુરતામાં કિંવા રસિકતામાં લેશ માત્ર પણ ક્ષતિ થતી નથી, એ વાંચક બંધુઓને તેના વાંચન પરથી અવશ્ય જણાયા વિના રહેશે નહિ

અનંતરાય મહત્વાકાંક્ષી અને કારસ્થાની હતો એ ખરૂં, તથાપિ તેનું હૃદય કામ કે વિષયની લાલસાથી કલુષિત થયું નહોતું. પોતાના કરેલા અન્યાય અને અપરાધથી સંતપ્ત થઇને તેણે પોતેજ પોતાના પાપનો પશ્ચાતાપ કરી અજમેર પતિના દરબારમાં તલ્વારની ધારાથી આત્મવધ કર્યો હતો, એજ તેના જીવનની મહત્તા બત્તાવી આપે છે, એટલે તેને પણ કોઈ પણ પ્રકારે પાપ પ્રચારક શયતાનની પદવી આપી શકાય તેમ નથી તે નથીજ.

રાજપૂત નરોની વીરતા તથા રણપ્રિયતાના વારંવાર અનેક પ્રસંગો આવતા હોવાથી તથા વીરજનોની વીરગર્જનાનાજ સર્વ પ્રસંગો ઓતપ્રોત ભરેલા હોવાથી પ્રસ્તુત પુસ્તકનું બીજું નામ ‘ **રાજપૂતોનો રણોન્માદ** ’ રાખવામાં આવ્યું છે.

શ્રીયુત માન્યવર **શચીશચંદ્ર ચટ્ટોપાધ્યાય**ના એક બંગાલી ગ્રંથ ‘ વીરપૂજા ’ અવલંબીનેજ આ ગ્રંથનો અધિકાંશ લખવામાં આવ્યો છે, એ માટે હું એ મહાશયનો પણ આ સ્થળે સંપૂર્ણ આભાર માનું છું.

મારા અન્ય પ્રયાસોની પેઠે આ પ્રયાસ પણ વાંચક બંધુઓના આદરને પાત્ર થશે, તો હું મને કૃતાર્થ માનીશ.

અંતે અનંતનામી ઇશ્વરનો ઉપકાર માની અહીંજ વિરમું છું. ઇતિ

પાનકોરનાકા—**અમદાવાદ.**
તા. ૧૦-૧-૧૮

**ત્ર્યંબકલાલ જીવરાજ જોશી,**

# અનુક્રમણિકા.

## પ્રાથમ વિભાગ

### પ્રથમ ખણ્ડ

### હૃદય



### દ્વિતીય ખણ્ડ

### પુરુષાર્થ.

# ભવાનીનો ભોગ

## પ્રથમ વિભાગ

### પ્રથમ ખણ્ડ

#### હૃદય

સુન્દરતા હૈ વ્યર્થ, વ્યર્થ વહ કુલીનતા હૈ;
જિન મૂઢોંકી નહીં દેશમેં કુછ મમતા હૈ:
જિનમેં હઠ, દુર્ભાવ ભયંકર ભરે હુએ હૈ;
જીતે હી વે સભી પૂર્ણતઃ મરે હુએ હૈ.
પર પ્રલોભન હેતુ અનેકો ઢંગ બનાયે;
કિન્તુ કિસીકે કભી સ્વપ્નમેં કામ ન આયે;
ધિક્ જિસકા વ્યવહાર નહીં કુછ ભી સચ્ચા હૈ;
અબભી સોચોં જરા સ્વાર્થ-જીવન ક્યા હૈ ?

ॐ तत्सत्परमात्मने नमः

# ભવાનીનો ભોગ

અથવા

# રાજપૂતોનો રણોન્માદ !



## પ્રથમ વિભાગ



### પ્રથમ ખણ્ડ

પ્રથમ પરિચ્છેદ

## રાજા અને રાજ્ય



જહાં સદાહી સ્વતંત્રતાકા ગૂંજા કરતા ગાન;
ઔર મનુષ્ય મનુષ્ય જહાં હૈ, માન્ય જહાં ભગવાન.
પ્રકૃત પુરુષકા વહી દેશ હૈ ? ઉસસે બચ્ચકર પ્રાન્ત;
પાકર ક્યા ન પ્રવાસી આત્મા હોગા સમધિક શાન્ત.
તો ફિર ? વહી ઠીક હોગા બસ પ્રકૃત પુરુષકા દેશ;
નીલ ગગન-સા મુક્ત ચતુર્દિક વિસ્તૃત ઔર સુ-વેશ !

ભારતીય.

અમે જે સમયની વાર્તા લખીએ છીએ, તે સમયે ભારતવર્ષ નાના નાના રાજ્યોમાં વ્હેંચાયલો હતો તે દરેક રાજ્યોનો એક એક રાજા પણ હતો. જે રાજા જ્યારે બળવાન થતો, ત્યારે પડોશના નિર્બળ રાજાના રાજ્યપર હુમલો કરી તેનું જે કાંઈ રાજ્ય મળે તે હજમ કરવાની તે કોશિશ કરતો. તે સમયના દિવસોમાં ટંટા ફીસાદ અને ઝગડાઓ હમેશાં ચાલ્યા કરતા હતા, તેથી લશ્કરને બરાબર તૈયાર રાખવામાં આવતાં હતાં. રાજ્યની બધી પ્રજા યુદ્ધવિદ્યાનું કાંઇક કાંઇક જ્ઞાન ધરાવતી હતી. બગીચાનાં ફૂલની પેઠે સર્વ રાજાઓ ભારતવર્ષમાં જૂદી જૂદી જગાએ પોત. પોતાના બળનો સુગંધ છવરાવવાનો પ્રયત્ન કરતા હતા, ઈર્ષા અથવા અદેખાઇથી ઘાયલ થઇ તેઓ પરસ્પર લડતા વઢતા હતા; પોતાની ઇજ્જત આબરૂને માટે બધા ગભરાઇ રહ્યા હતા અને બધાને ગભરાવી દેતા હતા. તે સમયે હિંદમાં મુગલ અથવા અંગ્રેજોનું રાજ્ય થયું નહોતું, તેથી એકછત્રી રાજા પણ નહોતો. અમે એમ કહેવા નથી માગતા કે, મુગલ કોઇ પણ વખતે એક છત્રી રાજા થયા હતા; અકબરશાહ ઔરંગજેબ કોઇ વેળાયે આખા હિંદપર અધિકાર પ્રાપ્ત કરી શકયો નહોતો.

રાજપૂતાનાના પૂર્વભાગમાં નિષધ અથવા નૈષધ નામનું એક નાનું રાજ્ય હતું; પ્રાતઃસ્મરણીય મહારાજા નળ એક દિવસ એ નિષધરાજ્યના અધીશ્વર હતા. તેમના વંશતિલક કુળમાં જન્મેલા કુળધુરંધર મહારાજા વીરેન્દ્રકેશરી અગિયારમાં સૈકાની શરૂઆતમાં ગાદીપર આવ્યા હતા. તેઓ વીરેન્દ્રકુળના ભૂષણ તરીકે એક સમયે ભારતમાં પરિચિત હતા. તેમના પ્રબળ પ્રતાપથી પ્રતિસ્પર્ધી પ્રતિવેશી રાજાઓ માથું નમાવીને તેમની સેવામાં હાજર રહેતા હતા. તેમના દેવતાના જેવા સદ્ગુણોથી પ્રજાજનો પિતાની પેઠે તેમને ચ્હાતા હતા. જેઓ જે કોઇ સ્થળે તેમના સમાગમમાં આવતા, તેઓ બધા તેમને પુષ્કળ ચહાતા હતા અને દેવતાની પેઠે તેમની પૂજા કરતા હતા.

પરંતુ એક શુષ્ક હૃદયમાં તેઓ સ્નેહ ઉપજાવી શક્યા નહોતા. તેમનો નાનો ભાઈ **અનંતરાય** જગતના કોઈ પણ પ્રાણીને ચ્હાતો હતો કે નહિ, એ અમે જાણતા નથી. પરંતુ તેમ છતાં પણ તે પોતાને બહુજ ચહાતો હતો. મોટા ભાઈના ગુણની વાતો સાંભળીને તે ઈર્ષાથી સળગી જતો હતો. આખા રાજ્યમાં પોતાના ભાઈની ખ્યાતિ અને યશનો વિસ્તાર થઈ ગયો હતો. પ્રત્યેક પ્રજાજનો સ્નેહની સાથે તેમના પવિત્ર નામનો ઉચ્ચાર કરતા હતા; દરેક ઘેરઘેર, મહાલયે મહાલય અને દરેક કીર્તિસ્તંભે **વીરેન્દ્રકેશરી**ના નામના પડઘા સંભળાતા હતા. એ બધું શું **અનંતરાય**થી સહી શકાય ખરૂં કે ? તેનું હૃદય હળાહળથી છલાછલ ભરેલું હોવા છતાં પણ તે એ હળાહળને બહાર કાઢી શકતો નહોતો. હળાહળને હૃદયમાં દબાવીને **અનંતરાય**, ભાઇના પગતળે એસી ખુશામતીઆની પેઠે બનાવટી વ્હાલ બતાવતો હતો. તે સમયે એમજ જણાતું હતું જે **અનંતરાય**ના જેવો ભાઈનું ભલું ઈચ્છનાર આ દુનિયામાં બીજો કોઈ જ નથી. ઉદાર અને સરલ હૃદયના **વીરેન્દ્રકેશરી** **અનંતરાય**ની આ ચતુરાઈ તથા કપટતાને બિલકુલ જાણી શક્યા નહિ. તેઓ તો સરલ હૃદયથી ભાઇને ચહાતા હતા, એથી કપટી **અનંતરાય**પર તેમને કોઇ પણ પ્રકારની શંકાજ આવી નહિ.

પરંતુ એક બે જનોથી તેની એ બદમાશી અજાણી નહોતી. **અનંતરાય** ઘણોજ ચાલાક અને ચતુર હોવા છતાં પણ મનની વાતને દરેક વખતે છુપાવી રાખી શકતો નહોતો, કેટલીક વાર ગફલતથી તે પોતાના મનની બધી વાતો બકી દેતો. **વીરેન્દ્ર** કેશરીનો એક અમાત્ય તથા એક અંગરક્ષક તેની આંખમાં જે ભાવ જણાતો હતો, તેને સારી રીતે જાણી ગયા હતા અને આજૂ બાજૂના લોકો દ્વારા **અનંતરાય**ના આંતરિક ઉદ્ગારો પણ સાંભળી ચૂક્યા હતા. તેમણે તે વાતને પોતાના

હૃદયમાંજ છૂપાવી રાખી હતી. તેમાંથી કોઈ રાજા અથવા બીજા કોઈ માણસને એ વાત જણાવવાનું સાહસ કરી શકતો નહોતો. છતાં પણ અમાત્ય લક્ષ્મીપતિએ સહજ ઈશારો કરી અંગરક્ષક જનાર્દનને સાવચેતીથી રાજાનો પહેરો ભરવાનો હુકમ ફરમાવી દીધો હતો.

અનંતરાય ઠીંગણો હોવા છતાં ઘણોજ બળવાન હતો. તલવાર ચલાવવામાં તે ઘણોજ ચાલાક ગણાતો હતો. તેની આંખો ચાલાકી ભરેલી હતી. તે સહજ સ્વરૂપવાન પણ હતો. બદમાશોની પેઠે ઠેકઠેકાણે ભટકવા છતાં પણ તે તીક્ષ્ણ બુદ્ધિવાળો હતો. અનંતરાયને તેની પત્ની તથા એક પુત્ર હયાત હતાં. પુત્રનું નામ દેવળરાય હતું. તે સરલ સ્વભાવનો તથા ઉદારહૃદયનો હતો અને તેનું મન પણ અતિ ઉચ્ચ અને પવિત્ર હતું.

વીરેન્દ્ર કેશરીના રાજ્યમાં અત્યારે અત્યાચાર અને અશાંતિનહોતો; સર્વજનો નિશ્ચિંત મનથી દિવસો ગાળતાં હતાં; પરંતુ એવામાં રાજ્યમાં કોઈ એક ભારી ખળભળાટ મચી ગયો, શિરોહી દેશના રાજા સાથે અજમેરના રાજાનું યુદ્ધ આરંભાયું. વીરેન્દ્રકેશરી પાસેથી શિરોહીના નરપતિએ સૈન્યની સહાયતાની માગણી કરી. પરંતુ વીરેન્દ્રકેશરીએ તેની માગણીને નાકબૂલ રાખી યુદ્ધ થતાં અજમેરના અધિપતિને મદદ કરવામાટે સૈન્યસહિત પ્રયાણ કર્યું. સેહરાના મેદાનમાં બન્ને પક્ષ વચ્ચે ભયંકર યુદ્ધ શરૂ થયું. તે યુદ્ધમાં શિરોહી પાછું હઠ્યું; હાર્યું એ ખરૂં, પરંતુ વીરેન્દ્રકેશરી જીવતા જાગતા પોતાની રાજધાની બણી પાછા ફરી શક્યા નહિ. તેમના મરણના સમાચાર મળતાં રાજ્યમાં મહા હાહાકાર વ્યાપી ગયો.



દ્વિતીય પરિચ્છેદ

# કોના યોગે રાજ્ય !



બિના હુએ નિઃસ્વાર્થ કામ ક્યા ચલ સકતા હૈ ?
બિના ગલે ક્યા બીજ કભી ભી ફૂલ સકતા હૈ ?
યદિ સબકે હી સ્વાર્થ સમઝ, નિજ, સ્વાર્થ સને હો;
તબ તો અગુઆ બને, નહીં તો સ્વાંગ બને હો.

રામચરિત ઉપાધ્યાય.

તે સમયે વીરેન્દ્રકેશરીના યુવરાજ **ભવાનીપ્રસાદની** ઉમ્મર સત્તર વર્ષની હતી. બાળક યુવરાજ રાજ્યના કામકાજ માટે હજી અશક્ત છે એમ કહી કાકા **અનંતરાયે** દયા કરી તેના રક્ષક તરીકે રાજ્યના ભારને ગ્રહણ કર્યો. પરંતુ તે સિંહાસનપર બેઠો નહિ અને યુવરાજને પણ બેસવા દીધો નહિ; **નિષધદેશનું** ગૌરવમય સિંહાસન શૂન્ય પડ્યું રહ્યું.

ધીમે ધીમે **અનંતરાય** બળ એકઠું કરવા લાગ્યો. પુરાતન અમાત્યો, અનુચરો અને અધિકારીઓને તેણે એક પછી એક ખસેડવા માંડ્યા અને **અનંતરાયના** વિશ્વાસુ માણસોથી તે બધી જગાઓ પૂરાવા લાગી. રાજ્યમાં ધીમે ધીમે બે પક્ષ પડી ગયા, મંત્રિઓની સભા બે પક્ષમાં વહેંચાઈ ગઈ. એકપક્ષ યુવરાજ **ભવાનીપ્રસાદને** સિંહાસનપર બેસાડવાને તૈયાર થયો અને બીજો પક્ષ **અનંતરાયની** કૃપાનો ભીખારી થઇ **અનંતરાયને** રાજ્યનો ઉપાધિ લેવા માટે ભલામણ કરવા લાગ્યો. આથી રાજ્યમાં શાન્તિ ન રહી, કોઇને કોઇનો વિશ્વાસ પણ ન કરવા લાગ્યા. કોઇ પોતાના મનની વાત સરળતાથી પણ કોઇને કહેવાને

આતુર ન રહ્યું. બળવાખોર તરીકે કેટલાક પ્રજાજનોએ આરોપી થઇને રાજ્યના દણ્ડથી પોતાના પ્રાણ ગુમાવ્યા, કોઈ કોઈ જનો તો છૂપા ઘાતકોના હાથે ધૂળમાં રગદોળાઈ ગયા. રાજ્યમાં અવિશ્વાસ, અશાન્તિ અને હાહાકાર વિરાજવા લાગ્યો.

આ પ્રમાણે ત્રણ વર્ષ વીતી ગયાં. યુવરાજ ભવાનીપ્રસાદ હવે વીસ વર્ષનો એક મહા પરાક્રમ શાળી યુવક બની ગયો. હથિયાર ચલાવવામાં, તીર મારવામાં, ઘોડા દોડાવવામાં અથવા મલ્લયુદ્ધ કે કુસ્તી કરવામાં આખા રાજ્યમાં તેનો કોઈ સમોવડીયોજ રહ્યો નહિ. સત્તર વર્ષની વયે સેહરાના રણમાં તેણે જે અદ્‌ભુત રણકુશળતા અને વીરતા બતાવી હતી, તે જેણે જોયું હતું, તેઓ હજી સૂધી તેને વિસરી શક્યા નહોતા. તેની શૂરવીરતા, તેનો વિનય, સજ્જનતા, પ્રીતિ, દયા અને સત્યની પ્રિયતાથી મુગ્ધ અને આકર્ષિત થઇ મોટા મોટા ધનુષધારીઓ તેને માન આપતા તથા ચહાતા હતા. બધા તેને ચહાતા હતા, પરંતુ પત્થરના બનેલા, સ્વાર્થથી અંધ થયેલા અનંતરાય પાસેથી સ્નેહના બદલામાં તે બિચારાને ઈર્ષા અને તિરસ્કારજ મળતો હતો.

અનંતરાયે જેની આકાંક્ષા રાખી હતી તે રાજ્ય તેણે મેળવ્યું, પરંતુ તેથી તેને શાન્તિ મળી નહિ. તેની શાન્તિનો મુખ્ય કંટક ભવાનીપ્રસાદ હતો. યુવરાજનો નાશ કર્યા વિના અથવા તો તેને દૂર કર્યા વિના અનંતરાયને રાજાનો ઉપાધિ ગ્રહણ કરવામાં ઘણાં વિઘ્નો નડે તેમ હતું. પ્રજા, સૈન્ય, આદિ સર્વે ઘણેભાગે યુવરાજને જ ચહાતા હતા. અનંતરાયે એક પક્ષ ઉભો કર્યો હતો એ ખરૂં, પરંતુ તે પક્ષ કેવળ સ્વાર્થપરાયણ વ્યક્તિઓથીજ ભરેલો હતો. અનંતરાયે તે પક્ષપર આધાર રાખી રાજ્યમાં વિપ્લવનો અગ્નિ સળગાવવાનું સાહસ કર્યું નહિ. રાજધાનીમાં

છૂપા ઘાતકોદ્વારા યુવરાજની હત્યા કરાવવાનું યોગ્ય ધાર્યું નહિ. પરંતુ દિવસે દિવસે યુવરાજ જેવી રીતે જનપ્રિય થતો જાય છે, તેવી રીતે બીજા કેટલાક દિવસો જશે તો અનંતરાયના હાથમાંથી રાજ્યની લગામ છટકી જશે, એવો વિચાર કરીને અનંતરાય તરફડીયાં મારવા લાગ્યો. જેના હૃદયમાં હિંસારૂપી પિશાચિનીએ પ્રવેશ કર્યો હોય, તેને શાન્તિ પણ ક્યાંથી મળી શકે? જેનું હૃદય લક્ષ્મીના લોભથી ચળિત થઈ ગયું હોય, તેને આરામ અથવા આનંદ શી રીતે પ્રાપ્ત થઈ શકે?

પરંતુ યુવરાજ, પિતાના સ્થાન જેવા અનંતરાય પ્રતિ ઘણુંજ હેત રાખતો હતો, તેને બહુજ ચહાતો હતો. તે આ સંસારમાં માત્ર એકલોજ હતો. તેને માતા, પિતા, ભાઇ ભગિની આદિ કોઈ નહોતું. તેને ચહાવા તથા પૂજવા યોગ્ય માત્ર એક કાકો અનંતરાયજ હતો. તેણે પોતાના બાળ હૃદયની ક્ષુદ્રભક્તિ અને પ્રેમ આદિ સર્વ અનંતરાયને અર્પી દીધું હતું. તે રાજ્ય, સિંહાસન, સત્તા આદિ કશાની પણ આકાંક્ષા રાખતો નહોતો. એ તો ફક્ત કાકાના સહજ સ્નેહનોજ ભીખારી હતો. પણ હાય! તે પણ તેને મળ્યો નહિ.

પણ એક જણ પ્રાણ પાથરીને ભવાનીપ્રસાદને ચહાતો હતો. તે ચહાનાર બીજો કોઇ નહિ, પણ દેવળરાયજ હતો. દેવળનું હૃદય અમૂલ્ય હતું, તેનો પ્રેમ પણ અમૂલ્ય હતો. દેવળની માતા અત્યારે રાજધાનીમાં નહોતી. રાજા વીરેન્દ્રકેશરીના મરણ પછી કેટલેક દિવસે અનંતરાયે તેને તેના પિયરમાં મોકલી દીધી હતી; ત્યાર પછી તે તેને પાછી લાવ્યોજ નહોતો. લોકોમાં એવી કાનાફૂસી ચાલતી કે, તે સાધ્વી સ્ત્રીનો અપરાધ માત્ર એટલોજ હતો કે, તે યુવરાજ ભવાનીપ્રસાદને સિંહાસનપર બેસાડવા માટે સ્વામીને વારંવાર આગ્રહ કર્યા કરતી હતી અને તેથીજ

ચીડાઇને અનંતરાયે તેને મોકલી દીધી હતી. અસ્તુ. એ સાધ્વીની સાથે આપણી આ નવલકથાનો કશો પણ સંબંધ નથી; માટે તે કથાનું વિવેચન કરવાની અગત્ય નથી.

પિતા અનંતરાય પાસેથી દેવળરાય સ્નેહ અથવા પ્રીતિ પ્રાપ્ત કરી શક્યો નહોતો. તે વિકસિત હૃદયથી ભાઇની પાસે સુધાનો પ્રવાહ વહેવડાવતો હતો. એકીસાથે માતાપિતા, ભાઈ ભગિનીનો સ્નેહ આપીને યુવરાજ એ ફૂલને આદરસહિત આનંદમાં ડૂબાવી રાખતો હતો. બન્ને જણા સાથે રહેતા, હરતાફરતા અને આનંદમાં પોતાના દિવસો વીતાડતા હતા. મૃગયા કરવામાટે પણ તેઓ બન્ને સાથેજ જતા હતા. દેવળરાય તથા ભવાનીપ્રસાદ એકસાથેજ અસ્ત્રશસ્ત્ર ચલાવવાનું શિક્ષણ લેતા હતા. તેઓ બન્ને એકીસાથે દરબારમાં પણ જતા હતા.

દેવળનું વય માત્ર સત્તર વર્ષનુંજ હતું. બાલપણથીજ તેનો શિક્ષાગુરૂ ભવાનીપ્રસાદ થયો હતો. યુવરાજનું અનુકરણ કરીનેજ દેવળે પોતાના મન અને ચારિત્ર્યનું બંધારણ બાંધ્યું હતું. પરંતુ કેટલીકવાર તેનું મન કાબૂમાં રહી શકતું નહોતું, સહજમાંજ તેનો ક્રોધ સળગી ઊઠતો હતો અને વારંવાર દેવળ ક્રોધથી આંધળો બની જતો હતો.

રાજ્યની રાજધાનીનું નામ નૂરહાર હતું. ત્યાંનો કિલ્લો ઘણો મજબૂત હતો અને તે શહેરની બહારના ભાગમાં હતો. તે કિલ્લાની સાથે આપણો કાંઇ પણ વિશેષ સંબંધ નથી, માટે તેનું વિવેચન કરવું નિરર્થક છે. શહેરની અંદરના એક ભાગમાં રાજમહાલય હતું. યુદ્ધના સમય સિવાય બીજી કોઇપણ વેળાયે રાજકુટુંબ કિલ્લામાં વસતું નહોતું; આ રાજમહાલયમાંજ વસતું હતું. દેશના રીતરિવાજ પ્રમાણે દરેક રાજકુમારને માટે એક સ્વતંત્ર મહાલય બંધાતું હતું. યુવરાજના ઉપયોગ

માટે જે મહાલય નક્કી થયું હતું તે શહેરના છેવટના ભાગમાં સુંદર બગીચાથી ઘેરાયલું અને પ્રહરીઓથી રક્ષાયલું હતું. એ મહાલયનું નામ 'પ્રેમભવન' હતું. ભવાનીપ્રસાદ એ પ્રેમભવનમાંજ વસતો હતો. નિવાસ માટે દેવળને પણ એક મહાલય મળ્યું હતું. પરંતુ દેવળ ત્યાં રહેતો નહોતો; તે પ્રેમભવનમાં યુવરાજની સાથેજ રહેતો હતો. પિતાની પાસે ઘણું ઘણું રડવા છતાં પણ યુવરાજની સાથે તેના મકાનમાં રહેવાની, તેને અનુમતિ મળી નહોતી, તેથી છેવટે તે પોતાના પિતાનો લેશમાત્ર પણ ભય રાખ્યા વિના તેની સાથે રહેવા લાગ્યો હતો. એ પ્રેમભવનમાં અનંતરાયે પોતાના કેટલાક છૂપા જાસૂસો નીમી દીધા હતા. ભવાની-પ્રસાદ જ્યારે જે કાંઇ કામ કરતો તે બધાં કામોની ડાયરી તે જાસૂસો અનંતરાય પાસે રજૂ કરતા હતા. યુવરાજ તો બિચારો રમવા ફરવામાં રોકાયલો હોવાથી, તે અનંતરાય તથા જાસૂસોનાં કોઇપણ કારસ્થાનને જાણી શકતો નહોતો. તે તે જાસૂસો સાથે પણ નિર્દોષતાથીજ વર્ત્તતો હતો.

ભવાનીપ્રસાદની આસપાસ દરેક વખતે તેના પિતાનો વિશ્વાસુ અંગરક્ષક જનાર્દન પ્રહરી તરીકે રહેતો હતો તથા તેના શયનગૃહના દ્વારને અઢેલીનેજ બે ચાર ઘડી ઊંઘ લેતો હતો. તે એક ખરેખરો વફાદાર નોકર હતો. પોતાના માલિકની રક્ષા કરવા સિવાય તે બીજું એકપણ કાર્ય કરતો નહોતો. બન્ને બાળકો ભવાની અને દેવળ નિશ્ચિંતતાથી એક બીજાને બાથ ભીડી સૂઇ રહેતા હતા.

જનાર્દન તલ્વાર ચલાવવામાં બહુજ ચાલાક હતો. હમેશાં સવારમાં ઊઠતાંવેંત તે યુવરાજની સાથે તલ્વાર લઇને રમત કરતો હતો; હમેશાં તે યુવરાજની પાસે હરખાતો હતો અને તેથી તે ઘણો ખુશી થતો હતો. તલ્વારની રમતમાંથી પરવાર્યા પછી ઘોડા દોડાવવાની પરીક્ષા

થતી હતી. ઘોડાપર બેઠા પછી નદી, નાળાં અને જંગલ વગેરેને શી રીતે વટી જવાં જોઇએ, એ પણ જનાર્દન યુવરાજને શિખવતો હતો. જનાર્દન, પિતાનો એક વિશ્વાસુ અંગરક્ષક હોવાથી યુવરાજ તેને માનની દૃષ્ટિથી જોતો હતો. હવે અમારે જે પરિચય આપવાનો હતો તે અપાઇ ગયો હોવાથી, અમે અમારી નવલકથાનો આરંભ કરીશું તો તેમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય આવશે નહિ.

---

## તૃતીય પરિચ્છેદ

## કાકો કે કાજી ?

દુઃખોકી ગરજ ક્યોં ન ધરતી હિલાવે;
લગાતાર કિતને કલેજે કંપાવે;
વિપતપર વિપત ક્યોં ન આંખે દિખાવે;
બિગડ કાલ હી સ્વમને ક્યોં ન આવે.
કભી સૂરમેં હૈં ન જીવન ગવાતે;
બધાયે ઉડાતે હૈં ચુટકી બજાતે.

હરિઔધ.

તેમ છતાં પણ દુર્ભાગ્યવશાત્ દારુણ શીતકાળના પ્રભાતથીજ આપણી વાર્ત્તાની અમારે શરુઆત કરવી પડશે. એ સમયે ઠંડી પણ કાંઇક વિશેષ હતી. પશુ, પક્ષી પ્રબળ શત્રુને જોઇ બીકથી થરથરી રહ્યાં હતાં, ઝાડપાન, વિરહિણી અને વિધવા સ્ત્રીઓની પેઠે સૂકાઈ જવા આવ્યાં હતાં. સફેદ વસ્ત્રથી ઢંકાયલી પર્વતની હારો, વિધવાની પેઠે દૂર ઉભી ઉભી સંકુચિતતાથી વિશ્વરાજની પ્રભાતઆરતિ જોઈ રહી હતી.

સૂર્ય ઉગ્યા પછી થોડીવારેજ યુવરાજ અને દેવળ મેદાનમાં હથિયાર ચલાવવાનો અભ્યાસ કરવા માટે આવ્યા હતા. શિક્ષાગુરુ જનાર્દન બરછી ચલાવવાનું શિક્ષણ આપી રહ્યો હતો. બીજી કેટલીક સાધારણ રમતો રમ્યા પછી યુવરાજે એક તલ્વાર લઇ દેવળરાયને કહ્યું:—"જો ભાઇ, તલ્વારની લડાઇમાં ચાલાકી તથા ઉતાવળ એ બે વસ્તુઓજ ફતેહ અપાવી શકે છે અને ખરૂં કહેવામાં આવે તો ફતેહનું મૂળ કારણ પણ એજ ગણાય છે. તું જ્યારે એકવાર વાર કરીશ, તેટલામાં તો હું તારા વારને ઝીલીને તારાપર ઉલટો એક બીજો વાર પણ કરી શકીશ. મૂઠ ચલાવવાનું શિખ્યા સિવાય ફક્ત કુશળતાથી ફતેહ મેળવવી એ કાંઇ જોઇએ તેવી સંભવિત વાર્તા નથી. માટે પ્રથમ તો તલ્વારની મૂઠ કેમ પકડવી, મૂઠ પકડયા પછી તલ્વારને કેમ ચલાવવી, એ પણ શિખી લેવાની ખાસ જરૂર છે.

દેવળરાયે કહ્યું:—" ભાઇ, તમારી પેઠે તલ્વાર ચલાવતાં તો મેં બીજા કોઇને કદાપિ જોયોજ નથી. તમારી તલ્વાર જોતાં એમજ જણાઇ આવે છે કે, તે તલ્વાર ફરતી વેળાયે જાણે ફક્ત તેની મૂઠજ રહી હોય અને તલ્વાર દૂર પડી હોયની ! તમે તલ્વારને એવી ચાલાકીથી ફેરવી શકો છો કે જાણે આકાશમાં વીજળી ચમકીને પાછી શમી જતી હોયની ! અહા ! આવી તલ્વાર ચલાવનાર તો વિરલજ મળી આવશે. પણ ભાઈ ! તમારી પેઠે શું હું તલ્વાર ચલાવતાં શિખી શકીશ ખરો કે ? "

જનાર્દન હસીને બોલ્યો:—" તમારા ભાઇના જેવો ખેલાડી આ બુઢ્ઢાએ આજ સૂધીમાં કદી પણ જોયો નથી. આ કાંઇ ફક્ત શિક્ષણનોજ પ્રભાવ છે, એમ માનવાનું નથી, પણ એમાં એક પ્રકારની દૈવી-શક્તિનો પણ સમાવેશ થયેલો છે. સામાન્ય મનુષ્યથી આવી તલ્વાર ચલાવી શકાયજ નહિ."

પાછળથી કોઇ એક જણે આવીને કહ્યું:–" તેઓ કેવા ખેલાડી છે, તે જોવાની મને અત્યંત ઇચ્છા થઈ આવી છે. માટે જો તેઓ કૃપા કરીને પોતાની તલ્વારવિદ્યાનું પરાક્રમ મને એકવાર બતાવી આપશે તો હું તેમનો અતિશય આભાર માનીશ, અને જો તેઓ ખરેખર તેવા ચાલાકજ હશે તો તેમની બહાદુરીનો પ્રાંજલતાથી સ્વીકાર કરી તેમને અનેકવાર ધન્યવાદ પણ આપીશ. "

બધાએ પાછા ફરીને જોયું તો નજીકમાંજ રણધીરસિંહને ઉભેલો જોયો. રણધીર એક નવો નીમાયલો સૈનિક નોકર હતો; યુવરાજના અંગ-રક્ષક તરીકે જે કેટલાક સૈનિકો પ્રેમભવનમાં પહેરો ભરતા હતા, તે સર્વેનો નાયક પણ એ રણધીરજ હતો. તલ્વાર ચલાવવામાં રણધીરની સારી નામના હતી. તેણે ગૌરવથી ફૂલાઇને અથવા તો બીજા કોઈ પણ હેતુને પાર પાડવાના હેતુથી યુવરાજને તલ્વારનું યુદ્ધ કરવા માટે બોલાવ્યો. પરંતુ તેની આ સ્પર્ધા અને ઉચ્છૃંખલતા અક્ષમ્ય હતી. એનાં આવાં વચનો સાંભળીને યુવરાજનું મુખ સહજ લાલ થઇ આવ્યું. જનાર્દનના હાથમાં તલવાર નાચવા લાગી અને દેવળરાય મહા ક્રોધિત થઇને ગર્જી ઊઠયો. થોડીવારમાં યુવરાજ પોતાના મનને દબાવીને બોલ્યો કે:–" રણધીર ! શિક્ષાગુરુ અથવા પોતાના સમોવડીયા સિવાય બીજાની સાથે દ્વંદ યુદ્ધ કરવાની શાસ્ત્રકારોએ મના કરી છે, માટે હું તારી સાથે લડવા ઇચ્છતો નથી. જા, તારા કામે ચાલ્યો જા. "

રણધીરે મલિન મુખથી ઉત્તર આપ્યો:–" યુવરાજ, આપ એક પ્રખ્યાત અસિચાલક છો, તેથી હું આપની પાસેથી કાંઇક શિખવાના ઉદ્દેશથી આવ્યો હતો. મને ચોક્કસ ખાત્રી હતી કે આપ અવશ્ય મને કાંઇક શિખવાડશોજ, પરંતુ અત્યારે મારી તે ખાત્રી ભૂલભરેલી હતી એમજ જણાઇ આવે છે. "

યુવરાજે હસીને કહ્યું:–"જો એમજ છે, તો હું તને નિરાશ કરવા ઇચ્છતો નથી. ચાલ તૈયાર થા."

જનાર્દને યુવરાજને લડવાની ઘણી ઘણી મના કરી, પણ તેનું કશું પણ ફળ આવ્યું નહિ. યુવરાજ પોતાના આપેલા વચનથી પાછો ફર્યો નહિ. એથી જનાર્દને રણધીરને એક છુટ્ટી તલ્વાર લઇ યુવરાજની સાથે લડવાની સૂચના કરી. પરંતુ રણધીરે હસીને કહ્યું:–"યુવરાજપર વાર કરવાની મારી ઇચ્છા નથી; અરે મારામાં તેવી શક્તિ પણ નથી. તેમની પાસે તો હું છેક અજ્ઞાન છું અને તેથી તેમની પાસેથી કાંઇક શિખવાના ઇરાદાથીજ અહીં આવ્યો છું. એ સિવાય મારો બીજો કશો પણ હેતુ નથી."

યુવરાજ કાંઈ પણ કહ્યા કારવ્યા સિવાય તલ્વાર ચલાવવામાં રોકાયો. યુવરાજની અદ્દ્ભુત તલ્વાર બાજી જોઇ રણધીર અજાયબ થયો અને સાવચેતી પોતાના શરીરને સંભાળવા લાગ્યો પરંતુ થોડી-વારમાંજ તેના હાથમાંથી તલ્વાર છટકીને દૂર જઈ પડી. નજીકમાંજ રણધીરનો સજ્જેલો ઘોડો ઉભો હતો, તે ઘોડાના પગમાંજ રણધીરની તલ્વાર જમીન સાથે અથડાઇને ખૂંચી ગઇ. તલ્વારનો ઘાવ બહુજ થોડો વાગવા છતાં પણ ઘોડો જમીનપર ગબડી પડી તરફડવા લાગ્યો અને થોડી વારમાંજ પંચત્વને પામી ગયો. થોડી વાર સુધી તો બધા સ્તંભિત થઇને આ ઘણાજ અજાયબીભરેલા દેખાવને જોઈ રહ્યા. ઘોડો જ્યારે મૂર્ચ્છિત થયો, ત્યારે જનાર્દન ગર્જના કરીને બોલી ઊઠયો.–"પાપિષ્ઠ રણધીર! ઝેરીલી તલ્વાર લઇને યુવરાજનું ખૂન કરવા આવ્યો હતો? નીચ નરાધમ! તને તારા અન્નદાતા સાથે દગો કરતાં જરા પણ શર્મ ન આવી? અરે, જેનું અન્ન ખાધું, તેને પણ તું મારવાને તૈયાર થયો? શયતાન! હવે તારો છૂટકો થવાનો નથી. તારૂં મરણ

હવે નજીકમાંજ આવી પહોંચ્યું છે. તેં તારા કાળને હાથે કરીને બોલાવી લીધો છે, તારા મૃત્યુની ગર્તાને તેં પાપીયાએજ ખોદીને તૈયાર કરીછે !”

આમ કહી જનાર્દન ખુલ્લી તલ્વાર લઇને રણધીર તરફ ધસી જતો હતો, પરંતુ એ દરમ્યાન યુવરાજે એકદમ તેની પાસે આવીને તેને આગળ ધસતો અટકાવી દીધો અને પોતે તેના રસ્તા વચ્ચે ઉભો રહ્યો. યુવરાજે પોતાને આગળ વધતો અટકાવવાથી જનાર્દન સિંહની પેઠે ગાજી ઉઠયો અને રણધીરપર ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યો. પરંતુ એવામાં દેવળરાયે હાથમાં તલ્વાર લઈ એક ફટકો મારી રણધીરના મસ્તકને તલવારના એકજ આઘાતથી ઉડાવી દીધું. થોડીવારમાંજ રણધીરનું મસ્તક તથા ધડ વિખૂટું થઇ ગયાં અને જમીનપર આમ તેમ તરફડીયાં ખાતાં રગદોળાવા લાગ્યાં.

શત્રુને સજા મળી ખરી, પરંતુ તેનું પરિણામ ઘણુંજ દૂર જઇને ઉભું રહ્યું. અથવા તો અત્યંત ભયંકર આવ્યું. આ બનાવની ખબર સુધારા વધારા સાથે અનંતરાયને કાને સંભળાવા લાગી. તેણે તરતજ યુવરાજને બોલાવી મંગાવ્યો. યુવરાજ અપરાધી તરીકે અશ્વપર બેસી કાકા પાસે જવા માટે રવાના થયો. દેવળરાયે પણ સાથે જવાનો નિશ્ચય કર્યો, પરંતુ ભવાની પ્રસાદે તેને આવવાની મના કરી. જનાર્દન તરેહ તરેહવારની ચિન્તાઓમાં ગુંથાઈ ગયો હતો, તેથી કોઇની વાત તરફ તેનું કશું પણ લક્ષ નહોતું. યુવરાજના ચાલ્યા જવા પછી ઘોડાનાં પગલાં સાંભળી તેની વિચાર નિદ્રાનો ભંગ થયો. તેણે જોયું કે, ઘણેજ દૂર આવેલા એક રસ્તાપર યુવરાજ ઘોડો દોડાવતો એકલો જઈ રહ્યો છે, બે અંગરક્ષકો સિવાય બીજું કોઇ પણ તેની સાથે જણાતું નથી. એ જોઇને જનાર્દન ગભરાટમાં પડી ગયો. તેણે પોતાની પાસે ઉભેલા દેવળરાયને ઉદ્દેશીને પૂછ્યું:—“ કુમાર ! તમે યુવરાજની સાથે કેમ ન ગયા વારૂ ? ”

દેવળરાયે જવાબ આપ્યો.–" ભાઇએ મને સાથે આવવા દીધો નથી તેથીજ હું અહીં થોભી ગયો છું. તેઓ કહી ગયા છે કે, તું અહીં થોડીવાર ઊભો રહેજે, એટલામાં તો હું પાછો તારી પાસે આવી પહોંચીશ."

જનાર્દને કહ્યું:—" કુમાર, તમે ભાઇની સાથે ગયા હોત તો સારૂં થાત. હું ધારૂં છું કે હજી પણ જો તમારાથી તેમની સાથે જવાનું બને તો હમણાંને હમણાંજ રવાના થાઓ. મામલો ઘણોજ ભયંકર છે, માટે કોઇનાપર વિશ્વાસ રાખી બેસી રહેવામાં કશો ફાયદો નથી. જો મારૂં કહેવું માનો તો હમણાંજ અહીંથી રવાના થઇ તેમને જઇ મળો. હવે જરાપણ વિલંબ ન કરો."

દેવળરાયે કહ્યું:–" પણ તેમ કરવાથી કદાચ ભાઇ ગુસ્સે થશે તો ?"

જનાર્દન બોલ્યો:—" તો તેમને કહેજો કે મેં તમને ખાસ આગ્રહ કરીને મોકલ્યા છે."

આ સાંભળીને દેવળરાય આનંદની સાથે ઘોડાની પીઠપર કૂદકો મારી બેસી ગયો અને ભવાનીપ્રસાદ પાસે જવા માટે ચાલી નીકળ્યો. દેવળના ગયા પછી જનાર્દન ચિંતાતુર હૃદયે કાલીમાતાના મંદિરમાં ગયો. જનાર્દનની ઉમ્મર કાંઇ વધારે નહોતી, ત્રીસ વર્ષના અંદરનીજ હતી. તેના શરીરમાં હાથીના જેવું બળ હતું અને મુખપર વસંતની શોભા વિકસી રહી હતી. જનાર્દને લગ્ન કર્યાં નહોતાં, તેથી તેને છૈયાં છોકરાં પણ નહોતાં. યુવરાજ જ અત્યારે તેનું સર્વસ્વ હતું. યુવરાજનું રક્ષણ કરવું એજ તેના જીવનનું મુખ્ય ધ્યેય હતું.

આ તરફ યુવરાજ રાજમહાલયમાં કાકા પાસે જઇ પહોંચ્યો. અનંતરાય એકલો એક ઓરડામાં બેસી કાંઇક વિચાર કરી રહ્યો હતો. તે ઓરડો નાનો હોવા છતાં પણ સારી રીતે શૃંગારેલો અને જરૂરની બધી ચીજોથી ભરેલો હતો. ઓરડાનાં ભોંયતળીયાપર બેચાર

ફર્સીઓ તથા એક પલંગ પડયો હતો. દીવાલપર નિષધરાજ્યનો નકશો, **શ્રી** રામના તનય **કુશ** તથા **નળ**રાજાની છબિયો અને **લક્ષ્મી, સરસ્વતી,** દમયંતી આદિ દેવીઓની મનોહર પ્રતિમાઓ શોભી રહી હતી. પલંગ પાસેની ભીંતપર કેટલીક તલ્વારો, બે ચાર છરા, એકાદ ઢાલ તથા એક બખ્તર લટકી રહ્યું હતું.

યુવરાજ પ્રણામ કરી કાકા પાસે આવી ઉભો રહ્યો. **અનંતરાયે** તેની સાથે કશી પણ વાતચીત કરી નહિ. તે પોતાના મનમાંજ યુવરાજને શું કહેવું, તેનો વિચાર કરવા લાગ્યો. કેટલીકવાર સુધી બન્ને જણા ચૂપ જ રહ્યા. ત્યાર પછી તે ચૂપકીને દૂર કરી યુવરાજ ધીમેથી બોલ્યો;– " કાકા, આપે આપના આ સેવકને બોલાવ્યો છે, માટે તે આપની સેવામાં આવી હાજર થયો છે. કૃપા કરી સેવકને જે કાંઈ આજ્ઞા ફર્માવવી હોય તે ઘણીજ ખુશીની સાથે ફર્માવો. આપની જે કાંઇ આજ્ઞા થશે, તેનું પાલન કરવામાં આપનો આ પ્રિય પુત્ર કદાપિ પાછો હઠશે નહિ."

**અનંતરાયે** કહ્યું:—" હા, મેં તને બોલાવ્યો છે. પણ શા માટે બોલાવ્યો છે, તે તું જાણે છે ખરો કે ? મેં તેને અહીં કોઈ પણ જાતની આજ્ઞા આપવા બોલાવ્યો નથી, પરંતુ બીજા કોઇ જૂદાજ હેતુથી બોલાવ્યો છે."

**ભ**વાનીપ્રસાદે આતુરતાથી પૂછ્યું:–" કાકા, શા હેતુથી મને અહીં બોલાવ્યો છે, તે હું જાણી શકીશ ખરો કે ?

**અનં**તરાયે મુખ મરડીને કહ્યું:–" હા, તે હમણાં અને આ પળેજ જાણી શકીશ. આજકાલ તું બહુ જ જુલમી થવા માંડયો છે. તારા જુલ્મોની સજા આપવા માટે જ મેં તને અહીં બોલાવ્યો છે. એ સજા કરવાનો હેતુ તારા જુલ્મને આટલેથી જ અટકાવી દેવા સિવાય બીજો કશો પણ નથી."

# કાકો કે કાજી?

ભવાનીપ્રસાદે બહુજ નમ્રતાથી કહ્યું;—" કાકા, આ બાળકના અપરાધ તથા મૂર્ખતાની ક્ષમા કરશો. પણ જો આપ રજા આપો તો હું આપને એક પ્રશ્ન પૂછવાની ઇચ્છા રાખું છું, કે મેં શો અપરાધ કર્યો છે વારૂ ?"

અનંતરાયે પૂછ્યું:—"તેં રણધીરસિંહનું ખૂન શામાટે કર્યું? તને કોઈની હત્યા કરવાનો શો અધિકાર છે ?"

ભવાની કાંઈક કહેવા જતો હતો, એવામાં કાંઈક વિચાર આવવાથી તે બોલતો બંધ થયો અને થોડીવાર પછી પાછો કાંઇક વિચાર કરીને તે અત્યંત મૃદુ સ્વરથી બોલ્યો;—"રણધીર મારી હત્યા કરવા આવ્યો હતો."

અનંતરાયે પૂછ્યું:–" તારૂં શરીર જોતાં તો તું તદ્દન અક્ષત છે, તારા શરીરપર એક પણ આઘાત થયો નથી, તો પછી તું શી રીતે જાણી શક્યો કે, તે તારી હત્યા કરવાના ઉદ્દેશથીજ તારી સાથે લડવા માટે આવ્યો હતો વારૂ ?"

ભવાનીપ્રસાદે કહ્યું:–' ઝેર પાયેલી તલ્વાર લઇને તે મારી સાથે લડવા આવ્યો હતો, તેણે દગાબાજીથી મને દ્વંદ યુદ્ધમાટે બોલાવ્યો હતો. તે જે તલ્વાર લઇને મારી સાથે યુદ્ધ કરતો હતો તે ઘણીજ ઝેરીલી હતી. "

અનંતરાયે પૂછ્યું;—" તે તલ્વારનો તેણે તારા શરીરપર વાર કર્યો હતો ખરો કે ? "

ભવાનીપ્રસાદે જવાબ આપ્યો;–"ના, તે તેમ કરી શક્યો નહોતો." મારાપર આઘાત કરતાં પહેલાંજ તેના હાથમાંથી તે ઝેરીલી તલ્વાર છટકીને દૂર જઇ પડી હતી. ઇશ્વરકૃપાએ મારાપર તેનો આઘાત થયો નહોતો.

**અ**નંતરાયે પૂછ્યું:–" ત્યારે તેં શી રીતે જાણ્યું કે, તે તલ્વાર ઝેર પાયેલીજ હતી ? "

• **ભ**વાનીપ્રસાદે જવાબમાં જણાવ્યું કે;–" ઘોડાના શરીરપર તલ્વાર વાગતાંની સાથે તે તરતજ મરણ પામ્યો છે, એ પરથી નિર્વિવાદ સિદ્ધ થઈ શક્યું છે કે, તેની તલ્વારને ઝેર પાવામાં આવ્યું હતું. જો તેમ ન હોય તો સાધારણ આઘાત થતાંની સાથેજ પ્રચંડ બળશાળી અશ્વ કદાપિ મૃત્યુવશ થાય જ નહિ.

**અ**નંતરાય કેટલીકવાર સૂધી ચૂપ રહ્યો. **અ**નંતરાયની એવી સ્થિતિ જોઇને **ભ**વાનીપ્રસાદ પણ શાંત રીતે ઉભો રહ્યો. તેણે ધાર્યું કે, પોતાના તે ઉત્તરથી, કાકો કાંઈક સંતુષ્ઠ થયો છે. પરંતુ તે તેની માત્ર એક પ્રકારની ભૂલજ હતી. અનંતરાયે કહ્યું;–" વારૂ, ધારો કે કદાચ તે ખરેખર ગુન્હેગાર હોય તો પણ તેના ગુન્હાની સજા આપનાર તું કોણ? તેને સજા આપવાનો તને શો અધિકાર છે, શી સત્તા છે ?"

**ભ**વાનીપ્રસાદે કહ્યું:–" દ્વંદયુદ્ધમાં સ્હામે આવનાર યોદ્ધાને મારવાનો સર્વ કોઇને અધિકાર હોઈ શકે છે. રણધીરસિંહને પણ મેં તે ચાલુ રિવાજને અનસરીનેજ માર્યો છે. તેમાં કશો પણ અન્યાય કર્યો નથી."

**અ**નંતરાય ચૂપ રહ્યો; થોડીવાર પછી ફરીવાર બોલ્યો:–" તારી વાતપરથીજ સ્પષ્ટ જણાઈ આવે છે કે, રણધીર હથિયાર વિનાનો હતો, તો શું હથિયાર વિનાના મનુષ્યની હત્યા કરવી એ વીરોચિત કર્મ ગણાય ખરૂં કે ? રણધીરને મારવામાં તે ભયંકર અન્યાય કર્યો છે, અત્યાચાર આરંભ્યો છે. "

**ભ**વાનીપ્રસાદે કહ્યું:—" તેને માટે હું કદાચિત્ વીરેન્દ્ર સમાજમાં નિંદાને પાત્ર થઇ શકું તેમ છું, પરંતુ રાજાની પાસે અપરાધી ઠરી શકતો

નથી. રણધીરની હત્યા કરવામાં મેં કોઈ પણ પ્રકારનો અત્યાચાર કે અન્યાય કર્યોજ નથી.”

“ ત્યારે રાજા કોણ છે ? તું કોને રાજા તરીકે સ્વીકારે છે ?” અનંતરાયે પૂછ્યું.

“ આપ પોતેજ રાજા છો, હું આપનેજ રાજા તરીકે સ્વીકારૂં છું. ” ભવાનીપ્રસાદે જવાબ આપ્યો.

“ ખોટીવાત, તું જાણે છે કે તું પોતેજ રાજા છે અને એજ અભિમાનથી તું જ્ઞાન શૂન્ય થઇને મારૂં અપમાન કરી રહ્યો છે, તથા રાજ્યમાં મરજી મૂજબ અત્યાચાર—જુલ્મ કરવાને તૈયાર થયો છે.” અનંતરાયે ગંભીરતા કહ્યું.

“ કાકા, ક્ષમા કરો. આ જગતમાં આપના સિવાય મારૂં બીજું કોઇ પણ નથી. હું મહા પાપિષ્ટ અને અત્યાચારી હોઈ શકું છું, પરંતુ કાકા, મારાથી કદાપિ આપનું અપમાન કરી શકાય તેમ નથી. અત્યાર સુધીમાં મેં કદાપિ આપનું અપમાન કર્યું નથી અને ભવિષ્યમાં પણ નહિજ કરૂં. મારા મનમાં તે પાપવાસનાનો સંચાર થતાં પહેલાંજ હું મારા હૃદયના ચૂરેચૂરા કરીને મારી પોતાની મેળેજ મરણને શરણ થઇશ. ” ભવાનીપ્રસાદે કહ્યું.

અનંતરાયે કહ્યું;—“ આટલી ઉમ્મરમાં આવી બદમાશી શિખ્યો છે ? તારા શિક્ષાગુરુ જનાર્દનને હું બહુ સારી રીતે ઓળખું છું, તેની પણ હું થોડાજ વખતમાં ખબર લેવા માગું છું. ભવાની ? આટલી વયમાં આવો ભયંકર જુલ્મ કરી પ્રજાના મનમાં અસંતોષ અને વૈમનસ્ય ઉત્પન્ન કરાવવામાં કશો સાર નથી. હું ધારૂં છું કે, જો તું તારા વર્તનને ન સુધારતાં આવું ને આવુંજ દૂષણીય રાખીશ તો રાજ્યના સિંહાસનપર આવતાં પહેલાંજ મરણને શરણ થઇ જઈશ. તારા આ અત્યાચારે તો અન્યાયનો અવધિ કર્યો છે. ”

**ભ**વાનીપ્રસાદે કહ્યું:-" પણ કાકા, મારાથી એવો તે શો અપરાધ થઈ ગયો છે કે આપ મારાપર આટલા બધા કોપિત થઇને મને ભયંકર પાપાત્માના નામથી સંબોધી રહ્યા છો? આ જીવનમાં કદાપિ કોઇનું અનિષ્ટ કર્યું નથી, અહિત ઇચ્છ્યું નથી, છતાં પણ આપ આવા ભીષણ આક્ષેપો મારા શિરપર શામાટે મૂકો છો?"

" અપરાધ ? એક નહિ પણ અનેક અપરાધો કરવા છતાં હજી શો અપરાધ કર્યો છે, એવો વિલક્ષણ પ્રશ્ન પૂછે છે ? જેવું સ્મરણ થતાં પણ મારા શરીરમાં કંપનો આવિર્ભાવ થાય છે. એવા એવા તેં અનેક અપરાધો કર્યા છે. શું તું અકપટહૃદયથી બધી વાતો કહી રહ્યો છે ? કેમ તેં આ વાતમાં સત્યને ગૌણ અથવા છૂપાવી રાખી અસત્યને પ્રધાન નથી માન્યું ?" અનંતરાય બોલ્યો.

" જૂઠું જીંદગીમાં કદી પણ બોલ્યો નથી અને અત્યારે પણ બોલીશ નહિ. અકપટહૃદયથી હું બધી બીના કહેવા આવ્યો હતો, પરંતુ સ્નેહી કાકાને અત્યારે ન્યાયાધીશ રાજાના આસનપર વિરાજેલા જોવાથી મારૂં હૃદય સંકુચિત થઇ ગયું છે. બધી વાતો ખુલ્લી કરીને કહેવાનું મારાથી સાહસ પણ થતું નથી. કૃપાળુ કાકા! હું આ સંસારમાં આપના વિના દુનિયાના કોઇપણ પુરુષને પૂજનીય માનતો નથી. આપજ મારા પિતા છો, આપની પ્રત્યેક આજ્ઞાઓનું પાલન કરવાને હું બંધાયલો છું. અત્યાર સૂધીમાં મેં કદાપિ આપની આજ્ઞા વિરુદ્ધ કોઈ પણ પ્રકારનું વર્તન ચલાવ્યું નથી, છતાં આપ અત્યારે મને જે કઠોર શબ્દો સંભળાવો છો, તે સાંભળીને મારા હૃદયના ચૂરેચૂરા થઈ જાય છે, અંતરની સર્વ આશાઓનો અંત આવે છે."

**અ**નંતરાયે કહ્યું:-" વળી પાછો મને રાજા કહીને બનાવે છે, મારી મશ્કરી કરે છે ? રાજા કોણ છે ? રાજા કોણ છે ? હું તો માત્ર

તારો એક રક્ષક છું. રાજા તો તુંજ છે. હું તારો ગુલામ છું, તાબેદાર છું. હું કંઈ પણ જાણી કે સમજી શકતો નથી કે, વિનાકારણ તું મને દૂર ખસેડવાના શાંશાં કારસ્થાનો રચી રહ્યો છે? ભવાની! કાવત્રાં કે દગાબાજી રચવાની કશી જરૂર નથી. કારણ કે, તેમાં તું કોઇ પણ રીતે ફાવી શકવાનો નથી. જો હું તારા સુખના માર્ગમાં કાંટારૂપ થઇ પડ્યો હોઉં તો મને રજા દઇદે, એટલે આટલેથીજ આપણો છૂટકો થાય પણ ભાઇ, જો આજથી દગાબાજી કરતાં શિખીશ તો ભવિષ્યમાં હેરાન હેરાન થઇ જઇશ."

ભવાનીપ્રસાદે ગળગળો થઇને કહ્યું:—" કાકા, કાકા, એ ભલા કાકા, હું આપને પગે પડીને કહું છું કે, મેં કદાપિ કોઇપણ પ્રકારનું કારસ્થાન કર્યું નથી. હું સોગનપૂર્વક કહું છું કે, જ્યાં સૂધી આ શરીરમાં પંચ પ્રાણ વિરાજતા હશે, ત્યાં સૂધી કદાચિત્ અનંત કોટિ બ્રહ્માંડો ભાંગી પડશે અને સમસ્ત જનસમૂહનો ક્ષય થઇ જશે, તો પણ હું આપનું અનિષ્ટ નહિજ કરૂં. આપના અહિતની કામનાને કદાપિ લક્ષમાં નહિજ લાવું. મને આ વિશ્વની કોઇ પણ વસ્તુની સ્પૃહા નથી. હું રાજ્ય, ઐશ્વર્ય, સંપત્તિ કે, સત્તા આદિ કોઇપણ પદાર્થને ઇચ્છતો નથી. મને તો કેવળ આપના પવિત્ર સ્નેહનીજ આકાંક્ષા છે. હું રાજ્યનો ભૂખ્યો નથી. પણ આપના પ્રેમનોજ ભૂખ્યો છું. આપના પ્રેમ વિના મને કોઇ પણ પદાર્થની ઇચ્છાજ નથી."

" તું બાળક, એક નાનકડું બચ્ચું શઠતાથી મને છેતરવા માગે છે? તું જૂઠા બોલો છે, છેતરણો છે. દગાબાજ છે. જો હું તારા કરતાં ચતુર અથવા ચાલાક ન હોત તો તું રણધીરની પેઠે મારા માથાને પણ એક દિવસ ધૂળ ચાટતું બનાવી દેત. મારા લોહીના પ્રવાહને મા-

ટીમાં મેળવી દેત. પણ મારા સદ્‌ભાગ્યયોગે હું તારા છળ, દગા પ્રપંચથી મારા ચૈતન્યને ભૂલ્યો નથી. તેં જે નરહત્યાનો ભયંકર અપરાધ કર્યો છે, તેનો ઈન્સાફ ભરી અદાલતમાં ચલાવવામાં આવશે. તારા આ અપરાધની ક્ષમા કદાપિ મળી શકશે નહિ. તું અત્યાચારી અથવા જુલ્મી થયો છે, માટે તારે તેની સજા અવશ્ય ભોગવવીજ પડશે ! અરે કોણ છે રે ? પ્રહરી !"

અનંતરાયનો અવાજ સાંભળતાંની સાથેજ પ્રહરી આવીને હાજર થયો. અનંતરાય બૂમ પાડી બોલી ઊઠયો કે:—".પ્રહરી, યુવરાજ ભવાનીપ્રસાદ અત્યારથી તારો બંદીવાન થયો છે, આવતી કાલના દરબારમાં તેનો બરાબર ઈન્સાફ કરવામાં આવશે. જા, હમણાં ને હમણાં જ એને અહીંથી લઈ જા."

પ્રહરી તો આ વાત સાંભળતાંની સાથેજ સ્તંભી ગયો, તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. યુવરાજને લઈ જવાની વાત તો દૂર રહી, પણ તે પોતેજ બીકનો માર્યો દૂર જઈ ઉભો રહ્યો. એવામાં એક મોટા અવાજની સાથે સામેનું દ્વાર જોસબંધ ઉઘડી ગયું. દ્વાર ઉઘડતાંની સાથેજ દેવળરાય અંદર આવી પહોંચ્યો. એ જોઈ અનંતરાય ચીડાઈને બોલ્યો:–"દેવળ ! તું અહીં શા માટે આવ્યો ?"

"મારા ભાઈને છોડાવવા માટે અથવા તો તેમની મદદ માટે ! જ્યાં મારા ભાઇ જશે, ત્યાં હું પણ જઈશ. ભાઈના હાથમાં બેડીઓ પડશે તો હું પણ ઘણીજ ખુશીની સાથે તેવીજ બીજી બેડીઓને મારા હાથમાં પધરાવીશ. મારાથી ચૂડીઓ પહેરી બેસી રહેવાશે નહિ." દેવળરાય જુસ્સામાં આવી બોલી ગયો.

"પણ, અહીં આવ્યા પહેલાં તારે મારી પરવાનગી લેવી જોઈતી

હતી. તું નથી જાણતો કે વિના પરવાનગીએ રાજ્યના કામકાજના ઓરડામાં દાખલ થવાની હરકોઇને સખ્ત મના છે ? ” અનંતરાયે કહ્યું.

“ પિતાજી, તે હું બહુજ સારી રીતે જાણું છું. પણ, પિતાની પાસે પુત્રને બેધડક આવવાની છૂટ છે. ગમેતેવા કાર્યમાં રોકાયલા પિતા પાસે બાળક ઇચ્છાપૂર્વક ગમે તે સમયે જઈ શકે છે. ” દેવળરાયે જવાબ આપ્યો.

“ પિતાની પાસે પુત્રને આવવાનો હક્ક છે, એ ખરૂં; પરંતુ તે હક્ક પણ અમુક સમયેજ ઉપયોગમાં આવે છે. તે હક્કનો આવો દુરુપયોગ કરી શકાતો નથી. જા, હું અત્યારે રાજ્યના કામકાજમાં રોકાયલો છું, માટે અહીંથી એક પળનો પણ વિલંબ કર્યા વિના તારી ઇચ્છામાં આવે ત્યાં ચાલ્યો જા.” અનંતરાય બોલ્યો.

તે સમયે દેવળરાયે યુવરાજ ભવાનીપ્રસાદનો હાથ પકડીને કહ્યું:– “ આવો, ભાઇ ! પિતાજી અત્યારે રાજ્યના કામકાજમાં રોકાયા છે, માટે આપણે અહીંથી રવાના થઇએ. કામ પડશે ત્યારે પાછા તેમની પાસે આવીશું.”

અનંતરાયે કહ્યું:–“ તારો ભાઈ હવે આવી શકશે નહિ. તારે જ્યાં જવું હોય ત્યાં ચાલતો થા. ”

દેવળરાય બોલ્યો:—“ ના, હું એકલો જઈ શકીશ નહિ. જ્યાં સૂધી મારા ભાઈનું કામ હશે, ત્યાં સૂધી હું પણ અહીંજ રોકાઈ રહીશ. જ્યારે તેમનું કામ પતી જશે, ત્યારે તેમની સાથેજ અહીંથી રવાના થઇશ.”

“ તારો ભાઇ અત્યારે બંદીવાન થયો છે, રાજ્યનો ભયંકર ગુન્હેગાર ઠર્યો છે. ” અનંતરાયે કહ્યું.

“ મારા ભાઇ બન્દીવાન થયા છે ? રાજ્યના અપરાધી ઠર્યા છે ? તદ્દન જૂઠી વાત. તેમ કદાપિ બનેજ નહિ. ન ભૂતો ન ભવિષ્યતિ.

મારા ભાઈ કદાપિ કશો અપરાધ કરેજ નહિ. પણ હા—તેમને કોણે બન્દીવાન બનાવ્યા છે ? તેમના શિરપર કયા પાખંડીએ ગુન્હો સાબિત કરવાની કોશિશ કરી છે ” દેવળ ગુસ્સામાં આવી બોલી ઊઠયો.

“ કેમ, દેવળ ! સભ્યતાની સીમાને આટલી હદ સુધી કેમ ઓળંગી જાય છે ? મેં પોતેજ તેને બંદીવાન બનાવ્યો છે, અપરાધી ઠરાવ્યો છે. આવતી કાલે અદાલતમાં તેનો ઘટતો ઇન્સાફ કરવામાં આવશે. ” અનંતરાયે કહ્યું.

“ મારા ભાઇને કયા તહોમતથી તમે ગુન્હેગાર ઠરાવો છો ? ” દેવળરાયે આતુરતાથી પૂછવાનો પ્રયત્ન કર્યો.

“ તે તારે સાંભળવાની જરૂર નથી. ” અનંતરાયે પણ તેવોજ ઉડાઉ જવાબ આપ્યો. ”

“ મારા દેવતા જેવા ભાઇને કેદખાનામાં મોકલી આપો છો, રાજ્યના માલિકનો સાધારણ રૈયત મારફત ઇન્સાફ કરાવો છો ? અને તેમણે શો ગુન્હો કર્યો છે એનો જવાબ આપતા પણ આટલાબધા અચકાઓ છો ? કહો, કહો, મારા ભાઇનો શો અપરાધ છે ? શું તે પણ મને નહિ જણાવો ? ” દેવળે પૂછ્યું.

અનંતરાયે જવાબ આપ્યોઃ—“ તેણે ભયંકર અપરાધ કર્યો છે. નરહત્યા કરી છે, હૃદયને કંપાવે તેનું ભીષણ ખૂન કર્યું છે. એ ખૂનનો આરોપી ઠરાવીનેજ આવતી કાલે તેનો ઇન્સાફ ચલાવવાનો છે.”

“ નરહત્યા ? ખૂન ? કોનું ખૂન ? રાજ્યના એક મામૂલી સિપાહી રણધીરસિંહનું ખૂન ? ” દેવળે પૂછ્યું.

“ હા, રાજ્યના મુખ્ય કર્મચારી રણધીરસિંહનું ખૂન, ભવાની-પ્રસાદે કર્યું છે. અરે તે ખૂન કરીને તેણે મારી આબરૂને ધૂળમાં

મેળવી છે. મારા કપાળમાં કલંકનું કાળું ટીલું કર્યું છે.” અનંતરાય ઉશ્કેરાઇને બોલ્યો.

“અથવા તો ગુપ્તઘાતક, રાજદ્રોહી દગાબાજ રણધીરસિંહ જેવી રીતે મરવો જોઇએ, તેવીજ રીતે તે દુરાત્મા ચાંડાલનો સંહાર કરવામાં આવ્યો છે. પૃથ્વીપરથી એક દગાબાજ મનુષ્યનું અસ્તિત્વ નષ્ટ થયું છે. તે નીચ અને નરાધમને જેવી જોઇએ તેવીજ સજા કરવામાં આવી છે, ભાઈ ભવાનીપ્રસાદે એમાં કોઈ પણ પ્રકારનો અન્યાય કે અત્યાચાર કર્યોજ નથી. એક બહાદુરનરને છાજે તેવોજ ઇન્સાફ આપીને વૈરનો બદલો ખૂનથીજ લીધો છે. એવા લૂણહરામીનો નાશ કરવામાં કોઇપણ જાતનો ગેરઇન્સાફ થયોજ નથી.” હૃદયે કહ્યું.

“કુમાર, તું ભૂલે છે. તારા આ વચનો તારી ઉચ્છૃંખલતાને સાબીત કરી આપે છે. કોની સમક્ષ આવાં કઠોર, બાણ જેવાં તીવ્ર વચનો બોલી રહ્યો છે, તેનો તને કશો પણ ખ્યાલ આવે છે ખરો કે? આજે તારી ઉદ્ધતાઇનો અવધિ થયો છે. તારી તોછડાઈ જોઇને તારા પ્રતિનો મારો જે કાંઈ સ્નેહ હતો તે પણ નાબૂદ થયો છે. હજી પણ જો તું તારૂં ભલું ચહાતો હો તો અહીંથી સત્વર ચાલ્યો જા. નહિ તો પરિણામ વિકટ આવશે.” અનંતરાયે ક્રોધના આવેશમાં આવીને ઘણાજ જોસની સાથે ઉપલાં વચનો ઉચ્ચાર્યાં.

“ના, પિતાજી, હું ભૂલતો નથી, પણ આપજ ભૂલો છો. સ્વાર્થરૂપ શલાકાથી આપનાં મનશ્ચક્ષુ ફૂટી ગયાં છે, અધર્મરૂપ આકાંક્ષાની તીક્ષ્ણ અસિધારાથી આપનું હૃદય ભેદાઈ ગયું છે અને પાપરૂપપિશાચે આવીને આપના કાનમાં પૂંભડાં ઠાંસી દીધાં છે. આ સર્વ કારણોથી આપ મારા નિર્દોષ બંધુને અપરાધી ઠરાવો છો, ભયંકર કારાગૃહમાં

મોકલવાને તૈયાર થયા છો. શું જે પાપિષ્ટ પુરુષ દગાબાજીથી આપણો સંહાર કરવા આવે તેને જીવતો જવા દેવો એ ક્ષત્રિયધર્મનું ઉચિતકાર્ય ગણાય ખરૂં કે? ના–કદાપિ નહિ. તેવા દુરાત્માઓને તો ધરાના વક્ષ પરથી નિર્મૂળ કરવા એજ મહાપુણ્યનું કાર્ય છે. વળી મારા ભાઈ તદ્દન નિર્દોષ છે, તેઓ રણધીરસિંહના ખૂની નથી. ખૂની હું છું અને અપરાધી તેઓ ઠરે? મારા કરેલાં કર્મનું ફળ તેઓ ભોગવે? એ ક્યાંનો ન્યાય? ક્યાંનો ઈન્સાફ? તે નરકુળનો કલંકરૂપ પિશાચાત્મા રણધીર ઝેરીલી તલ્વાર લઈને ભાઈની હત્યા કરવા આવ્યો હતો, તેથી મેં પોતેજ મારા હાથથી તેનો વધ કર્યો છે. મારી કમ્મરપર લટકતી આ તેજસ્વિની તલ્વારની ધારાથી તેના મસ્તકને ધુળ ચાટતું કર્યું છે. મારા જમણા હાથના ભીષણ પ્રહારથીજ તે ધરાશાયી થયું છે. જો કદાચ મારા આ ઇન્સાફને અપરાધ ગણવામાં આવતો હોય, તો તેની સજા ભોગવવાને હું તૈયાર છું. પરંતુ મારા ભાઇને તો હું કદાપિ તે સજા ભોગવવા દઈશ નહિ. તેમને નિર્દોષ તરીકે સાબીત કરવા માટે હું મારા પ્રંચપ્રાણનું બલિદાન આપીશ. હૈયાના રક્તની ધારા વેહરાવીશ. પણ તેમને કોઈ કાળે પણ કારાગૃહવાસી નહિ થવા દઉં તે નહિજ થવા દઉં?" દેવળરાયે જુસ્સાથી કહ્યું.

"તું જે કાંઈ કહે છે તે બધું બનાવટી છે. જૂઠું–તરકટ છે. મને તારી આ નિર્માલ્ય વાતોપર લેશ માત્ર પણ વિશ્વાસ આવતો નથી. ભવાનીપ્રસાદના ગુન્હાને રદ કરવા માટે તેં આ એક યુક્તિ શોધી કાઢી છે. તે સિવાય તેમાં સત્યનો અંશ માત્ર પણ નથી. દેવળ! પિતા સમક્ષ આવા અવિનિત અને કઠિન શબ્દો ઉચ્ચારવાનો પુત્રને કશો પણ અધિકાર નથી. મને લાગે છે કે તું આજે તારા પુત્ર

ધર્મને ભૂલી જઇને અન્યાયી તથા અત્યાચારીનો આશ્રિત થયો છે.” અનંતરાયે કહ્યું.

“ બનાવટી ? જૂઠું ? પિતાજી ! આપ આ સર્વ શું બોલો છો ? જો હું જૂઠું બોલતાં, બનાવટી વાતો કરતાં શિખ્યો હોત તો મારા સત્યપ્રિય બંધુનો કદાપિ પ્રેમપાત્ર થઇ શકત નહિ. અરે ! તેઓ મારા સ્હામું પણ જોત નહિ. જૂઠું શું છે એનો તો મને સ્વપ્નમાં પણ વિચાર આવ્યો નથી અને ભવિષ્યમાં પણ આવે તેમ નથી. આમ જૂઓ, હજી પણ મારી આ તલ્વાર તે નરાધમના લોહીથી રંગાઇ રહી છે. ભાઇનો નિષેધ હોવા છતાં પણ મે તેની કશી પરવાર કર્યા સિવાય તે પાપાત્માને છાંટી નાંખ્યો છે. એ અપરાધથી જો આજે ભાઇ કારાગૃહમાં જતા હશે, તો દરબારમાં આવી હું બધા સભાસદોને કહી દઇશ કે, મેંજ ગુપ્તઘાતક રણધીરસિંહનું ખૂન કર્યું છે, તે રાજઘાતક ચંડાળનો મેં પોતેજ સંહાર કર્યો છે. ભવાનીપ્રસાદ સર્વથા નિર્દોષ અને નિરપરાધી છે. તેમનાપર કેવળ જૂઠો–હડહડતો આક્ષેપજ મૂકવામાં આવ્યો છે. પિતાજી ! આપની એ ધારણા કદાપિ ફળીભૂત થવાની નથી તે નથીજ. જ્યાં સૂધી મારો દેહ હશે, ત્યાં સૂધી મારા ભાઈ જનસમૂહમાં કદી પણ અપરાધી રૂપે સિદ્ધ થઈ શકશે નહિ. તેમને કશી પણ ઇજા આવી શકશે નહિ.—દેવળરાયે ભવાનીપ્રસાદના બચાવમાટે સર્વ સત્યવૃત્તાંતનો સ્ફોટ કરીને આગળ કહેવા માંડયું કે;–

“ પિતાજી ! આજે આપની આંખો સ્વાર્થપરાયણતાના પડદાથી ઢંકાઇ ગઇ છે તેથીજ આપ મને પુત્રધર્મથી વિમુખ થયેલો ગણી કાઢો છો. પણ વાસ્તવિક તેમ નથી. મેં મારો ધર્મ બજાવવામાં મેં કોઈ પણ જાતની ખામી આવવા દીધી નથી અને ભવિષ્યમાં પણ આવવા દઇશ નહિ.

પણ આજે તો આપ પોતેજ પિતૃધર્મથી વિમુખ થયાછો. પિતા હોવા છતા **ભ**વાની જેવા નિર્દોષ બાળકને કેદખાનામાં મોકલવાને તૈયાર થયાછો. જેણે દગો પ્રપંચકે પાપનો સ્વપ્નમાં પણ વિચાર કર્યો નથી. જુલ્મ એ શી વસ્તુ છે એ પણ જેઓ જાણુતા નથી, તેમને વિના કારણ ભયંકર અપરાધી તરીકે જનસમાજમાં કલંકિત કરવાને તૈયાર થયાછો. આપનો આ અન્યાય કાંઈ જેવો તેવો ભયંકર નથી. જે પુરુષે પોતાનું રાજ્ય, સત્તા અને શરીર આદિ સર્વ આપને સમર્પી દીધું છે, તેનું પણ આપ આવું અનિષ્ટ અથવા અહિત કરવાને તત્પર થયા છો, એ જોઇને મને ઘણીજ દિલગીરી થાય છે. આપ મારા પિતા છો અને હું આપનો પુત્ર છું, એ બધું હું બહુ સારી રીતે જાણું છું. પણ પિતા દ્વારા અન્યનું અહિત થતું જોવાની શક્તિ મારામાં નથી. હું અન્યાય કે અધમતાનો પક્ષપાતી નથી. પણ સત્ય એજ મારા જીવનનું ધ્યેય છે. મારા જીવનમાં હું અન્યાય કે અનીતિને કદાપિ જોઇ શકીશ નહિ,”

આ સાંભળીને **અ**નંતરાય આભો બની ગયો. તેના મુખપર ક્રોધની લાલ રેષાઓ સ્પષ્ટ જણાવવા લાગી. આંખમાંથી આગની ચિનગારીઓ વર્ષવા લાગી. ઘણીવાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી તે બહુજ ગંભીર અવાજથી બોલ્યોઃ—“ જા, પહેરેગીર હમણાં તું અહીંથી બહાર ચાલ્યો જા.” પહેરેગીર તરતજ ચાલ્યો ગયો. **ભ**વાનીપ્રસાદ સ્થિરતાથી એક કોરાણે ઉભો રહ્યો. **અ**નંતરાય ફરીવાર કાંઇક વિચારવા લાગ્યો. છેવટે તે બોલ્યોઃ—“ દેવજી ! આજથી તું તારા મહાલયમાંજ જઇ વસજે. **ભ**વાનીપ્રસાદના પ્રેમભવનમાં કદી પણ જઇશ નહિ. કુસંગમાં રહેવાથી તારી બુદ્ધિ બગડી ગઇ છે, તારી વિચાર શક્તિનો લોપ થઇ ગયો છે. તારૂં આચરણ પણ તદ્દન બદલાઈ ગયું છે. તું

ઉદ્ધત અને ઉચ્છૃંખલ થવા માંડયો છે. જો હવે પછી મારી આજ્ઞા પ્રમાણે નહિ વર્ત્તે તો સખ્ત સજાને પાત્ર થઈશ. મારી વિરુદ્ધ વર્ત્તન ચલાવીશ, તો હું ભયંકરમાં ભયંકર ગણાતી સજા કરીને તારી તે ઉચ્છૃંખલતાનો નાશ કરીશ." ત્યાર પછી તેણે યુવરાજ **ભવાનીપ્રસાદને** ઉદ્દેશીને કહ્યું:–"**ભવાની**! તું મારી રજા લીધા સિવાય કદી પણ તારા મહાલયમાંથી બહાર નીકળીશ નહિં. જો મારી આજ્ઞા વિરુદ્ધ એક પગલું પણ બહાર મૂકીશ તો રાજ્યનો ભયંકર અપરાધી ઠરીશ. જા, અત્યારે તો હું તને ક્ષમા આપુંછું."

## ચતુર્થ પરિચ્છેદ

# નીલાકાશમાં કાળાં વાદળાં

"લચ્છમી કહે મેં નિત નહીં, ન પુરૂં કોઇ આશ;
કિતનેકે રામ રમ ગયે, (ઓર) કિતને ગયે નિરાશ."

અગન પલિતા રાજદંડ, ચોર મૂલસે જાય;
ઇતના દંડ દુનિયા સહે, (પણ) ધર્મ સહ્યો ન જાય.

ચિંતાકુળ ચિત્તે ચાલીને ધીમે ધીમે યુવરાજે એકલાએ પ્રેમભવન ભણી પ્રયાણ કર્યું. પ્રેમભવનમાં જતાંની સાથેજ તેણે **જનાર્દનની** તપાસ કરાવી; પરંતુ કોઇ પણ સ્થળેથી તેનો પત્તો ન મળવાથી છેવટે તે પોતાના શયનગૃહમાં આવી બેઠો અને શયનગૃહનાં દ્વારને અંદરથી બંધ

કરી લીધાં. ત્યાર પછી તે ગૃહમાંની મૃણ્મયી ચતુર્ભૂજા કાલિકાદેવીની પ્રતિમા સ્હામું જોઇને રડવા લાગ્યો. માતાનાં ચરણો ધોતી આંસૂની ધારાઓ વેગપૂર્વક વહેવા લાગી. તે હાથ જોડી રૂંધાયલા અવાજથી બોલ્યોઃ—" માતા ! તારા આ પુત્રને રડાવવાથી તને શું સુખ મળવાનું છે? આટલું આટલું રૂદન કરવા છતાં, તારા હૃદયપર કશી પણ વ્યથા થતી નથી માતા ? સર્વસ્વ હતું, પણ તે બધું ધીમે ધીમે ચાલ્યું ગયું છે. માતા હતી, તે સ્વર્ગમાં ચાલી ગઇ. પિતા હતા તે પૃથ્વીપર એકલો રડતો મૂકી તારા પવિત્ર સ્થાનમાં વિદાય થયા ! રાજ્ય હતું, તે પણ કાકાના હાથમાં ચાલ્યું ગયું ! હાય ! તારા સ્નેહના આધારને તેં આ ક્ષુદ્ર ફલ જેવા હૃદયમાં છૂપાવી રાખ્યો હતો; તેને પણ છેવટે ખેંચી લીધો ? જ્યારે તેં મારૂં સર્વસ્વ લઇ લીધું છે, ત્યારે આ પ્રાણને પણ શા માટે નથી લઇ લેતી ? જે હૃદયમાં આરામ નથી, શાન્તિ નથી, તે હૃદયને આ પૃથ્વીપર એકલું મૂકીને તું શા માટે રડાવે છે? જે આંખોમાં આંસૂનું એક બિન્દુ પણ રહ્યું નથી, તે આંખોમાંથી આંસૂની ધારાઓ વહેવડાવવાને તું કેમ તૈયાર થઇ છે. મરુભૂમિ જેવા હૃદયમાં દુઃખનો દાવાનળ શા માટે પ્રજળાવે છે, પરમ ભગવતીદેવિ ? ક્ષમા કર ! આ સંતાપથી રીબાતા, પરિતાપથી પીડાતા અને દુઃખથી દુભાતા હૃદયને હવે સત્વર તારા પવિત્ર રાજ્યમાં લઈ જા. આ શૂન્ય સંસારના વિષમ આઘાતોમાંથી માતા ! મારી રક્ષા કર ! રક્ષા કર !! " આમ કહેતાં કહેતાં તેની આંખમાં દડ્દડ્ આંસૂની ધારાઓ વહેવા લાગી. અશાન્ત હૃદયથી તે માતાના પવિત્ર પગમાં પડીને ઘણું ઘણું રડવા લાગ્યો. રડીરડીને તેની આંખો રાતી થઇ ગઈ. આંખમાંનાં આંસૂ પણ સૂકાઇ ગયાં

બહુ બહુ રડવાથી હૃદયનો ક્ષોભ દૂર થયો, અંતરમાં શાંતિનો સંચાર થયો. તેના મનનો ભાર કાંઇક હળવો થયો. હૃદયના ઉચ્છ્વાસો

શાન્ત થતાં યુવરાજ એક બારી પાસે આવી ઉભો રહ્યો. આ સમયે તેની નજર ઘણી દૂર-અત્યંત દૂર પડી; જે સ્થળે નીલાકાશના શરીર સાથે વાદળાંના રંગ જેવી પર્વતોની હારો મળી ગઈ હતી, ત્યાં સુધી યુવરાજની દૃષ્ટિ પડી. પર્વતોની પંક્તિઓપર કાળાં વાદળાં દેખાતાં હતાં અને એ કાળાં વાદળાંપર બીજાં કેટલાંક ઘનઘોર નીલમેઘ જણાતાં હતાં! અહાહા! શી તેની મધુરી શોભા! તેની કેવી મનોહર રમ્યતા! નયન રંજક સુંદરતા! આકાશના પટપર એવું સુંદર ચિત્ર કોણે ચિતર્યું હશે? એ કૃષ્ણ અને કાલીનું સંમિલન, એ શરદઋતુના આકાશ સાથે વિશાલ વારિધિનું આલિંગન, અરે એ હૃદયે હૃદયમાં પ્રેમના કૂજનને કોણે આલેખ્યું હશે? એવી મનોરમ્ય સુંદરતાને કોણે ઉત્પન્ન કરી હશે?

એવામાં બારી તળે અચાનક એક શબ્દ સંભળાયો. એ સાંભળીને યુવરાજે પાછા ફરીને જોયું તો જણાયું કે, બારીતળે **જનાર્દન** કોદાળી લઇને માટી ખોદી રહ્યો છે. એ જોઇ તેણે અજાયબીથી પૂછ્યું કે:—“ કેમ, **જનાર્દન**! તમે અત્યારે આ શો ધંધો લઈ બેઠા છો વારુ?”

જનાર્દને પાછું વાળી જોયું અને ત્યાર પછી કહ્યું:—“ યુવરાજ! અહીં આવો, કૃપા કરી અહીં આવો.”

યુવરાજનું શયનગૃહ બીજા મજલાપર હતું; ત્યાંથી ઉતરીને **ભવાનીપ્રસાદ** **જનાર્દન** પાસે આવી પહોંચ્યો. **યુવરાજને** પોતાની છેક નજીકમાં આવેલો જોઇને **જનાર્દને** પૂછ્યું:—“ કેમ શા સમાચાર છે, યુવરાજ?”

**ભવાનીપ્રસાદે** જેવી બની હતી તેવી બધી બીના **જનાર્દનને** કહી સંભળાવી. **જનાર્દન** ઘણીવાર સુધી ચિંતા કર્યા પછી બોલ્યો:—“ મેં જેમ ધાર્યું હતું, છેવટે તેમજ **થયું**! છતાં પણ આટલું બધું જલ્દી આવું વિપરીત પરિણામ આવશે, એમ મેં ધાર્યું નહોતું. પણ

ફિકર નહિ, ભગવાન સર્વ સારાં વાનાં કરશે. હવે આપ ખૂબ સાવચેત રહેજો, મને સાથે લીધા વિના મહેલ બહાર એક પગલું પણ મૂકશો નહિ. કારસ્થાનીએ પોતાની કપટબાજીને એટલી બધી વિસ્તારી દીધી છે કે, જેમાંથી બચવાનો કશો પણ ઈલાજ જ નથી."

યુવરાજે કહ્યું:—"તમારો મનોભાવ મને વિદિત છે. પરંતુ એવી કલ્પના કરવામાં તમે ભયંકર ભૂલ ખાઓ છો અથવા તો તમારો ભીષણપ્રમાદ થાય છે; મારા કાકા કદાપિ મારા શત્રુ નથી. તેઓ નિત્ય મારૂં ભલું ઇચ્છવામાં જ મગ્ન રહે છે. તેઓ જ્યારે આજ્ઞા કરે, ત્યારે હું મરવાને તૈયાર છું, મારા પ્રાણનું બળિદાન આપી શકું તેમ છું, તો પછી તેઓ છૂપી રીતે શામાટે મારૂં ખૂન કરાવે વારૂ? તેમની જ્યારે ઇચ્છા થાય ત્યારે હું મારો જીવ આપું તેમ છું, તો પછી મારૂં ખૂન કરાવવાને તેઓ કોઇ પણ જાતના કારસ્થાન શામાટે રચે વારૂ? છટ્ છટ્! આવી પાપી વાતો સંભારશો નહિ, અરે તેને મનમાં સ્થાન પણ આપશો નહિ."

જનાર્દને કહ્યું:—"યુવરાજ! તમે હજી બાળક છો; તમારૂં મન સરળ છે, હૃદય પવિત્ર છે. તમારે એ બધી વાતો જાણવાની જરૂર નથી. આવો મારી સાથે ચાલો, તમને એક મનોહર ફુલનું ઘર બતાવું."

બારી તળે સહજ દૂર આવેલા એક પુષ્પોદ્યાનમાં લતા અને પુષ્પોથી ઢંકાયલી એક નાનો પણ અત્યંત મનોહર કુટીર હતો. તે વિશાળ બગીચામાં ઠેકઠેકાણે આવી જાતના કેટલાક કુટીરો હતા અને એ કુટીરો આરામ લેવાના ઉપયોગમાં જ આવતા હતા. જે કુટીરને જોવા માટે જનાર્દન યુવરાજને લઈ ગયો હતો, તે કુટીરમાં નવીનતા અથવા વિચિત્રતા આદિ કશું નહોતું. છતાં પણ જનાર્દનદ્વારા તે કુટીર ઝૂપડી હમણાં જ તૈયાર થઇ હતી. તે ઝૂપડીમાં યુવરાજને લઈ

જઇ જનાર્દને કહ્યું:–" જૂઓ યુવરાજ ! આ ઝૂપડીમાં તમે બે અશ્વને સજ્જિત સ્થિતિમાં હમેશાં રાત્રે જોઈ શકશો. ઝૂપડીનું દ્વાર ખોલવાનો સંકેત જોઈ લો, કે જેથી કામ પડયે તરત જ ઉઘડી શકે. પણ કૃપા કરી કોઇને પણ આ ઝૂપડીના સંબંધમાં કશી વાત કહેશો નહિ."

યુવરાજે કહ્યું:–" હું તમારા કહેવાનો હેતુ સમજી શકતો નથી. રાત્રે જો કદાચ અશ્વની જરૂર પડે તો અશ્વશાળામાંથી અશ્વ લાવી શકાય તેમ છે. તો પછી તમારે આટલો બધો ત્રાસ વેઠવાની અને મારા શયનગૃહ પાસે અશ્વ રાખીને ગંદકી કરવાની શી જરૂર છે ? હું ધારૂં છું કે, અહીં તો કોઇ પહેરેગીરને રાખવામાં આવશે તો તેથી કાંઇક રક્ષણ પણ થઇ શકશે. પરંતુ અશ્વ રાખવાથી તો નુકસાન સિવાય ફાયદો કશોય નથી."

જનાર્દને જવાબમાં ફક્ત એટલું જ જણાવ્યું કે;–" હું પણ ઇચ્છું છું કે, ઇશ્વર કરે ને તેવી જરૂર ન પડે. પણ તેમ છતાંય યુવરાજ ! સાવધ રહેવાની ખાસ જરૂર છે- ચેત તો નર કદી દુઃખી નથી થતો, એ વાતને છેક કેમ વિસરી જાઓ છો. તૈયારી રાખવી એ મનુષ્ય માત્રની મુખ્ય ફરજ છે."

" એ ખરૂં, પરંતુ મારા કાકાના ભયથી જ જો તમે આ બધી તૈયારીઓ કરતા હો, તો તેમાં તમારી ભૂલ થાય છે. કારણ કે, તેઓ અતિ પવિત્ર અને સરળ હૃદયના માનવી છે." યુવરાજ ભવાનીપ્રસાદે કહ્યું.

" તે હશે. પણ 'ચેતતા નર સદા સુખી' એ વાતને હું કદાપિ ભૂલું તેમ નથી." જનાર્દન બોલ્યો.

ત્યાર પછી તે બન્ને જણા બહાર આવીને બાગમાં ફરવા લાગ્યા. એ સમયે એક અશ્વારોહીએ એકદમ આવીને યુવરાજના હાથમાં એક પત્ર આપ્યો. યુવરાજે જોયું કે, તે પત્ર દેવળરાયનો લખેલો હતો. તરત

જ તેણે પત્ર ઉઘાડીને વાંચ્યો. પત્રમાં લખ્યું હતું કે;—“ભાઇ ! ઇચ્છા હોવા છતાં જ્યારે હું તમને મળી શકતો નથી, ત્યારે એનાથી બીજી કયી વધુ શિક્ષા મને થઈ શકે તેમ છે ? જો હમણાં ને હમણાં જ હું તમને નહિ મળી શકું તો પછી મારાથી કદાપિ તમારી મુલાકાત લઇ શકાશે નહિ. પિતાજી મને એક વખત દબાયલો જોઇને બીજી વાર પણ દબાવી દેશે. ભાઇ ! ગમે તેમ થશે તોપણ હું તમારા વિના રહી શકીશ નહિ.”

તમારા સ્નેહનો

**દેવળ.**

યુવરાજ ચિન્તાતુર હૃદયે ઘર તરફ પાછો ફર્યો. જનાર્દનની સાથે કેટલીક સલાહ કર્યા પછી તે દેવળના પત્રનો ઉત્તર લખવા બેઠો. પત્રમાં લખ્યું કે;—“ભાઈ દેવળ ! ઘણાં દિવસ થયાં મૃગયા કરવા ગયા નથી. મારી ઇચ્છા આવતી કાલે પ્રભાતમાં લક્ષ્મીપતિ અમાત્યના રક્ષેલા જંગલમાં શિકાર કરવા જવાની છે, તે જંગલ વીરપૂર ગામમાં આવેલું છે, અહીંથી ઘણું દૂર થાય છે, પાછા આવતાં પાંચ સાત દિવસ વીતી જાય તેવો સંભવ છે. જો પિતાજીની આજ્ઞા મળી શકે તેમ હોય, તો આપણે બન્ને ભાઇઓ સાથે જ જવાનું રાખીએ. માટે તું બને તો તેમની રજા લેવાનો પ્રયત્ન કરજે. હું ધારૂં છું કે તેઓ અવશ્ય રજા આપશે જ.”

તારો સ્નેહાકાંક્ષી.

**ભવાનીપ્રસાદ**

બીજો એક પત્ર ભવાનીએ પોતાના કાકા અનંતરાય પાસે મોકલાવ્યો. તે પત્રમાં મૃગયા કરવા જવાની આજ્ઞા માગી. બન્ને સ્થળેથી યથા સમયે ઉત્તર મળી ગયા. દેવળનો પત્ર આનંદપૂર્ણ હતો અને અ-

નંતરાયનો પત્ર તેના હૃદયના જેવો શુષ્ક તથા નીરસ હતો. અનંતરાયે લખ્યું હતું કે;–" જો મૃગયા કરવા જવાનો જ ખાસ ઇરાદો હશે, તો તે આટલામાં ક્યાંક નજીકમાં પણ થઇ શકશે, એટલે બધે દૂર જવાની કશી જરૂર નથી. વળી ખાસ કરીને હાલમાં જ્યારે અમાત્ય લક્ષ્મીપતિ રાજ્યના અમાત્યના પદપરથી ભ્રષ્ટ થયા છે, તેવી સ્થિતિમાં તેના ઘરની મેહમાનીનો સ્વીકાર કરવો કોઈ પણ રીતે ઉચિત નથી. માટે મારી સલાહ પ્રમાણે તો અહીંના કોઇ આસપાસના જંગલમાં જ શિકાર કરવાનો બંદોબસ્ત કરવામાં આવે તો તે વધારે લાભદાયક છે."

પત્ર વાંચીને ભવાનીપ્રસાદ સ્તંભી ગયો, તેનું હૃદય પણ ગભરાઈ ગયું. પરંતુ તેમ છતાં પણ યુવરાજે સ્થિરતાથી વિચારી જોયું કે, કાકાએ જે કાંઈ જવાબ આપ્યો છે તે બરાબર જ છે. તે બિચારાનું કોમળ અને મૃદુતામય હૃદય ન્યાય કે અન્યાયને જાણતું નહોતું તેથી અનંતરાયનો દગો શી રીતે તેના દીઠામાં આવે ? તેના મનમાં કાકાના કારસ્થાનનો કદાપિ સંકલ્પ પણ આવ્યો નહોતો, તેથી તેના પ્રતિ કોઈ પણ પ્રકારનો સંદેહ પણ શી રીતે ઉત્પન્ન થાય ? દેવળના માટે તેનું હૃદય રડી પડયું. તેણે રડવામાં ને રડવામાં જ રાત્રિ વીતાડીને સવાર કર્યું.

બીજે દિવસે સવારમાં ઊઠી તેણે જોયું જે, એક અનુચર એક પત્ર લઇને તેના ઊઠવાની વાટ જોઈ રહ્યો હતો. તે પત્ર અનંતરાયનો લખેલો હતો. પત્ર વાંચીને ભવાનીપ્રસાદ અત્યંત વિસ્મિત થયો. એકા એક આનંદપૂર્વક ચીત્કાર કરીને તે બોલી ઉઠયો કે;–" જનાર્દ્દન, જનાર્દ્દન ! વીરપૂર જવાની કાકાએ રજા આપી છે. હવે મારી ઇચ્છા તૃપ્ત થઇ છે. અહા ! મારા કેવા અહોભાગ્ય કે હું આવા દયાળુ કાકાને મેળવી શકયો છું. હું નહોતો ધારતો કે, તેઓ મને આમ સહજમાં શિકાર કરવા જવાની રજા આપી દેશે. પણ પિતૃપ્રેમ એક અજપ

વસ્તુ છે. ગમે તેમ તોપણુ મારા કાકા ઘણા જ કૃપાળુ છે. જો તેમની કૃપા ન હોય તો હું આવું સુખ કદાપિ પ્રાપ્ત કરી શકું નહિ. પણુ હશે, હવે એ સર્વે વિષયોની ચર્ચા કરવાની કશી જરૂર નથી. અત્યારે તો વીરપૂર ભણી જવાની તૈયારી કરવાની જ પરમ આવશ્યકતા છે!”

પરંતુ જનાર્દન અનંતરાયના તે પત્રથી જરા પણુ ખુશી થયો નહિ. તે પોતાના મુખને ગંભીર કરીને કાંઇક વિચારવા લાગ્યો. યુવરાજ તે તરફ લક્ષ્ય આપ્યા વિના જ બોલ્યો કે;–“ જનાર્દન ! અનુચરોને તૈયાર થવાનું કહો, અશ્વ તથા વસ્ત્રાદિ લાવવાની આજ્ઞા આપો. તમે ઘોડાપર બેસી સત્વર દેવળરાય પાસે જાઓ અને તૈયાર થવાનું કહો. હું હમણાં જ તેની પાસે આવી પહોંચું છું. તેને કહેજો કે, સૈન્યાદિ કાંઇપણુ સાથે લઇ જવાની જરૂર નથી. કાકાએ એક સો અંગરક્ષક સૈનિકોને આપણી સાથે આવવાનો બંદોબસ્ત કર્યો છે. એથી વધારે સૈન્યની જરૂર નથી. જાઓ, જલ્દી જાઓ, વિલંબ ન કરો. આ કાર્ય સત્વર પૂર્ણ કરો. ”

અનુચરોને ભવાનીપ્રસાદે આપેલી આજ્ઞા આપીને જનાર્દન ચિંતાતુર હૃદયે દેવળરાયના મહાલય ભણી અશ્વ લઇને રવાના થયો. ત્યાં ગયા પછી તેણે જોયું કે, દેવળરાય નહોતો; તપાસ કરતાં તેને જણાયું કે, થોડીવાર પહેલાં તે પોતાના પિતાને મળવા માટે રાજમહાલયમાં ગયો હતો. જનાર્દન તેની વાટ જોતો બેઠો, થોડીવારમાં દેવળરાય પાછો આવી પહોંચ્યો. જનાર્દને તેને એકાંતમાં લઇ જઇને કહ્યું કેઃ–“ કુમાર ! તમારૂં શોકપૂર્ણ મુખ જોઇને હું સમજી શકયો છું કે, તમને મૃગયા કરવા જવાની મના કરવામાં આવી હતી અને આજે પિતાજીએ તમને ફરજ પાડીને શિકાર કરવાની સૂચના કરી છે, એ જોઇને મને ઘણી ઘણી શંકા થયા કરે છે. પિતાજીના આ કાર્યનો કશો પણુ મર્મ મારા સ-

મજવામાં આવી શકતો નથી. હું નથી કહી શકતો કે, યુવરાજના ભાગ્યમાં શું લખાયું છે ? પરંતુ કુમાર ! તમારે અમારી સાથે આવવું જ પડશે. નહિ તો,–નહિ તો તમારા ભાઈ ભયંકર આપદમાં આવી પડશે. અરે તે આપદમાંથી તેમનું રક્ષણ થશે કે કેમ એની પણ મને તો શંકા જ રહે છે ! વળી બીજી એક વાર્તા એ છે કે, કોઇને આ વિષયમાં એક અક્ષર પણ કહ્યા સિવાય તમારા વિશ્વાસુ અને વફાદાર પચાસ અથવા તો તેથી પણ વધારે સિપાહીઓને તમારી સાથે લઇ લેજો. પણ આ બધી બીના કોઇને પણ કહેશો નહિ. કારણ કે, મામલો ઘણો જ ગંભીર છે. આવા વિપત્તિના વખતમાં કોઇનાપર વિશ્વાસ રાખી બેસી રહેવું ઉચિત નથી. જાઓ, પિતાજી પાસે ફરીવાર જાઓ અને ગમે તે રીતે તેમની રજા લઈ આવો. જ્યારે તમે રજા મેળવીને પાછા આવશો અને બધા સારા સમાચાર સંભળાવશો, ત્યારે જ આપણે અહીંથી નીકળવાનો બંદોબસ્ત કરીશું. પણ જોજો, આ વાત કોઇના પણ જાણવામાં ન આવે એની ખાસ સંભાળ રાખજો.”

આમ કહીને જનાર્દન પાછો ચાલ્યો આવ્યો; કુમાર દેવળરાય પુનઃ પોતાના પિતા પાસે મૃગયા કરવા જવાની રજા લેવા માટે ગયો પિતા અનંતરાય તે વખતે દરબારમાં બેઠો હતો. તે સ્થળે જ કુમારે પોતાની અરજી રજૂ કરી. અનંતરાય ચીડાઇને બોલ્યો:–“ જા, હમણાં હું બીજા કેટલાંક જરૂરી કામમાં રોકાયો છું, તેથી તારી વાતનો જવાબ આપી શકું તેમ નથી. ફુરસદ મળ્યે તારી માગણીનો વિચાર કરીશ અને યોગ્ય લાગશે તો જવાની રજા પણ આપીશ. પરંતુ હાલ તરત તો તેમાંનું કશું પણ બની શકશે નહિ.”

પરંતુ દેવળરાયે પોતાનો તંત છોડયો નહિ, તેણે વિચાર્યું કે, આટલા લોકોની હાજરીમાં પિતાથી કોઈ પણ રીતે ના કહી શકાય

તેમ નથી. આ પ્રમાણે વિચાર કરીને તે બોલ્યોઃ–" પિતાજી, ભાઈ જ્યારે, મૃગયા કરવા જાય છે, ત્યારે મને પણ શામાટે નથી જવા દેતા ? ભાઈની સાથે જવામાં શો વાંધો છે ? શું જ્યાં ભાઇ જાય, ત્યાં જવાની મને છૂટ નથી ? હું મ્હારા ભાઈ વિના એક ક્ષણ પણ રહી શકું તેમ નથી. મને તેમના વિના ક્યાંય પણ ચેન પડતું નથી. માટે કૃપા કરીને તેમની સાથે જવા દો. મારા જવાથી ભાઇને પણ આનંદ થશે. મારૂં મન પ્રફુલ્લિત થશે."

અનંતરાય ગુસ્સે થઈ બોલ્યોઃ–" ના, તું હજી બાળક છે, તારે મૃગયા કરવા જવાની જરૂર નથી. હજી તું એવાં સાહસ વેઠવાને લાયક થયો નથી. જ્યારે તું વયમાં આવશે, ત્યારે હું મારી પોતાની મેળે જ બધી સગવડ કરી આપીશ. જા, હમણાં તો વિદ્યાધ્યયનમાં મગ્ન થા, ભવિષ્યની વાતોનો અત્યારથી વિચાર કરવાની આવશ્યક્તા નથી."

દેવળરાયે કહ્યું:–" જો, એમ જ હોય તો મારા કરતાં ભાઇની ઉમ્મર કેટલીક મોટી છે ? તેઓ પણ મારી સરખી ઉમ્મરના જ છે, એ શું તમે નથી જાણતા પિતાજી ? મારી ઉમ્મરે સહેરાના રણમાં ભવાનીભાઇએ જે પરાક્રમ દાખવ્યું હતું અથવા તો શૂરવીરતા બતાવી હતી ? તેનું વીરતા ભર્યું કાર્ય તમારા કોઇ પણ વૃદ્ધ સેનાપતિથી પણ થઈ શકે તેમ છે ખરૂં કે ? ભાઈની સામે તલ્વાર ચલાવવામાં પણ તમારા રાજ્યનો કોઇ વીર પુરુષ ટક્કર ઝીલી શકે તેમ છે ખરો કે ? સત્તર વર્ષની ઉમ્મરે ભાઇ જ્યારે લડાઈ કરવા જઇ શક્યા હતા, ત્યારે હું મારી સત્તર વર્ષની વયે મૃગયા અથવા શિકાર કરવા પણ ન જઇ શકું ? આ ક્યાંનો ન્યાય ? મૃગયા કરવા જવામાં શું એટલું બધું જોખમ સમાયલું છે કે, તમે એક ક્ષત્રિય બાળકને તેના કર્મના માર્ગમાં કંટક વેરવાને તૈયાર થયા છો ? ક્ષત્રિયનાં બચ્ચાં પ્રાણની કશી પણ પરવાર

કરતા નથી. મૃત્યુને તો તેઓ પોતાનું આજ્ઞાવાહક માને છે. આ બધી વાતોને શું તમે છેક જ ભૂલી જાઓ છો? **શકુંતલાનો બાળક ભરત સિંહણનાં બચ્ચાં સાથે ક્રીડા કરતો હતો,** એ પણ તમારી સ્મૃતિમાંથી ભૂંસાઇ ગયું? ઘણો જ અજાયબીનો વિષય છે કે, એક ક્ષત્રિય પિતા પોતાના બાળકની ઉન્નતિના માર્ગમાં આવા કંટકો વેરવાને તૈયાર થાય છે. જો પ્રાણ જવાનો જ ભય છે, તો પછી તમે મારા ભાઇને જવાની સલાહ શામાટે આપો છો? શું તેમના પ્રાણ મારા કરતાં ઓછા કીંમતી છે? તેમના જીવનની મારા જીવનથી ઓછી જરૂરિયાત છે? ના—કદાપિ નહિ. મારા મૃત્યુથી તો કેવળ તમોને જ સંતાપ થાય તેમ છે. પરંતુ તેમના મૃત્યુથી તો આખા રાજ્યને ભયંકર ખોટ પડે તેમ છે. તેઓ ભાવી ભૂપતિ છે. તેમના જીવનપર હજારો જીવોનો આધાર રહેલો છે, આ બધી વાતોને આપ કેમ ભૂલી જાઓ છો? જો જીવ જવાનો જ ભય લાગતો હોય, તો ભાઇને પણ પાછા બોલાવી લો."

અનંતરાય વસ્તુતઃ એક પ્રકારની ગુંચવણમાં પડી ગયો હતો અને તેમાં વળી દેવળરાયના આવા સખ્ત શબ્દોથી તો તે ગુંચવણનો અવાધજ થયો. તેણે જોયું કે, હવે દેવળને ગમે તે રીતે વિદાય કર્યા વિના છૂટકો નથી. ત્યાર પછી તેણે ચારે તરફ દૃષ્ટિ ફેરવીને જોયું તો જણાયું કે સઘળા સભાસદોની નજર પોતાના તરફ ખેંચાયલી હતી. આથી તેણે મુખ નમાવીને દેવળને કહ્યું:—"તારો જ્યારે આવો સખ્ત આગ્રહ છે, ત્યારે જા, ઘણી જ ખુશીની સાથે જા. પણ જોજે તારા શરીરને ખૂબ સાચવજે! કોઇનો પણ વિશ્વાસ કરીશ નહિ અને હોંશિયારીથી રહેજે. **ભ**વાનીની ભ્રમણામાં ભમીશ નહિ."

દેવળરાય આનંદનો માર્યો અધીરો થઇને એકદમ પોતાના ભાઇ

**ભ**વાનીપ્રસાદ પાસે જવા માટે દોડી ગયો. **ભ**વાનીપ્રસાદના પ્રેમભરનમાં ગયા પછી તે તેના ગળાં સાથે વળગીને રડવા લાગ્યો. તેણે ઘણીવાર સૂધી રડયા કર્યું અને ભાઇને પણ રડાવ્યો. બન્ને ભાઇઓની આંખોમાંથી આંસૂનાં અમોઘ પૂર વહીને ધરતીને ભીંજવવા લાગ્યાં. **જ**નાર્દન પણ તેમની આવી સ્થિતિ જોઇ આંખોમાંથી બે ચાર આંસુનાં બિન્દુઓ વહાવીને ત્યાંથી કોઈ પણ મનુષ્ય ન જોઇ શકે તેવી સંભાળથી ચાલ્યો ગયો. ઘણી વાર સૂધી રડયા પછી પરસ્પર આશ્વાસન આપી, આંખોનાં આંસૂ લૂછી નાંખી કુશળ સમાચાર પૂછ્યા અને તે સાથે અનુચર તથા સૈનિક વર્ગને સાથે લઇને તેમણે બન્નેએ પાસપાસે એક જ પ્રકારના બે અશ્વોપર બેસીને **વી**રપૂર ભણી પ્રયાણ કર્યું.

---

**પંચમ પરિચ્છેદ**

## વાદળાંમાં વિજળી !

“ ડટ કર ખડાં હુંકુસે ખાલી જહાનમેં;
તસદ્દીને દિલ ભરી હે મેરે દિલમેં જાનમે;
સૂધે જમાં મકાં હે મેરે દિલમે જાનમેં,
મૈં કૈસે આ સકું હું કૈદે બયાનમેં;
ગાહ બગાહ ખુશ ખડા દુનિયાકી છતપર હું નમાશા દેખતા;
ગાહ બ ગાહ દેતા લગા હું વહિશિયો કીસી સદા;
બાદશાહ દુનિયાં કે, હે મુહરે મેરી શતરંજ કે;
દિલગીકી ચાલ હેં સબરંગ સુલહ વ જંગકે;

**स्वामी राम**

નૂરહારથી વીરપૂર લગભગ વીસેક ગાઉ દૂર આવેલું હતું. વીરપૂર માત્ર એક સાધારણ શહેર જ હતું. સાધારણ હોવા છતાં પણ તે શહેર સારી રીતે રક્ષાયલું હતું. તે સમયના દિવસોમાં દરેક શહેરને ફરતો એક એક કોટ અથવા દુર્ગ રહેતો હતો. રાજાઓ જેવી રીતે એક બીજા પર ચઢાઇ કરતા, તેવીજ રીતે જમીનદારો પણ આપસઆપસમાં ઝગડા કર્યા કરતા હતા, જેઓ જાગતા હતા તેઓ રાજદ્વારે સન્માન મેળવવાને ભાગ્યશાળી થતા હતા. આપણો લક્ષ્મીપતિસિંહ પણ વીરપૂરનો એક જમીનદાર હતો. લક્ષ્મીપતિ યોદ્ધા તથા વીર પુરુષ તરીકે રાજ્યમાં ઓળખાતો હતો. રાજા વીરેન્દ્રકેશરીના સમયમાં તે એક વિશ્વાસુ અને ચતુર અમાત્ય તરીકે સાધારણ જનોમાં પૂજાતો હતો. પણ હમણાં તેની તે સ્થિતિ રહી નહોતી, તે દિવસો પણ રહ્યા નહોતા. થોડા સમય થયાં તે મંત્રિસભામાંથી અપમાનિત થઇને ઘેર બેઠો હતો. તેના ઘરની સ્થિતિ કાંઇ છેક નબળી નહોતી. પત્ની, પુત્ર કન્યા તથા જમીનદારી હોવા ઉપરાંત તે એક પ્રેમાળ પ્રજાવર્ગનો સ્વામી પણ હતો. તેની પ્રજા તેને પુષ્કળ ચહાતી હતી. તેનો દ્રવ્યભંડાર પણ ભરપૂર હતો. આંખોમાં તેજ, ચપળતા અને બુદ્ધિ આદિ સર્વ વિરાજતું હતું અને તેના ઉન્નત લલાટપર પવિત્રતા અને ઉદારતાનાં ચિન્હો પણ સ્પષ્ટ જણાઈ આવતાં હતાં. સારાંશ કે, તે એક દેવતા સમાન પવિત્ર અને ધર્મપરાયણ પુરુષ હતો.

આજે વીરપૂરમાં આનંદના તરંગો પ્રબળ વેગેથી ઉછળી રહ્યા હતા. યુવરાજ ભવાનીપ્રસાદ આજે વીરપૂર પધારવાના હતા. આબાલ વૃદ્ધ–વનિતા આદિ સકળ જનો તેમનાં દર્શન કરવાને એકઠાં થયાં હતાં. નગર ધ્વજા–પતાકા અને પત્રપુષ્પથી શણગારાયું હતું. નગરના દ્વાર પર અમાત્ય લક્ષ્મીપતિ કેટલાક સૈનિકો લઈ યુવરાજના આગમનની

પ્રતીક્ષા કરી રહ્યો હતો. યુવરાજે ગઈ કાલે રાજધાનીથી પ્રયાણ કર્યું હતું અને આજે તેની **વીરપૂર** આવવાની સંપૂર્ણ સંભાવના હતી. બધાં આનંદથી મતવાલાં બની ગયાં હતાં. રાજા **વીરેન્દ્રકેશરી** માત્ર એકજ વાર **વીરપૂર** આવ્યા હતા, આજે તેજ પ્રાતઃસ્મરણીય રાજાનો વીરપુત્ર **વીરપૂર** આવવાનો હતો. તે વાઘ–વરાહથી ઘેરાયલા જંગલમાં શિકાર કરવાનો હોવાથી, કેટલાક દિવસને માટે **વીરપૂર**માં રહે તેમ હતો. **લક્ષ્મીપતી** પદભ્રષ્ટ થયા પછી પાડોસી દ્વારા ફક્ત અપમાન અને લાંચ્છના ભોગવતો આવતો હતો. આજે એ પુરા દિવસોમાં, ભવાની દ્વારા મળતા સન્માનથી યથેષ્ઠ અનુગૃહિત થવાનો હતો. યુવરાજના આગમનથી તે એમજ માનતો હતો કે, મારૂં ગુમાવેલું માન મને પાછું મળશે, મારા ગૌરવનો અવધિ થશે.

નજીકમાં જ સૈન્યથી વિંટલાયલાં યુવરાજને આવતો જોઇને **લ**-ક્ષ્મીપતિનું હૃદય આનંદના યોગે ઉછળી ઉઠયું. તેને **સહેરા**ની રણભૂમિનો દેખાવ સાંભરી આવ્યો. તેણે વિચાર્યું કે, " જો ઓછામાં ઓછું પંદર હજાર સૈનિકોનું સૈન્ય યુવરાજને એકઠું કરી આપવામાં આવશે તો એ **વીર**યુવક પોતાના સિંહાસનનો પોતાની મેળેજ ઉદ્ધાર કરી શકશે. એ સિંહવીર્યની સન્મુખથી **અનંતરાય** શૃગાલની પેઠે નાસી જશે. કુમાર **ભવાનીપ્રસાદ** એક આદર્શ વીરયુવક છે. તેના શરીરનું બળ અ-સીમ છે. જો તે ધારે તો એક ક્ષણ માત્રમાં **અનંતરાય** જેવા અનંત દુરાત્માઓનો સંહાર કરવાને શક્તિમાન છે. તેની નસેનસમાં વીરતાનું ઉષ્ણ શોણિત વ્યાપેલું છે. હૃદય પણ ઉચ્ચ અને પવિત્ર છે. આત્મા-ભિમાન કે આત્મગરિમાનો આડંબર તેનામાં લેશમાત્ર પણ નથી."

યુવરાજના આવી પહોંચ્યા પછી **લક્ષ્મીપતિ**એ અશ્વપરથી ઉતરી પડીને કુમાર તથા દેવળરાયને પ્રણામ કર્યા. યુવરાજે પણ ઉતરીને **લ**-

ક્ષ્મીપતિને આલંગન કરી અથવા તો ભેટી પડીને સન્માનિત કર્યો. નૂરહારના સૈનિકો પાછા હઠયા. યુવરાજ અને કુમાર દેવળરાળ સર્વથી આગળ ચાલ્યા; પાછળ જનાર્દન અને લક્ષ્મીપતિ, ત્યારપછી વીરપૂરની સેના અને તેની પાછળના ભાગમાં રાજ્યનું સૈન્ય ગોઠવાઇને બરાબર પંક્તિ પ્રમાણે ચાલવા લાગ્યું. યુયરાજ અને કુમારના અંગપર ચારે દિશામાંથી ફૂલ અને ફૂલની માળાઓ વરસવા માંડી. વનિતાઓના કંઠમાંથી નીકળતા મંગળોચ્ચારણથી દિગ્મંડળ ગાજી ઉઠયું. રાજમાર્ગ પુષ્પથી ઢંકાઈ ગયો. બન્ને ભાઇઓ ફૂલમાં રૂપનાં ફૂલ છવરાવીને, ફૂલમાળાથી ઢંકાઇને હસતા હસતા મહાલયમાં આવી પહોંચ્યા. ત્યાર પછી આદર સત્કાર અને ભોજન વગેરેથી નિવૃત્ત થઇને, ત્યાંથી કયા જંગલમાં શિકાર કરવા જવાય છે, તેની સલાહ કરવામા રોકાયા. સલાહ કર્યા પછી તેઓ બીજે દિવસે સવારે વાઘના જંગલમાં જઇને વાઘનો શિકાર કરવાના નિશ્ચયપર આવી ગયા. લક્ષ્મીપતિ અને જનાર્દન તેની વ્યવસ્થા કરવામાં ગુંથાયા. યુવરાજ અને કુમાર, છૂપા વેશમાં શહેરમાં ફરવા માટે બહાર નીકળી પડયા.

શહેરની બહાર જઇને જોયું કે, ઠેક ઠેકાણે રસ્તો સાફ કરવામાં લોકો ગુંથાઈ ગયા છે. ત્યાર પછી તેઓ બન્ને જણા રસ્તાપરના એક વૃક્ષ તળે જઈ બેઠાં. તે સ્થળે બે વૃદ્ધો તથા એક વૃદ્ધા કામ કરતી હતી. યુવરાજે તેમને પૂછ્યું કે;—“ અરે ઓ બુઢ્ઢાઓ ! તમે આ માટી શા માટે ખોદી રહ્યા છો ? ”

પહેલા વૃદ્ધ પુરુષે જવાબ આપ્યો;—“ તમે તે કેવા માણસ છો? તમે નથી જાણતા કે અમારા રાજા આવ્યા છે ” ? યુવરાજે કહ્યુ:— “ રાજા કોણ ? રાજા અનંતરાય ”

પહેલા વૃધ્ધે જવાબમાં જણાવ્યું:—" નારેના. એતો અમારા રાજા આવવાના છે. અનંતસાય કાંઈ અમારો રાજા નથી. અમારા રાજા તો ઘણાજ બહાદુર અને જવાંમર્દ છે."

યુવરાજે કહ્યું:—" બહુ સારૂં. તમારા રાજા આવે કે ગમે તે આવે પણ તમે આ માટી શા માટે ખોદો છો ?"

વૃધ્ધે જવાબ દીધો:—" જાણતા નથી કે, આ રસ્તેથી તે રાજા વાઘ મારવા જવાના છે ! "

દેવળરાયે પૂછ્યું:—" તમે વાઘ મારી શકો ખરા કે ?"

વૃદ્ધ કોદાળી પડતી મુકી દેવળરાયના મુખ તરફ, જોઈ રહ્યો. દેવળના હસતા મુખને સારી રીતે જોયા પછી તે બોલ્યો:—"તમારૂં મુખ તો ઘણુંજ મજાનું છે. વારૂ તમારૂં ઘર કયા ગામમાં છે ?"

વૃદ્ધાએ કહ્યું:—" અહા, આ બાળકનું મોઢું બરાબર મારા નાથાના જેવું જ છે. જો નાથો આજે જીવતો હોત, તો બરાબર આના જેવડો જ મોટો થઈ ગયો હોત. પણ હાય, અત્યારે તો તે પરલોકમાં ચાલ્યો ગયો છે. મારો અંતરનો આરામ મને એકલી મૂકીને સદાને માટે દૂર થયો છે. "

દેવળરાયે કહ્યું:-" ડોશીમા, અમે તમારે ઘેર આવીશું.' ચાલો અમને તમારે ત્યાં લઈ જાઓ. અમે તમને માતા કહીને બોલાવીશું. તમારા દીકરાની પેઠે તમારાપર વ્હાલ કરી વર્ત્તીશું. "

વૃદ્ધાએ કહ્યું:—" ના ભાઈ, હવે મને વધારે સંતાપશો નહિ. હું ગમે તેવાં સુખો જોવા છતાં પણ મારા નાથાને ભૂલી શકીશ નહિ. તે મારે ગળે વળગ્યો છે, જીવ જશે તોપણ મારૂં તે દુઃખ દૂર થશે નહિ. તમે અત્યારે જે દયા દેખાડવાને તૈયાર થયા છો, એ જોઇને મારો સૂકાઇ ગયેલો શોક ઉલટો તાજો થઇ આવે છે."

યુવરાજે કહ્યું:—" ડોસીમા, મને તેડી જશો ? હું તમારા નાથાના કરતાં પણ તમારી સેવા-ચાકરી વધારે ઉઠાવીશ અને તમે જે કાંઇ કામકાજ બતાવશો તે તરત ને તરત જ કરી આપીશ."

યુવરાજના મુખ તરફ કેટલીકવાર સૂધી તે વૃદ્ધા જોઇ રહી, ત્યાર પછી તેની નજીકમાં ગઇ અને ફરીવાર તેના મુખ સામું તાકી તાકીને જોવા લાગી. ત્યાર પછી આંખનો પલકારો પણ ન થવા દેતાં તે યુવરાજની છેક નજીકમાં આવીને તેના મુખ સામું જોતી રહી. તેનું મુખ જોતાં વૃદ્ધાનું મન તૃપ્ત જ થયું નહિ. એ જોઈ યુવરાજ હસીને બોલ્યો:–" મારૂં મ્હોં જોતાં તને કાંઈ બીક લાગે છે ? જો તેમ જ હશે તો હું તને માતા કહીને બોલાવીશ નહિ; અરે તારી સાથે તારે ઘેર પણ આવીશ નહિ."

વૃદ્ધાએ કહ્યું:–" તમે કોણ છો ? શું તમે કોઈ દેવતા છો ? મનુષ્યનું મુખ તો આવું સુંદર હોય નહિ. લોકો કહે છે અને મેં પણ આજે નજરોનજર જોયું છે કે અમારા રાજા અતિ સુંદર છે; પરંતુ તમે તો તેનાથી પણ વધુ સુંદર છો. ત્યારે શું તમે કોઇ દેવતા છો ? તમારા દર્શનથી અમારા પાપનો નાશ કરવા આવ્યા છો."

બીજા ડોસાએ કહ્યું:–" દૂર ખસ ડોશી, કાંઈ બોલતાં શીખી છે કે નહિ ? દેવતા શું આવા જ હોતા હશે ? દેવતાને તો કાને કુંડળ હોય, શરીરે સુંદર પીતાંબર હોય, ચાર પાંચ હાથ હોય અને તે ઉપરાંત તેને કેટલીક વહુઓ પણ હોય, તેં શું દેવતા દેખ્યા છે ? તેઓ કોઇને સહજમાં દર્શન દેતા નથી, મનુષ્યની ભીડમાં આવતા નથી, શહેરમાં પ્રવેશ પણ કરતા નથી. વન, પહાડ, ગુહા અને સરિતાઓના કિનારાપર જ દેવતાઓ વસે છે."

યુવરાજ દેવતા ન હોવાથી ડોશી ઘણી જ દુઃખી થઈ. તેણે એવી આશા કરી હતી કે, જો તે ખરેખર દેવતા હશે તો હું એકાદ વરદાન માગીશ, પણ અત્યારે તેની તે આશાપર બીજા વૃદ્ધે સખત ફટકો મારવાથી તે છેક નિરાશ બની ગઇ. દેવળરાય તરત જ તેના મનોભાવને સમજી ગયો અને બોલ્યોઃ–"બુઢ્ઢી, એ મનુષ્યની વાત સાંભળીશ નહિ. આતો ખરેખર દેવતા જ છે અને હું તેમનો ગુલામ છું. દેવતાનાં દર્શન કોણ ઇચ્છિતું નથી? જ્યાં સ્થળે દેવતા પગ મૂકે છે, ત્યાં આગળ જો ખોદવામાં આવે તો સોનામહોર મળી આવે છે. દેવતા અને મનુષ્યમાં ફક્ત એટલો જ તફાવત હોય છે."

બતાવેલી જગાએ પોચી જમીનમાં બીજાની અજાણતમાં દેવળે કેટલીક મહોરો દાટી દીધી હતી. અત્યારે દેવળ યુવરાજનો હાથ ઝાલી જરા આગળ ખેંચી ગયો; યુવરાજ હસતો હસતો જરા સરીને ઉભો રહ્યો. બુઢ્ઢીએ આલીને તેના પગલાં નીચેની માટી ખોદી તો કેટલીક મહોરો મળી આવી. મોહોર જોતાંની સાથે જ તે બુઢ્ઢી અજાયબીમાં પડી ગઈ અને તેને લીધા સિવાય જ યુવરાજના મુખ તરફ જોઈ રહી. એવામાં બીજા બે વૃદ્ધો પણ એકદમ તે મહોર જોવા આવી પહોંચ્યા. પરંતુ બુઢ્ઢી તો મહોરને પડતી મૂકીને કેવળ યુવરાજના મુખ ભણી જ જોવા લાગી તે તેને પ્રણામ કરતી નહોતી, તેની સાથે બોલતી નહોતી, ફકત તેના સ્હામું જ ટગર ટગર જોયા કરતી હતી. એ જોઇને યુવરાજની આંખો ભરાઈ આવી, તે ઘર તરફ પાછો ફર્યો. કેટલેક દૂર ગયા પછી તેણે સાંભળ્યું કે પ્રથમ વૃદ્ધ આ પ્રમાણે કહી રહ્યો છેઃ—"અમે તો કહેતા હતા કે તમો બન્ને દેવતા છો અને હજી પણ કહીએ છીએ કે, તમે ખરેખર સ્વર્ગના દેવતા જ છો. આ દેશમાં જ્યારે રાજાની પધરામણી થઇ છે, ત્યારે દેવતાઓ પણ પધારે તો

તેમાં શી નવાઈ ! કૃપા કરી આવો, એક વાર તમારા દર્શનાતુર આ મૂર્ખ માનવીઓને તમારાં પવિત્ર દર્શન દઇને પાવન કરવાની કૃપા કરો. ”

યુવરાજે પાછા ફરીને જોયું તો પેલી વૃદ્ધાને પ્રથમની પેઠે જ બેઠેલી જોઇ.

તેને બીજે દિવસે પ્રભાતમાં નગરમાં ભારી ધામધૂમ મચી ગઇ. હારોની હારોમાં ગોઠવાઇને સેંકડો સૈનિકો હાથમાં ભાલો, પીઠપર ધનુષ્ય અને કમરપર તલવાર ધારણ કરી ઘોડેસ્વાર થઇને ઉભા રહ્યા. સૌથી આગળ યુવરાજ તથા કુમાર દેવળરાય અને પાછળ લક્ષ્મીપતિ તથા જનાર્દન ચાલવા લાગ્યા. ‘કાળીમાતની જય’ના રવથી દિગ્દિગન્તને કંપાવતા સર્વે વાઘનો શિકાર કરવા જવા માટે નીકળી પડયા. જંગલની પાસે આવી પહોંચ્યા પછી ઘણાંનાં હૃદય કમ્પી ઊઠયાં. પરંતુ દેવળ જરા પણ ભયભીત થયો નહિ. જે વીરપુરુષની ગોદમાં દેવળરાય ઉભો હતો, તેની પાસે યમ પણ આવતાં ભયભીત બની જાય તેમ હતો. વ્યાઘ્રની ભયંકર ગર્જનાઓ સાંભળીને યુવરાજનું વીરહૃદય આનંદથી ઉછળી ઊઠયું; વનેવનમાં ફરી વળીને તેણે વ્યાઘ્રની તપાસ ચલાવવા માંડી. કેટલાક નાના નાના વાઘ તથા વરાહો માર્યાં ગયાં. ત્યાર પછી અસીમ સાહસપર આધાર રાખીને યુવરાજે ઘનઘોર ઘટાવાળા જંગલમાં પ્રવેશ કર્યો. એ વખતે તેની સાથે છાયારૂપે દેવળ તથા જનાર્દન રહ્યા અને પાછળ પાછળ કેટલાક સૈનિકો પણ ચાલવા માંડયા. કાંટાથી ઘાયલ થવાથી અથવા તો બીજા કોઇ પણ કારણથી જનાર્દનનો અશ્વ એકાએક ચમકી ઊઠયો. યુવરાજને પાછું ફરી જોવાનો અવસર મળ્યો નહિ. કારણ કે, તે સમયે તેની સન્મુખ એ પ્રચંડ કાયાવાળા બળવાન વ્યાઘ્રો તેના શરીરપર તલપ મારવાની તૈયારીમાં હતા. યુવરાજ અને

દેવળ બન્નેએ એક સાથે જ તીર ફેંક્યાં, પણ તેમનાં તીર ખાલી ગયાં. એ જોઇને વ્યાઘ્રો એકદમ કૂદકો મારીને પોતાના શરીરપર તીરનો પ્રહાર કરનારા બન્ને વીરબાળકોપર ધસી ગયા. એ જોઇને યુવરાજ બોલી ઊઠયો કે;–" દેવળ ! સાવધાન ! "

અસાધારણ શિક્ષાના બળથી બન્નેએ વિદ્યુત્ ગતિથી અશ્વ ફેરવી લીધા. બન્ને વાઘો પોતાનું નિશાન ચૂકીને જમીનપર ગબડી પડયા, પરંતુ તરત જ પાછા છલાંગ મારવાને તૈયાર થઇ ગયા. આ સમયે બન્ને જણા પોતપોતાની તલ્વાર કાઢીને આત્મરક્ષાર્થે તૈયાર થઈ ગયા. યુવરાજ એકવાર ચકિત થયલા મનુષ્યની પેઠે પાછળ હઠી ગયો. પાછળ જઇને તેણે જોયું કે. જનાર્દન ઘોડાને પડતો મૂકી પગ રસ્તે ચાલતો આવે છે. તો જનાર્દનને ઘણો જ દૂર એકલો મૂકીને રાજ્યનું સૈન્ય તથા લક્ષ્મીપતિ ઘોડાની પીઠપર બેસી આગળ આવતો રહ્યો છે.

યુવરાજ આ સમયે દેવળરાયને માટે ઘણા જ ગભરાટમાં આવી પડયો. તેણે જોયું કે, જો હું દેવળને એકલો મૂકીને આગળ વધીશ તો આ બન્ને વકરેલા વિકરાળ વાઘો તરત જ તેનાપર ધસી આવશે. દેવળ તેને આઘાત કરશે, પરંતુ તેનું પરિણામ કશું પણ આવશે નહિ." આ પ્રમાણે તે વિચાર કરી રહ્યો હતો એવામાં દેવળરાયે વ્યાઘ્રના શરીરપર એક ઘણો જ સખત આઘાત કર્યો. એથી તે વ્યાઘ્ર તરત જ છલાંગ મારી તેના તરફ ધસી આવ્યો. એ જોઇને ભયમાં ને ભયમાં જ દેવળના હાથની તલવાર ખસી ગઈ. હવે કોઇ પણ પ્રકારે તે બચી શકે તેમ રહ્યું નહિ. છેવટે દેવળરાય ગભરાઇને એકદમ બોલી ઊઠયો કે;—" ભાઇ ઓ ભાઈ ! " દશે દિશાનું જ્ઞાન ભૂલી આ અવાજ સાંભળતાંની સાથે જ યુવરાજ એકદમ તેની પાસે દોડી આવ્યો અને દેવળના પડખામાં જઇને ઊભો રહ્યો. ત્યાર પછી તેણે ફક્ત એક જ આઘાતથી

વાઘને ધૂળ ચાટતો બનાવી દીધો. એવામાં બીજો વાઘ સુયોગ સાધીને યુવરાજને બીજી બાજૂ એથી ઘેરી લેવા માટે કૂદી આવ્યો. એ જોઇને દેવળ બૂમ પાડી ઊઠયોઃ—“ભાઈ! ભાઈ! સાવધાન!!” યુવરાજે પાછું વાળીને જોયું કે વાઘ બીજી બાજૂપરથી આવીને અશ્વપર કૂદી પડયો છે. હવે બચવાનો બીજો એક પણ ઇલાજ રહ્યો નથી. એવામાં એક જણ વચ્ચમાંથી બહાર નીકળી આવ્યો અને ચકિતની પેઠે તેણે પોતાનો ભાલો ઊઠાવીને વાઘ તરફ ફેંકયો. પરંતુ દુર્ભાગ્યયોગે વ્યાઘ્ર ઘાયલ ન થતાં ઘોડો ઘાયલ થઇને પૃથ્વીપર ગબડી પડયો. અશ્વના પડવાની સાથે જ યુવરાજ પણ ભૂતળે પડી ગયો, વાઘ ઘુરકતો ઘુરકતો પડેલા ઘોડાપર કૂદી પડયો. યુવરાજે આ સુંદર તકને એળે જવા દીધી નહિ. વાઘના શરીરમાં આખી તલવાર ઘોંચી ઘાલીને તેણે તલ્વારના આગલા ભાગને અથવા તો મૂઠને જમીનમાં દાટી દીધી. જેના ભાલાથી યુવરાજનો અશ્વ ઘાયલ થયો હતો, તેને બીજીવાર કોઈ પણ મનુષ્ય જોઈ શકયું નહિ. પરંતુ જનાર્દન તેની શોધ કરવા માટે આમતેમ ભટકવા લાગ્યો.

ત્યાર પછી બીજે દિવસે મૃગયા કરવા માટે પાછા એક ગીચ જંગલમાં તેઓ જઈ પહોંચ્યા. એ જંગલ ઘણુંજ નાનું અને પાળેલાં હરિણોથી જ ભરેલું હતું. વનના રક્ષકોએ આગલા દિવસથી જ હરિણોને નસાડીને એ તરફ એકઠાં કર્યાં હતાં. યુવરાજ ઘણા જ ઉલ્લાસની સાથે મૃગયા કરવામાં મગ્ન થયો. તેણે કેટલાંક મૃગલાંનો સંહાર કર્યો. પરંતુ આજે યુવરાજના મનમાં સુખ નહોતું, જનાર્દને તેના મનમાં એક જાતનો ખટકો પેદા કરી દીધો હતો. તે બધો વૃત્તાંત પછીથી જણાવવામાં આવશે, અત્યારે તો મૃગયાની વાર્ત્તાને સંપૂર્ણ કરવી એજ અધિક ઉચિત છે. જનાર્દન આજે શિક્ષિત અશ્વ લઇને યુવરાજની

પાછળ પાછળ છાયાની પેઠે ચાલ્યો જતો હતો. યુવરાજ એક મોટું બળવાન હરિણ જોઇને તેની પાછળ દોડયો; જેનાથી દોડી શકાયું તેઓ પણ તેની પાછળ વાયુવેગે ચાલી નીકળ્યા. દુષ્ટ હરિણે યુવરાજને આખા જંગલમાં દોડાવ્યો–ભટકાવ્યો. ઘણાજ ગભરાટને લીધે યુવરાજ અથવા દેવળના મનને કોઈ પણ જાતની શાન્તિ ન મળી. લતા, પત્રો, ઝાડપાન, હોજ, કુંડ આદિ કૂદી કૂદીને અશ્વ અવિરામ દોડવા લાગ્યા. એ સમયે કોણજાણે ક્યાંથી એક તીર આવીને યુવરાજના મસ્તકપરના ફેંટાપર વાગ્યું, અને તરત જ તેનો ફેંટો માથાપરથી જમીનપર ઉથલી પડયો. ઉત્સાહી અને ઉન્મત્ત યુવરાજ તેના તરફ ક્શું પણ લક્ષ આપ્યા સિવાય હરિણની પાછળ દોડવા લાગ્યો. પરંતુ જે દિશામાંથી શર ફેંકવામાં આવ્યું હતું, તે દિશામાં જનાર્દને પોતાના અશ્વને દોડાવી મૂક્યો. થોડેક દૂર ગયા પછી જોયું કે, એક ઘોડેસ્વાર નાળું ઓળંગીને વાયુ વેગે ઘોડો દોડાવતો નાસી રહ્યો છે. જનાર્દને પણ પોતાના ગજા પ્રમાણે અશ્વ દોડાવ્યો, પરંતુ ભૂલેલો અશ્વ ધીમે ધીમે પાછળ પડવા લાગ્યો. ત્યારે જનાર્દને નિરાશ થઇને પોતાના ઘોડાને પાછો ફેરવી લીધો.

યુવરાજના તે મોટા હરિણને મારીને સાંઝે મહેલમાં આવી પહોંચ્યા ત્યાર પછી જનાર્દને પેલા બાણથી વિંધાયલા ફેંટા યુવરાજને બતાવીને કહ્યું:—"આ પાઘડી કોની છે, તે સંબંધમાં તમે કાંઈ કહી શકો છો ખરા કે યુવરાજ? તેમજ તે શી રીતે તીરથી વિંધાઇને પૃથ્વીપર પડી ગઈ હતી તે તમને માલૂમ છે ખરૂં કે?"

આ સાંભળી દેવળ અત્યંત આશ્ચર્યચકિત થઇ બૂમ પાડી બોલી ઊઠયો:—"અરે આતો ભાઇની પાઘડી છે. પણ એમાં તીર કોણે માર્યું? આવી દગાની બાજી કયા પાપાત્માએ ખેલી? હું આ તીર ફેંકવાના ભયંકર ભેદને બરાબર સમજી ગયો છું. મને આમાં ચોકખો

દગો જણાય છે. કોઈ દગાબાજના હાથથી પ્રપંચની રમત રમાઇ હોય એમ સાફ સાફ જણાઈ આવે છે."

જનાર્દને કહ્યું:—"અને તેથી જ હું તમારા ભાઇને પૂછી રહ્યો છું કે, આ તીરના સંબંધમાં તેઓ કાંઇ પણ જાણે છે ખરા કે નહિ? ઉપરાઉપરી આવા બનાવો બનતા જાય છે, એથી મારી શંકાની હદ થાય છે. મને લાગે છે કે, જો હવે આપણે વધારે વાર ગફલતમાં પડ્યા રહીશું તો આનું પરિણામ કાંઇક જૂદું જ આવશે.

દેવળરાય? દુશ્મનથી સદાચેતીને ચાલવું અગત્યનું છે. જો સરળતા અને અને ભોળાઇમાં રહીને આ બધી વાતોને ઉડાવી દઈશું તો એક દિવસ ને એક દિવસ યુવરાજનું શરીર અવશ્ય જોખમમાં આવી પડશે."

યુવરાજ કાંઈ પણ બોલ્યા વિના માથું નીચું કરીને બેસી રહ્યો. એ જોઇને જનાર્દન ફરીવાર કહેવા લાગ્યો કે:—"કેમ યુવરાજ, કાલે રાત્રે મેં તમને જે કાંઈ વાતચીત કરી હતી તે યાદ છે ખરી કે? આજે મૃગયા કરવા જતી વેળાયે તમારૂં શોકાતુર મુખ જોઇને, હું સારી રીતે સમજી ગયો હતો કે, તે વાતે તમારા મનપર પોતાની સચોટ અસર કરી દીધી છે, તમારા હાડેહાડ અને રોમેરોમમાં વિષમ વિષનો સંચાર કરી દીધો છે. પણ તેથી તમારે ચિંતાતુર થવાનું કશું પણ કારણ નથી. જ્યાં સૂધી આ જનાર્દન જીવતો જાગતો તમારા રખવાળ રૂપે બેઠો હશે, ત્યાં સૂધી તમારા શરીરનો સ્પર્શ કરવાને પણ કોઈ ભાગ્યશાળી થઈ શકશે નહિ. પરંતુ તમને હું એક એવો સવાલ પૂછવા માગું છું. તમારે તેનો ખરેખરો જવાબ જરૂર આપવો જ પડશે. શું તમે એટલી કલ્પના નથી કરી શકતા કે, ગઈ કાલે જે હાથથી તમારા શરીરપર તીર ફેંકાયું હતું, તમારી આફતની વેળાયે જેણે તમારા

શરીરને છેદી નાખવાના સંકલ્પથી શરનો પ્રહાર કર્યો હતો અને જે શર ભાગ્યયોગે તમને ન વાગતાં તમારા અશ્વને વાગ્યું હતું તથા તેના યોગે તમારો અશ્વ ભૂમિપર ગબડી પડયો હતો, તેજ હાથથી આજે પણ તમારા મસ્તકપર શરનો પ્રહાર નથી થયો વારૂ ? કાલે તમે મને એમજ સમજાવી દીધો હતો કે કોઇએ અચાનક ભૂલથી ફેંકેલું તીર શરીર પરથી છટકીને અશ્વની પીઠપર વાગી ગયું હશે. પરંતુ આજે થયેલા આ ભયંકર બનાવનો તમારાથી શો બચાવ કરી શકાય તેમ છે? આ સર્વે કારણોથી કહુંછું કે, યુવરાજ હવે મૃગયા કરવા જવાની કશી જરૂર નથી. ચાલો હવે આપણે અહીંથી પાછા ચાલ્યા જઇએ. જ્યાં પ્રાણ જવાનો ભય રહેતો હોય, ત્યાં રહેવું ઉચિત નથી. શાસ્ત્રકારો પણ કહી ગયા છે કે, આત્મરક્ષાને માટે પોતાની પ્રિયમાં પ્રિય એવી તમામ વસ્તુઓનો ત્યાગ કરીને પણ અન્યત્ર ચાલ્યા જવું. માટે યુવરાજ હવે કોઇ પણ પ્રકારનો હઠાગ્રહ કર્યા સિવાય રાજધાની ભણી ચાલો. આપણા શિરપર ચારે બાજૂએથી દુશ્મનોનું વાદળ ઝઝૂમી રહ્યું છે અને તેમાંથી તેમની કોપ રૂપી વીજળી પડીને આપણને બાળી રાખખાખ કરે એટલી જ વાર છે. ન કરે નારાયણ અને કદાચ આવો કોઇ અકસ્માત્ બની જાય તો અમારે સદાને માટે નીચું જોવા જેવું થાય અને જગતમાં જે નિંદા થાય તેનો તો અવધિ જ ન રહે. ”

અજાયબીથી આભા બનેલા દેવળરાયે આ બધી બીના સાંગોપાંગ સાંભળી લીધી. એ સાંભળીને તે એકદમ ગુસ્સે થઈ ગર્જના કરી ઉઠયો. પોતાના ભાઇના શરીરપર તીરનો પ્રહાર કોણે કર્યો છે, એ જાણવામાટે તે એકાએક મહેલમાંથી બહાર નીકળીને શહેરની ગલીએ ગલીઓમાં ભટકવા લાગ્યો. ભવાનીપ્રસાદે એ વિષયમાં એક અક્ષર પણ ઉચ્ચાર્યો નહિ. લક્ષ્મી પતિ પણ સંતપ્ત મનથી પોતાના ભાગ્યપર

ધિક્કારનો વરસાદ વરસાવા લાગ્યો. તે સમયે તેના ઓરડામાં બીજું કોઇ પણ નહોતું.

જનાર્દને કહ્યું;—“ અમાત્ય મહારાજ લક્ષ્મીપતિ ! આપને રડવાનો સમય હજી સૂધી આવ્યો નથી અને અત્યારથી જ આમ દિલગીર થવાની જરૂર પણ નથી બધી વાતોનો વિચાર કરતાં આપ સમજી શકશો કે, ભયંકરમાં ભયંકર કારસ્થાન રચાઇ ચૂક્યું છે. યુવરાજે પ્રથમ જ્યારે અહીં આપવાની પરવાનગી માગી, ત્યારે આજ્ઞા અનંતરાયે આપી નહોતી અને પાછળથી પોતાની મેળેજ તેણે મૃગયાની સૂચના કરી હતી. આમ કરવાનું કારણ શું હોવું જોઇએ, તેની કલ્પના પણ મારાથી થઇ શકતી નથી. આપ યુવરાજના એક સ્નેહાળ હિતેચ્છુ છો, તેથી મારે તેમની ભલામણ કરવાની જરૂર રહેતી નથી. આપણે ત્રણે જણાએ મળીને અનંતરાયના કારસ્થાનને પ્રમાણપૂર્વક સાબીત કરી તેને સિંહાસનપરથી પદભ્રષ્ટ કરીશું એમ ધારીને તેણે યુવરાજને અહીં આવવાની મના કરી હતી. ત્યાર પછી તરત જ તેણે આજ્ઞા કરી કહેવડાવ્યું હતું કે;–“ તમારી સાથે એકસો સૈનિકો મોકલવામાં આવે છે તે લઇને સત્વર મૃગયા માટે વિદાય થાઓ. આ આજ્ઞાનો અર્થ તમારા સમજવામાં આવે છે ખરો કે ? મારી માન્યતા પ્રમાણે તો એમાંપણ અનંતરાયનો કોઇ છૂપો હેતુ સમાયલો હોવો જોઇએ, અને એ હેતુના પરિણામે જ આવી રીતે તીર તથા ભાલો ફેંકાયો હોવા જોઇએ. માત્ર એટલું જ નહિ, પણ આપને ત્યા યુવરાજના ઘાયલ થવાથી આપના દ્વારાજ આ ભયંકર કાવત્રું રચાયું છે, એવું તહોમત મૂકી આપને રાજ્યના દ્રોહી તથા દગાબાજ દોસ્ત તરીકે દુનિયામાં વગોવવા માટે અનંતરાયે આ ઉપાય શોધી કાઢ્યો હોય એવું સ્પષ્ટ અનુમાન કરી શકાય છે. જો દુર્ભાગ્યયોગે એ તીર અથવા ભાલાથી યુવરાજના શરી-

રને કાંઇ પણ ઇજા થઈ હોત તો અનંતરાય છાતી ઠોકીને દુનિયા આગળ આપને અપરાધી ઠરાવત તથા પોતાની નિર્દોષતા સાબીત કરાવી આપના શરીરને વધ ભૂમિમાં લઇ જઇને કતલ કરાવી નાખત, ભયંકર જલ્લાદની તીખી તલ્વારથી આપની ગર્દન ઉડાવી દેવામાં તે જરા પણ પાછો હઠત નહિ. હવે આપનાપર તેને આટલો બધો ગુસ્સો કરવાનું કારણ શું છે, તે હું આપને જણાવું છું. આપ યુવરાજના પરમ હિતસ્વી અને શુભેચ્છક છો અને સમય આવ્યે કદાચ યુવરાજનો પક્ષ લઈ લોહી રેડવાને પણ તૈયાર થઇ જાઓ તેમ છો, એમ ધારીને અનંતરાયે પોતાનો માર્ગ સાફ કરવાના હેતુથી આપને છાંટી નાખવાનો સંકલ્પ કર્યો હશે. અનંતરાયની યુક્તિઓ અત્યંત વિઘાતક છે. યુવરાજનું ખૂન થાય એ જોવા માટે જ તેનાં હિંસાતુર લોચનો તત્પર થઈ રહ્યાં છે. યુવરાજનો નાશ કરવામાટે તેણે જે જે કાળાં કામો કર્યાં છે, તેનું સ્મરણ થતાં પણ મારા પ્રાણ થરથરી જાય છે. સ્વતંત્ર અમાત્યને યોગ્ય સજા કરવાથી અથવા તો દુનિયામાંથી આપના જેવા એક બળવાન દુસ્મનને ઉખેડી નાખવાથી ભવાનીપ્રસાદના રાજ્યને સત્વર છીનવી લેવાશે, એવી કલ્પના કરીને અનંતરાયે આ બધાં કારસ્થાનો રચેલાં છે. કેમ ! આ વિષયમાં આપ શો અભિપ્રાય આપી શકો છો ? મારી આ કલ્પના આપને તદ્દન નાપાયાદાર તો નથી લાગતી ને ? ”

લક્ષ્મીપતિ આ વાત સાંભળી કમ્પી ઊઠયો; તેનાથી હવે કોઇ પણ વાત અજાણી રહી નહિ. જનાર્દનના કહેવાનો આશય તે બરાબર સમજી ગયો. થોડીવાર પછી તે બોલ્યોઃ—“ યુવરાજ, આપના પિતાના પ્રતાપથી હું થોડું ઘણું ધન તથા સૈન્ય એકઠું કરી શકયો છું, તે બધું આપની સેવામાં સમર્પણ કરવાને હું તૈયાર છું. આપના ભલામાટે કદાચ

મારે મારા તનની ખાલ દેવી પડશે તો તે આપવામાં પણ કદાપિ સંકુચિત થઈશ નહિ. આપનાપર જે અનંતરાય અનંત પ્રકારના અત્યાચારો કરી રહ્યો છે, આપની સત્તાને પચાવી પડયો છે, તેને યોગ્ય સજા આપી, આપ આપના રાજ્યનો ફરીવાર સંભાળી લો. વ્યવહારમાં શરમ રાખવી ઉચિત નથી. તેની અત્યારની સઘળી હીલચાલો જોતાં તે આપનો એક ભયંકર દુશ્મન બની બેઠો હોય તેમ જણાય છે, તેણે પોતાના પિતૃધર્મનો પરિત્યાગ કર્યો છે, કાકો હોવા છતાં ક્રૂરતાને ધારણ કરી બેઠો છે. યુવરાજ ! રાજ્ય, સત્તા કે સંપત્તિ આદિ બધું છીનવી લેવાથી અમારા મનને કશો પણ આઘાત થયો નથી; પરંતુ આપના પ્રાણને હરવા માટે તેણે જે જે કારસ્થાનો રચ્યાં છે, તે અમારાથી જોઇ શકાતાં નથી. તેની ક્રૂરતા જોઇને અમારી આંખમાં લોહી ભરાઇ આવે છે. માટે તેનો નાશ કરીં આપના રાજ્યને પાછું મેળવવાની કોશિશ કરો. તે શુભકાર્યમાં ધન અને સૈન્યની જેટલી જોઇશે, તેટલી મદદ હું આપીશ. આપના રાજ્યપ્રાપ્તિના પ્રયત્નમાં હું મારૂં લોહી પણ રેડી બતાવીશ. યુવરાજ ! આ અમાત્ય લક્ષ્મીપતિ સદાને માટે આપનોજ છે. એટલુંજ નહિ, પણ તેની માલમિલકત અને રાજ્યસત્તા પણ આપની જ છે. અત્યાર સૂધી મારા મુખમાં આપનુંજ અન્ન વસેલું છે, તેથી આપની પૂજા કરવી, આપનો ખરો હક્ક ડૂબતો બચાવવો એ મારો મુખ્ય ધર્મ છે. બસ, હવે બીજા બધા વિચારો પડતા મૂકીને આપ આપના પિતાના રાજયનો ઉદ્ધાર કરો, આપના ગયેલા રાજ્યને સત્વર પાછું મેળવો. અમે અનંતરાયનો કદાપિ રાજા તરીકે સ્વીકાર કરીએ તેમ નથી તે નથીજ. મારા બાળા રાજા ! આપજ અમારા સર્વના અન્નદાતા છો, અમારા સર્વના રાજરાજેશ્વર છો. ઇશ્વર આપને દીર્ઘાયુ કરે અને આપનું રાજ્ય અજરામર રહે, એવી જ અમારી સર્વની પરમ દયાળુ પરમાત્મા પ્રતિ પ્રાથના છે !”

યુવરાજે ગંભીરતાથી કહ્યું;–" છટ છટ! તમે આ બધું શું બોલો છો? પિતા અને કાકા ઉભય ગુરૂ તુલ્ય છે, તેમની આજ્ઞામાં રહી વર્તવું એ પ્રત્યેક સુપુત્રોનો ધર્મ છે. તેમની નિંદા સાંભળીને મારા હૃદય પર અત્યંત આઘાત થયો છે, હવે કૃપા કરીને મારી પાસે આવી વાતો કહેશો નહિ–મારા કાકા મારૂં બુરૂં કરે જ નહિ. તમારી આ બધી કલ્પનાઓ કેવળ ભૂલ ભરેલી જ છે, જેણે મારા પિતાના મરણ પછી મારૂં પોષણ કર્યું છે તેમની નિંદા સાંભળવામાં હું એક જાતનું મહાભયંકર પાપ માનું છું. દરેક રીતે તેઓ મારા પૂજનીય છે. આ રાજ્ય, વસુધા, સંપત્તિ અને સિંહાસન આદિ સર્વ મારૂં નહિ, પણ મારા પૂજ્ય કાકાનું જ છે. કાકાના પ્રતાપે જ હું આવી વીરતાને પ્રાપ્ત કરી શક્યો છું. વિશ્વસંસાર વિલીન થાય, વસુધાનો રસ સૂકાઇ જાય, દીનમણિ વિભાવરીનો સ્વામી થાય અને સમગ્ર નક્ષત્રમંડળનો પાતાળમાં ઉદય થાય, તથાપિ મારા કાકા મારૂં અહિત ઇચ્છવાની કામના કદાપિ કરે જ નહિ, અમાત્ય! અત્યારે તમારા મગજમા કાંઇક વિકાર થયો હોય તેમ જણાય છે અને તે વિકારના યોગે જ મારા દેવતા તુલ્ય કાકાની નિંદાના શબ્દો તમારા મુખમાંથી બહાર નીકળી જાયછે. મારા કાકાપર કલંક લગાડનારનો હું ધરાના પટપરથી નાશ કર્યા વિના જંપીને શાન્ત બેસી રહું તેવો નથી. પરંતુ શું કરૂં કે, તમે મારા પુરાણા અમાત્ય અને વૃદ્ધ પુરૂષ છો એટલે શિષ્ટાચારને અનુસરીને મારાથી તમને કાંઇ પણ વિશેષ કહી શકાતું નથી. પણ કૃપા કરી હવે તેમની વિરુદ્ધ આવા શબ્દો કદાપિ ઉચ્ચારશો નહિ.

" મને રાજ્યની વાંચ્છના નથી, સત્તાની સ્પૃહા નથી. સંપત્તિ અને સિંહાસનની પણ હું કશી પરવાહ રાખતો નથી. હું મારા કાકાની આજ્ઞાનું પાલન કરવા સિવાય અન્ય કોઇ પણ વસ્તુની ઇચ્છા ધરાવતો

નથી. જો કોઈ પણ વેળાએ મારા પર કૃપા કરીને સરળતાપૂર્વક મારા કાકા મને રાજ્ય સોંપશે, તોજ હું તેમનો સ્વીકાર કરીશ, તોજ હું સિંહાસનપર બેસીશ; નહિ તો કાલી માતાને સાક્ષી રાખીને કહું છું કે, આ જિન્દગીમાં કદી પણ સિંહાસનનો સ્પર્શ કરીશ નહિ તથા રાજ્યનો ભાર ઉપાડી લેવાનો પ્રયાસ પણ કરીશ નહિ."

"કાકાની આજ્ઞા પિતાની સાથે જ રાજ્યનો ગર્વ, સંપત્તિનું અભિમાન, સત્તાની ગરિમા તથા વૈભવ વિલાસની મહત્તાનો પરિત્યાગ કરીને હું પરમ પવિત્ર પરિબ્રહ્મના ગુણગાનમાં તલ્લીન થઈ જઈશ અને સમય આવ્યે સંન્યસ્ત ધારણ કરીને તે અનંતનામીની સેવામાં નિમગ્ન થઈ જઈશ પરંતુ હવે પછી તમે આવો વિપરીત ઉપદેશ આપી ન્યાય નીતિ અને ધર્મના માર્ગપરથી મને પતિત કરવાનું સાહસ કરશો નહિ. નીતિના સિદ્ધાંતને પગતળે કચડી નાખવાનો બોધ આપશો નહિ.

---

ષષ્ઠ પરિચ્છેદ

## વૃષ્ટિ

"વ્યાપે દેશ કુસંપ, દેશનો દાટ વળે છે;
વ્યાપે કુળ કુસંપ, સુખ સંતોષ ટળે છે;
વ્યાપે કુળ કુસંપ, વિપત્તિનો માર પડે છે;
વ્યાપે કુળ કુસંપ, તાતને તનુજ લડે છે.

ગદ્યપદ્ય સંગ્રહ



જનાર્દનની સલાહ મૂજબ યુવરાજ સૈન્યસહિત ઘર તરફ પાછો ફર્યો. ઘેર આવીને તેણે જોયું કે, તો જાણે તેના ઓરડાની બધી વસ્તુઓ

આમ તેમ વિખરાયલી અને અવ્યવસ્થિત સ્થિતિમાં આડીઅવળી થયેલી જણાઈ આવી એ જોઇને જનાર્દન ચિંતામાં પડી ગયો. યુવરાજે એથી બહુ જ ચીડાઇ તે મહેલના રક્ષકને બોલાવી મંગાવ્યો. એક અજાણ્યો અનુચર આવી હાથ જોડી ઉભો રહ્યો. યુવરાજે કહ્યું;—" કેમ તું કોણ છે અને કોની આજ્ઞાથી મારા મહાલયમાં દાખલ થયો છે?

તેણે જવાબ આપ્યો:—" રાજન્! હું મહાલયનો રક્ષક છું અને અનંતરાય બાપૂ તરફથી આવ્યો છું."

" જૂના નોકરો ક્યાં ગયા છે?" યુવરાજે પૂછ્યું.

" બદલાઇ ગયા છે." નવીન રક્ષકે ઉત્તર આપ્યું.

" મારી બધી ચીજોને આ પ્રમાણે અવ્યવસ્થિત કોણે કરી નાખી છે?"

" એ વિષયમાં હું કાંઇ પણ જાણતો નથી, મહારાજ?"

" ખરેખરૂં કહી દે, નહિ તો તને પૂરતી સજા કરવામાં આવશે."

આ સાંભળીને રક્ષકના હોઠપર એક જાતના હાસ્યની ક્ષીણ રેષા ઝળકીને પાછી શમી ગઇ. જનાર્દન અને યુવરાજ ઉભય તેના એ વિલક્ષણ ભાવને તત્કાળ જાણી ગયા. ત્યાર પછી મહેલના રખવાળે બહુજ ધીમા અવાજથી કહ્યું:—મહારાજ, નવીન મહારાજે જ એ બધો ફેરફાર કરાવ્યો હતો, પરંતુ આપના ભયને લીધે મેં કાંઈ પણ ઉલટપાલટ કરી નહોતી. કૃપાનાથ! એ બધી બીનાથી હું છેક બીનવાકેફ છું."

યુવરાજ તેને રજા આપીને આમ તેમ ટેહલવા લાગ્યો. જનાર્દન એ દરમ્યાન બીજા એક ઓરડામાં જઇને એક નાના છોકરાને પકડતાંની સાથે જ તેને પુષ્કળ માર મારવા માંડયો. જ્યારે તે છોકરો મારથી અધમુઓ થઇ જવા આવ્યો ત્યારે જનાર્દન તેને ધમકાવી

ફોસલાવીને કહેવા લાગ્યો કેઃ– તેંજ યુવરાજના દીવાનખાનામાં જઇને બધી વસ્તુઓને ઉંધીચતી કરી નાખી હતી ખરૂં ને વારૂ ?"

છોકરો બીકનો માર્યો થરથરતો કહેવા લાગ્યોઃ–" બાપૂ ! મને ક્ષમા કરો, મેં બાપૂ સાહેબની કોઈ પણ ચીજને આડા અવળી કરી નથી. એ બધાં કામો મહેલના રખવાળનાં જ છે. તે આખો દીવસ દીવાનખાવામાં જઇને યુવરાજની દરેક ચીજો શાખ્યા કરતો હતો. તેના સિવાય બીજું કોઇ પણ મનુષ્ય ત્યાં ગયું જ નથી." જનાર્દને પૂછ્યુંઃ– કયા રખવાળે ? નવા કે જૂના કે"

છોકરાએ કહ્યુંઃ—" નવા."

એ સાંભળી જનાર્દને કાંઇક બક્ષિસ આપી તે છોકરાને છોડી દીધો. ત્યાર પછી તે યુવરાજ પાસે આવી બોલ્યોઃ—યુવરાજ મારા કામમાં ખલેલ કરશો નહિ અને મારા હેતુને જાણવાની કોશિશ પણ કરશો નહિ. કારણ કે, મારો હેતુ જાણવાનો તમે વ્યર્થ પ્રયત્ન કરશો નો તેથી કદાચ તમારા ગુરુની નિંદા પણ થઇ જશે અને તેના યોગે તમારા મનમાં કાંઇક દુઃખનો સંચાર પણ થશે. એથી આપણે બંનેને ચૂપ રહેવાનો જ ઠરાવ કરો.

ત્યાર પછી જનાર્દન એ ત્રણ ઓરડાની બધી વસ્તુઓનો એક મેજ પાસે ઢગલો કરીને બીજી કેટલીક છૂપી તપાસમાં લાગી ગયો. તેણે જોયું કે, મહેલની કોઈ પણ વસ્તુ ચોરાઇ નથી, છતાં પણ બધી ચીજો આમતેમ વિખરાયલી પડી છે. પોશાક અને વસ્ત્રોને અભ્યાસ વગરના માણસ મારફત ગોઠવેલાં છે. જનાર્દને કેટલાક અનુચરોને એકઠા કરી તે સર્વ વસ્તુઓને આંગણામાં એકઠી કરાવી અને તેમાં આગ પ્રકટાવી દીધી. પલંગ, બિછાનાં, ખુર્સીઓ, ટેબલ, વસ્ત્ર, પોશાક, પુસ્તક, કલમ વગેરે બધું ભડભડ કરતું સળગી ઉઠયું, થોડીવારમાં બળીને રાખ

થઈ ગયું. જનાર્દને ફક્ત એક પોશાકને સળગાવ્યો નહિ. તે પોશાકને હાથમાં લઈ જનાર્દન મહેલના રખવાળની તપાસ કરવા લાગ્યો. તપાસ કરતાં તરત જ તે મળી આવ્યો. જનાર્દન એકાંતમાં લઈ જઇને તેને કહેવા લાગ્યો;—" યુવરાજે ખુશી થઇને આ પોશાક તને બક્ષિસ આપ્યો છે; માટે તું એ પહેરીને એકવાર તેમની સલામી કરી આવ. તારી બાહોશી ભરેલી રખવાળી જોઇને યુવરાજ તારાપર ઘણા જ રાજી થયા છે અને આજે તને કેટલુંક ઇનામ આપવાની પણ ઇચ્છા ધરાવે છે, માટે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના આ સુંદર પોશાક પહેરીને તેમને મળી આવ. "

પરંતુ રખવાળ તે પોશાક પહેરવામાં સમ્મત થયો નહિ. તેણે તે પોશાકનો અનાદર કરીને કહ્યું:–" જનાર્દન ! યુવરાજના આ ઉપકારને માટે હું તેમને ધન્યવાદ આપું છું, પરંતુ મારાથી આ પોશાક સ્વીકારી શકાશે નહિ; કારણ કે, રાજા અનંતરાયે મને યુવરાજ તરફથી કશી પણ બક્ષિસ ન લેવાની સખ્ત મના કરી છે. યુવરાજ ગુણગ્રાહક છે, એથી મારી કદર કરીને આવું ઇનામ આપે તો તેમાં કાંઈ અજાયબી જેવું નથી. પરંતુ લાચાર છું કે, મારાથી મારા અન્નદાતા માલિકના હુકમનો ભંગ કરી શકાય તેમ નથી. "

જનાર્દને કહ્યું:–" નાદાન રખવાળ ! જેઓ તારા ખરા અન્નદાતા છે અને જેમણે તારી કદર કરીને આવું કીંમતી ઇનામ આપ્યું છે, તેમનો ઉપકાર માનવાને બદલે તું ધન્યવાદ આપવાને તૈયાર થાય છે ? યુવરાજ કોણ છે અને તેમની શી સત્તા છે, એને તું હજી સૂધી સારી રીતે જાણી શક્યો હો, તેમ જણાતું નથી. જો તેમ ન હોય તો તારા મુખમાંથી આવાં ઉદ્ધતાઈ ભરેલાં વચનો કદાપિ નીકળી શકે નહિ. લૂણ હરામી શયતાન ! તું એટલું પણ નથી સમજી શકતો કે, જેમના મહે-

લનો તું એક સાધારણ રખવાળ છે અથવા તો એક તુચ્છમાં તુચ્છ ગુલામ–તાબેદાર છે, તેમના ઈનામને નાકબૂલ કરવાથી તેમનું ભયંકર અપમાન થાય તેમ છે ? રાજાનું અપમાન કરવું, એ કાંઈ નાની સૂની વાત નથી. અનંતરાય ખરો રાજા નથી. તેતો માત્ર કામચલાઉ બાહુતી છે, તારા જેવો એક હલકામાં હલકો ગુલામડો છે. રાજ્યના ખરા માલિક તો વીરવર મહારાજ ભવાનીપ્રસાદ છે. તેમનું આવું ભયંકર અપમાન કરવાથી પરિણામ કેવું વિઘાતક આવશે, એની તારાથી કાંઈ કલ્પના પણ કરી શકાતી નથી ? પામર, ભીંખારી ગુલામ ! હજી પણ કહું છું કે જો તું તારૂં ભલું ઇચ્છિતો હો, તને તારા જીવનની જરા પણ પરવાર હોય, તો હમણાં ને હમણાં જ આ પોશાકને તારા શરીરપર પહેરીને તેમની સલામી લઇ આવ, તેમના પવિત્ર ચરણોમાં તારા પાપી મસ્તકને નમાવી આવ."

આવા કઠોર શબ્દો સાંભળવા છતાં પણ તે તે પોશાક પહેરવાને રાજી થયો નહિ; ત્યારે જનાર્દન વાઘની પેઠે છલાંગ મારીને તેના શરીરપર ટૂટી પડયો અને તેને એકદમ પૃથ્વીપર પછાડી તેની છાતીપર ચડી બેસી ભૈરવના જેવા ભયંકર અવાજથી બોલી ઉઠયોઃ–" કેમ નિમકહરામ શયતાન ! યુવરાજના પલંગ, પોશાક અને પુસ્તક આદિ સર્વ વસ્તુઓમાં તેં શામાટે ઝેર મેળવ્યું હતું વારૂ ? તને તારા અન્નદાતાના અહિતનો પણ જરાય વિચાર નહોતો આવ્યો ? બેશર્મ બદમાશ ! આજે મારા હાથમાંથી તારો છૂટકો થવાનો નથી. તારાં પાપકર્મની સજા તને આજે મળયા વિના રહેવાની નથી. નીચ નામર્દ ! હું આજે તારા ખોદેલા ખાડામાં તને જ દાટીશ. જે પોશાકને તેં ઝેર પાયું છે, તે પોશાકના ટુકડેટુકડા કરીને તને ખવરાવીશ. દગાબાજીનો બદલો પણ તેવો જ ભયંકર આપીશ. તું નહોતો જાણતો કે, આ યુવરાજને

દગો દેવા જતાં તારા જીવનો અંત આવી જશે, તારા શરીરને ટુકડે-ટુકડા થઇને રસ્તામાં રઝળતું–રખડતું પડશે. "

તે પાપાત્મા દુરાચારી રખવાળ રડી પડયો. તેણે પોતાના ગુન્હાને થોડે ઘણે અંશે કબૂલ પણ કરી લીધો. પરંતુ જનાર્દને સહજમાં જ તેનો છૂટકો કર્યો નહિ. તેણે તેનું નાક–કાન કાપીને મહેલબહાર કાઢી મૂકયો, અને તે સાથે એમ પણ કહી દીધું કે–" મારી જેવી અવસ્થા થઈ છે, તેવી જ તમારી પણ થશે, માટે દેવદહેરાં મૂકીને હનુમાન હારે ડેસો લેવા જઇશ નહિ. આ દેવ દોયલા છે, એની હડફેટે આવવામાં કશો સાર નથી. જ્યાં સૂધી જનાર્દન જીવતો હશે, ત્યાં સૂધી ભવાનીનો વાળ પણ તારાથી વાંકો થઇ શકે તેમ નથી, આજે જેવી મારી દશા થઇ છે, તેવી જ એક દિવસ તારી પણ થશે, માટે આ બધા જુલ્મો કરવા મૂકી દઇને જાતિના સરળ માર્ગે ચાલ્યો જા નહિ તો વિના કારણ મગતરાંના મોતે કમોતે માર્યો જઈશ. આટલું તારા સ્વામીને કહી દેજે. "

જનાર્દન જાણતો હતો કે, રખવાળના સંબંધમાં થયેલા આ ઝગડાને લઇને અનંતરાય કોઈ પણ જાતની ગરબડ કરવાનું સાહસ કરી શકશે નહિ. કારણ કે, જો તે કાંઈ પણ ખળભળાટ મચાવશે તો, તેને લીધે તેનું પોતાનું જ પોકળ ફૂટી જશે અને લોકોમાં પોતાની ભારી બદનામી થશે. પરંતુ આ સર્વ જાણવા છતાં પણ જનાર્દન નિશ્ચિંત થઇને બેસી રહ્યો નહિ. તે મહેલના દરેકેદરેક ઓરડા, સૈનિકોને રહેવાની રાવટીઓ, રસોડાં, બગીચા વગેરે બધી જગાએ ફરી ફરીને જોવા લાગ્યો. ત્યાં ફરતાં ફરતાં તેણે જે કાંઈ જોયું, તે પરથી તેનું મ્હોં સૂકાઇ ગયું. બધી જગાએ તપાસ કરી રહ્યા પછી તે યુવરાજ પાસે આવીને કહેવા લાગ્યો કે;—" યુવરાજ, આજે આપણા શિરપર બીજી એક ઘણી જ ભયંકર આફત આવી પડી છે. તમે ચાર બાજૂ-

એથી દુશ્મનોથી ઘેરાઇ ગયા છો. આજનો મામલો જોતાં તમે કોઇ પણ રીતે સુખી અને શાન્ત રહો તેમ જણાતું નથી. અશ્વશાળા, રંધનશાળા અને સૈન્યના નિવાસસ્થાનમાં જ્યાં જોઇએ ત્યાં નવા અશ્વપાળો, નવા રસોઇયા, તથા નવા સૈનિકો નિમાઇ ગયા છે. જૂનો એક પણ નોકર રહેવા પામ્યો નથી. ચારે તરફ નવાં માણસો જોવામાં આવે છે. જૂના નોકરોનું તો નામ નિશાન પણ જોવામાં આવતું નથી. તમે મને પૂછ્યા વિના કોઇ પણ ખાવાપીવાની ચીજને અડકશો નહિ, તેમ જ તમારા સૂવાના ઓરડામાંથી બહાર નીકળશો નહિ. હવે હું કુમાર દેવળરાય પાસે જઇને કાંઇક ખાવાનાં તથા ઓઢવા પાથરવાનાં સાધનો લઇ આવું છું. પણ એ દરમ્યાન તમે ખૂબ સાવચેત રહેજો. જરા પણ ગફલત રાખશો નહિ. ભરોસાપર બેશી રહેવાનો આ જમાનો નથી. સત્યયુગની સત્તા અત્યારે ચાલી ગઇ છે, ત્રેતાયુગનો પ્રભાવ મંદ પડયો છે અને દ્વાપરયુગની સંજીવની શક્તિનો ક્ષય થયો છે. સામ્પ્રત સમયમાં તો કલિયુગે પોતાની ભયાનકતાનો એટલી સીમા પર્યન્ત અધિકાર વિસ્તારી દીધો છે કે, ભાઇ ભાઇનાં ગળાં કાપવાને તૈયાર થઇ જાય છે, પત્ની પતિનો ઘાત કરનારી નિવડે છે, દાસજનો પ્રભુના અનિષ્ટની કામના કરે છે અને સંન્યાસી અથવા વૈરાગીઓ વિલાસિનતાને ધારણ કરે છે. આ સર્વ કારણોથી જ કલિની સત્તા વિલક્ષણ કહેવાય છે. કલિના કૌટિલ્યને માટે વિદ્વાનો યથાર્થ કહે છે કેઃ—

**सीदन्ति चाग्निहोत्राणि गुरुपूजा प्रणश्यति ।**
**कुमार्यश्च प्रसून्ते पापिन्यस्मिन् कलौ युगे ॥**
**परान्नेन मुखं दग्धं हस्तौ दग्धौ प्रतिग्रहात् ।**
**परस्त्रीभिर्मनो दग्धं कुतः शापः कलौ युगे ॥**

માટે યુવરાજ! કૃપા કરી કોઇનાપર વિશ્વાસ રાખશો નહિ. કાર-

સ્થાન કાવત્રાં એ એક એવી ભયંકર વસ્તુ છે કે, તે ગમે તેવા બળવાન, ધર્મપરાયણ અને ભાવિક પુરુષને પણ અમુક સમયને માટે કંપાવી દે છે. એથી એનાથી સદા ચેતીને ચાલવાની ખાસ જરૂર છે. ”

આ પ્રમાણે યોગ્ય ઉપદેશ આપી જનાર્દન ચાલ્યો ગયો. તે સમયે સાંઝ પડી જવા આવી હતી. દેવળરાય પોતાના મહેલ પાસેના બગીચામાં ફરી રહ્યો હતો. જનાર્દનને પોતાના તરફ આવતો જોઇને દેવળ એકદમ દોડી આવી તેને ભેટી પડ્યો; પરંતુ જનાર્દનના મુખપર છવાયલી ઝાંખપ જોઇને તે બ્હી ગયો અને શંકાશીલ મનથી ભવાનીપ્રસાદના સમાચાર પૂછવા લાગ્યો. જનાર્દન તેને કાંઈ પણ કહ્યા કારવ્યા સિવાય બગીચાના એક એકાંત ભાગમાં લઈ જઇને એ વર્ષમાં જે જે બનાવો બન્યા હતા તે બધાનો સારાંશ સંક્ષેપમાં સંભળાવી દીધો. અનંતરાય કેવાં કેવાં કારસ્થાનો રચી યુવરાજનો નાશ કરવાના તથા સિંહાસન પચાવી પાડવાના પ્રયત્ન કરી રહ્યો છે, યુવરાજનું ખૂન કરવા માટે આ બે વર્ષોમાં તેણે શીશી કોશિશો કરી છે, રણધીરસિંહને ઝેરીલી તલ્વાર લઇને યુવરાજની સાથે હૃદય યુદ્ધ કરાવવામાં તેનો શો છુપો હેતુ સમાયલો હતો, વીરપૂરના જંગલમાં યુવરાજના શરીરપર બાણ તથા ભાલો ફેંકીને તેની હત્યા કરાવવાની તેણે કેવી કેવી ભયંકર દગાબાજીઓ ખેલી હતી, તે બધી ઘટનાઓ દેવળને કહી સંભળાવ્યા પછી જનાર્દને આજના ભયંકર બનાવનું પણ તેની પાસે આબેહુબ ચિત્ર રજૂ કરી દીધું. ત્યાર પછી ઉપસંહારમાં જનાર્દને એમ પણ કહી દીધું કે;—“ કુમાર! હું ધારૂં છું કે, મારી આ વાતો સાંભળીને તમારા કોમળ હૃદયપર અસહ્ય આઘાત થયો જ હશે. તમારી આંખમાંથી વહેતા આ આંસૂના પૂરને જોતાં મારૂં હૃદય પણ ભરાઈ આવે છે. માતા પિત્તા વગરના ભોળા યુવરાજનું સરળ અંતઃકરણ, તેની મધુર વાણી

અને અલૌકિક પ્રતિભા જોઇને મને તેનાપર જે પ્રેમ આવે છે, તેનું વર્ણન પણ મારાથી કરી શકાય તેમ નથી. યુવરાજને તમે તમારા સહોદર બંધુ ગણીને લક્ષ્મણના સમાન અપૂર્વ ભ્રાતૃભક્તિનું દૃષ્ટાંત દર્શાવી રહ્યા છો, એ જોઇને તેમને તમારા પર અત્યંત વ્હાલ આવે છે. ધન્ય છે તમને અને તમારા અલૌકિક અનુરાગને! આજ સૂધી આ બધી વાતો મેં તમને કહી નહોતી અને આજે પણ કહેવાની મારી ઇચ્છા પણ નહોતી, પરંતુ મામલો ઘણા જ ભયંકર સ્વરૂપપર આવી પહોંચ્યો છે અને તમારા સિવાય બીજો એક પણ સહાયક રહ્યો નથી. મારે લાચારીથી તમને આબધી બીના કહી સંભળાવવી પડી છે. પણ તેમ છતાં પણ જો મારાથી એમાં કોઇ પણ પ્રકારનો અન્યાય કે અપરાધ થઇ ગયો હોય તો ઉદારતા દર્શાવી તેની ક્ષમા આપશો. જો આજે મેં આ વાતો મેં તમને ન કહી હોત તો આમાંથી મારો તથા યુવરાજનો કોઇ પણ રીતે છૂટકો થઇ શકત નહિ. પણ હવે એ વિષયમાં જે કાંઇ ઉપાય લેવો હોય તે મારી મરજી પર છે, હું તમને તે વિષયમાં વધુ કાંઈ પણ કહી શકું તેમ નથી. મારા કરતાં યુવરાજ તમને વધારે વહાલા છે એટલે તેમના ભલામણ કરવાની હું કશી પણ આવશ્યક્તા જોતો નથી. મારા આ શબ્દોથી તમે માઠું લગાડશો નહિ. કદાચ મારાથી અવિનય થઇ ગયો હોય તો તેની પણ ક્ષમા દર્શાવશો.”

દેવળના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. તેના હાસ્યથી પ્રફુલ્લિત થયેલા મુખપર ભયંકર શોકની છાયા છવાઈ ગઇ. પરંતુ જનાર્દન દેવળના મનના તે વિષમ આઘાતને જાણી શક્યો નહિ. તેના મનની વેદના તેના કળવામાં આવી શકી નહિ. જનાર્દને દેવળને ઘણો ઘણો સમજાવ્યો, કેટલાક દિલાસા દીધા અને ચિંતાનો ત્યાગ કરવાનો ઉપદેશ આપ્યો. પરંતુ દેવળે તેના તરફ કશું પણ લક્ષ ન આ-

પતાં પોતાના હૃદયમાં વ્યાપેલી વિષમ ચિંતાને અત્યંત ભીષણ બનાવી દીધી. દેવળરાયના મનની આવી અફસોસકારક સ્થિતિ જોઇને જનાર્દન પણ ગુંચવણમાં પડી ગયો. તેણે વિચાર્યું કે, દેવળની આગળ વાત કહેવામાં મેં એક ભારી ભૂલ કરી છે. ઘણીવાર સુધી વિચાર કરવાના પરિણામે દેવળરાય છેવટે જોત જોતામાં ફૂલની તૂટેલી માળાની પેઠે જમીનપર ગબડી પડયો. જનાર્દન પ્રથમ તો સ્તંભિત થઈ ઉભો રહ્યો. પણ થોડીવાર પછી સહજ સાંભળી જનાર્દન કુમારના બેશુદ્ધ શરીરને ગોદમાં લઇને મહાલય ભણી દોડી ગયો અને તે કમળના જેવા કોમળ શરીરને શય્યાપર સુવાડી, અશ્વપર બેસી એકદમ યુવરાજ પાસે ગયો. થોડા સમયમાંજ યુવરાજને સાથે લઇ તે પાછો દેવળરાયના મહાલયમાં આવી પહોંચ્યો. ત્યાં આવ્યા પછી તેમણે બન્ને એ જોયું કે, નોકર ચાકરોની સેવા ચાકરીથી દેવળરાય કાંઇક શુદ્ધિમાં આવી ગયો છે. દેવળરાયે ભવાનીપ્રસાદે જોઇને પોતાનું મુખ ફેરવી લીધું. યુવરાજે તે સમયે ઉદ્વેગમાં આવી ગયો તેને પોતાની છાતી સાથે ચાંપી જાણે કમળપર કમળ ઉલટાવી વારંવાર તેના મુખપર ચુંબન કરવા માંડયાં આ જોઇને દેવળ રડી પડ્યો, તેની સાથે ભવાનીપ્રસાદની આંખમાંથી પણ આંસૂ પડવા લાગ્યાં. યુવરાજ તથા દેવળરાયની આવી દિલગીરી જોઇને આજૂબાજૂમાં ઉભેલા નોકર ચાકરોનાં હૈયાં પણ ભરાઈ આવ્યાં. જનાર્દન આ જોઇને ઊંડા વિચારમાં પડી ગયો. કેટલીક વાર સૂધી તરેહ તરેહવારના વિચારો કર્યા પછી તે નોકર ચાકરોને કુમારના ઓરડામાંથી બહાર લઇ ગયો. બન્ને ભાઇઓ જ્યારે પુષ્કળ રડી રહ્યા, ત્યારે સહજ શાન્ત થઇને નાના પ્રકારની વાતો કરવામાં નિમગ્ન થયા. વાતો કરતાં કરતાં બન્નેનો સ્નેહ એકદમ ઉછળી આવ્યો, અંતરનો સઘળો શોક દૂર થયો અને એક પ્રકારના મધુર હાસ્યે આવીને તે શોકને સ્થળે આનંદનો પ્રવાહ વહેવડાવી દીધો. પરંતુ જે હાસ્યથી

પુષ્પો વિકસિત થતાં હતાં, તે હાસ્ય—તેવું મંજુલ—મૃદુ હાસ્ય આજે દેવળરાયના હોઠપર દેખાયું નહિ. જે સ્નેહથી આનંદનો સિન્ધુ ઉછળી ખડખડ શબ્દના હાસ્યનો વિકટ ધ્વનિ થતો હતો, તે પણ આજે થયો નહિ. દેવળનું આજનું હાસ્ય સહજ શોકમય હતું, એમ કહેવામાં આવે તો તેમાં પણ કાંઈ વાંધા જેવું નથી. દેવળરાયે કહ્યું:—“ ભાઇ, આ જથી હું તમારા વિના એક પળ પણ અળગો રહી શકીશ નહિ. હું હવેથી તમારી સાથે જ રહીશ. તમારા વિના મને એક ઘડી પણ ચેન પડતું નથી. તમારા પવિત્ર સ્નેહે મને એટલો બધો દીવાનો દીધો છે કે, મારાથી તમારા પુણ્યમય મુખનું દર્શન કર્યા સિવાય એક ક્ષણ માત્ર પણ રહી શકાતું નથી. તમારા પ્રેમના મોહનમંત્રે મને દીવાનો બનાવી દીધો છે. આ સંસારમાં જો મારા સુખનું—શાન્તિનું કોઇ પણ સ્થાન હોય તો તે તમેજ છો. તમેજ મારા આ શુષ્ક જીવનની હરિયાળી આ શાલતા છો. ભાઇ ! વ્હાલા ભાઇ ! આવી સ્થિતિમાં હું તમારાથી શી રીતે વિખૂટો રહી શકું, તેનો આપ પોતેજ વિચાર કરી જૂઓ, એટલે મારા દુઃખી જિગરની બધી વેદનાઓનો ખ્યાલ આપોઆપ તમારા ખ્યાલમાં આવી જશે. બસ. હું તમારા સંસર્ગ સિવાય આ જગતની અન્ય કોઈપણ વસ્તુને ઈચ્છિતો નથી. ભગવાન રામચંદ્રના વનવાસ સમયે લક્ષ્મણજીની પ્રાર્થનાને લક્ષમાં લઇને મહાપ્રભુ રામચંદ્રે લક્ષ્મણને પોતાની સાથે તેડી જવાની જે ઉદારતા દર્શાવી હતી, તેવી જ ઉદારતા તમારે પણ દર્શાવવી જોઇએ. પિતાજીની મના હોવા છતાં પણ મારી ઈચ્છા તમારી સાથે જ રહેવાની છે. સ્નેહના અચલ અને અડગ દુર્ગને તોડવાની શક્તિ કોઇનામાં છે જ નહિ. કદાચિત્ તે દુર્ગપર અત્યાચાર રૂપ ગોળાનો વરસાદ વરસાવવામાં આવે તો પણ તે દુર્ગની અચ-લતા તથા અડગતામાં લેશ માત્ર પણ બાધા આવતી નથી. તમારી

સાથે રહેવાથી પિતાજીના મનમાં કદાચ કાંઈ પણ દુઃખ થશે, તો હું તેની જરાપણ દરકાર કરીશ નહિ. કારણકે, સત્ય અને નીતિને રસ્તે ચાલવામાં હું કોઇ પણ પ્રકારનું પાપ જોતો જ નથી. અધર્મ અને અ-નીતિને રસ્તે ચાલવાની મારી ઇચ્છા પણ નથી. તેથી જો પિતાજીને કાંઇ માંઠું લાગે તો તેની પરવાર રાખવાનું કાંઈ પણ કારણ જ નથી. ”

યુવરાજ દેવળના કથનના જવાબમાં કાંઇક કહેવા જતો હતો; પરંતુ તેનું શોકાતુર, મલિન અને રૂદનભરેલું મુખ જોઈ તે કાંઈ પણ બોલી શક્યો નહિ. તે તરત જ દેવળને છાતી સાથે ચાંપીને બોલ્યો કે:—“ આવ ભાઇ, આવ—હું તને મારી સાથે જ રાખીશ. પણ હવેથી તું આ પ્રમાણે નિરર્થક શોક કરીશ નહિ. કારણ કે, વિનાકારણ શોક કરવાથી હૃદયમાં એક પ્રકારનું અસુખ ઉત્પન્ન થાય છે અને તેના યોગે આ મધુર જીવન શુષ્ક અને કડવું બની જાય છે. તારી આવી અલૌકિક ભ્રાતૃભક્તિ જોઇને મને અપાર આનંદ થાય છે અને તારી આ ગુણ ગ્રાહકતાને માટે મારા મુખથી તારા પ્રતિ સ્વાભાવિક જ ધન્યવાદના શબ્દો ઉચ્ચારી જવાય છે.

બન્ને ભાઇઓ એક બીજાના હાથ પકડીને બહાર આવ્યા અને ત્યાર પછી તેમણે જોયું કે, જનાર્દન દ્વારના ઓથમાં ઉભો રહી આંખોમાં ભરાઇ આવેલાં આંસૂ લૂછી રહ્યો છે. યુવરાજ તથા દેવળને બહાર આવેલા જોઇને તરત જ તે રૂંધાયલા અવાજથી બોલી ઊઠયો:— “ કુમાર, આજે તમારા ભાઈ તદ્દન ભૂખ્યા છે. હજી સૂધી તેમને અન્નનો એક દાણો પણ મળ્યો નથી. રાજ્યના માલિકની આવી દુઃખી દશા જોઇને મારૂં હૃદય ભરાઈ આવે છે. વીરેન્દ્રકેશરી જેવા વીરનરના વીરબાળકને આજે અન્નનો પણ અભાવ થઈ પડયો છે. ! હાય ! સંસાર ! કેવો સ્વાર્થમય બની ગયો છે ? કુમાર દેવળરાય ! દિવસે દિવસે મનુષ્યના

મનની પવિત્રતા, ધાર્મિકતા અને ઉદારતાનો ક્ષય થવા લાગ્યો છે અને ઉદારતાનો ક્ષય થવા લાગ્યો છે અને તેને ઠેકાણે અધમતા, દુષ્ટતા અને સ્વાર્થપરાયણતાની વૃદ્ધિ થવા માંડી છે ! તમારા પિતાએ તો હવે જુલ્મની હદ જ રહેવા દીધી નથી. રાજપાટ, ધનદોલત વગેરે બધું છીનવીને યુવરાજને માર્ગના ભીખારી બનાવવા છતાં, તેમની મહત્વાકાંક્ષાનો અવધિ આવ્યો નથી. તેઓ બિચારા ભોળા બાળકને અન્નનાં પણ ફાંફાં કરાવવા લાગ્યા છે. તેમની જીવનસુધામાં હળાહળ રેડવા છતાં, તૃપ્તિ ન થવાથી તેઓ તેમનો જડમૂળથી નાશ કરવાની કોશિશ કરી રહ્યા છે. રાજ્યના સ્વામીને જ્યારે અન્નવસ્ત્રનો પણ અભાવ થઈ પડે, ત્યારે તેના માટે દુઃખનો બીજો કયો વિષય અવશિષ્ટ રહે વારૂ ? યુવરાજના કલ્યાણ અને સેવા માટે મેં મારૂં જીવન અર્પણ કરી દીધું છે, તેથી મારાથી તેમનું દુઃખ દેખી શકાતું નથી. તેમની આવી દુઃખી સ્થિતિ જોઇને મારૂં હૈયું વલોવાય જાય છે. પણ શું કરૂં, અત્યારે હું લાચાર છું. મારી પાસે સત્તા નથી, લક્ષ્મી નથી કે જેના યોગે યુવરાજના દુઃખને જરા પણ ઓછું કરી શકું. મારાથી દુઃખી દિલના ઉભરા બહાર કાઢવા સિવાય બીજો એક પણ ઈલાજ કરી શકાય તેમ નથી. છતાં મને આનંદ માત્ર એટલો જ છે કે, તમે નીતિના પક્ષકાર થઈ યુવરાજના કલ્યાણ માટે તૈયાર થયા છો. ભાઇના ભલા માટે પિતાના પ્રેમની પણ કશી પરવાર ન કરતાં તેમની સેવામાં જ તમે જે આત્મસમર્પણ કર્યું છે, એથી મારા આનંદનો અવધિ થાય છે. અત્યારે તમે મારા એક બળવાન મિત્રની ગરજ સારી છે. તમારી મદદથી હું ધારૂં એમ કરી શકું તેમ છું. પરંતુ હવે એ બધી વાતોનો વધુ વિસ્તાર કરવા કરતાં તમે કૃપા કરી યુવરાજને માટે અન્ન, વસ્ત્ર, અને સૂવાનાં સાધનોનો સત્વર બંદોબસ્ત કરી આપો. સમય ઘણો જ વીતી જવા આવ્યો છે. ભૂખ, તરસ અને

માર્ગના થાકને લીધે યુવરાજનું શરીર છેક લોથપોથ થઇ જવા આવ્યું છે, માટે સહુથી પહેલી એ સગવડ કરાવી આપો કે જેથી તેમને કાંઇક આરામ મળી શકે."

જનાર્દનનાં આવાં તીવ્ર વચનો સાંભળી દેવળરાયના મનમાં પુનઃ બધી વાતો સાંભરી આવી, તેણે ભવાનીપ્રસાદના મુખ તરફ એકવાર જોઇ જોયું. પણ તે જોતાંની સાથે જ તેણે પોતાની આંખો મીંચી લીધી. વળી કાંઇક વિચાર આવતાં ફરીવાર તેણે એકવાર યુવરાજના મુખભણી જોયું, પરંતુ તે સમયે લજ્જા, ઘૃણા અને શોકનો માર્યો મર્મમાં ને મર્મમાંજ મરી ગયો. જાણે ભાનુના તાપથી કોમળ હૃદયની મલ્લિકા સંકુચિતા થઇ ગઇ.

---

## સપ્તમ પરિચ્છેદ

# વજ્રપાત

"બંદા ! ભોત ન ફૂલિયે, ખુદા ખમેગા નાંહિ;
જોર જુલુમ ન કીજિયે, મૃત્યુલોકકે માંહિ;
મૃત્યુલોકકે માંહિ, તુજરઓં તુર્ત દિખાવે;
જેતા કરે ગુમાન, સોહિ નર ખત્તા ખાવે;
કહે દીનદરેશ, ભૂલમત ગાફિલ ગંદા;
ખુદા ખમંદા નાંહિ, ભોત મત ફૂલે બંદા.

---

નવો સરસામાન લાવી યુવરાજના શયનગૃહને સજ્જિત કરતાં રાત્રિનો એક પ્રહર વીતી ગયો. એક પ્રહર પછી યુવરાજ અને કુમાર

દેવળરાય ભોજનાદિ ક્રિયાઓથી નિવૃત્ત થઇને પ્રેમભવનમાં આવી પહોચ્યા. જનાર્દને એક અંગરક્ષક કવચ અથવા બખ્તર લાવી યુવરાજને વસ્ત્રની અંદરના ભાગમાં પહેરી લેવા ભલામણ કરી. જનાર્દનના આગ્રહથી ભવાનીપ્રસાદને મરજી ન હોવા છતાં પણ કવચ પહેરીને સૂવું પડયું. બન્ને ભાઇઓ એક બીજાના મુખ સ્હામું જોતા જોતા ઉંઘી ગયા. કેટલાક વિશ્વાસુ અનુચરોને યુવરાજના પહેરાપર રાખીને, જનાર્દન એકવાર ચારે બાજૂએ તપાસ કરવા માટે ચાલ્યો ગયો. જ્યારે ફરીને તે પાછો આવી પહોંચ્યો, ત્યારે રાત્રિનો લગભગ બીજો પ્રહર વીતી જવા આવ્યો હતો. કેટલીક તલ્વારો, કેટલાક તીરના ભરેલા ભાથા, કેટલાક ભાલા અને કેટલાંક મનુષ્યોને સારી સગવડવાળી જગાએ મૂકીને જનાર્દન ખુલ્લી તલ્વાર લઇ દ્વારની સાથે પીઠ અઢેલીને યુવરાજના ઓરડાનો પહેરો ભરવા લાગ્યો.

જનાર્દનનું મન આજે ભયંકર ચિંતાઓથી ઘેરાઈ ગયું હતું. ગયાં બે વર્ષોની પુરાણી વાતો ધીમે ધીમે તેના મનમાં યાદ આવવા માંડી હતી. તે ઉપરાંત યૌવન અને બાલ્યકાળની કેટલીક સ્મૃતિઓનું પણ તેને સ્મરણ થઇ આવ્યું હતું. **વીરેન્દ્રકેશરી** તથા **અનંતરાયના** કાર્યોની તુલના પણ તેના મનમાં એક પછી એક થવા માંડી હતી. તે સમયે રાત્રિનો લગભગ ત્રીજો પ્રહર વીતી જવા આવ્યો હતો. યુવરાજના ઓરડામાં ધીમો ધીમો દીપક સળગી રહ્યો હતો. જનાર્દન ઝાંખા પ્રકાશમાં યુવરાજના મુખને સ્પષ્ટ રીતે જોઈ શકતો હતો. એ સમયે બારીમાંથી અચાનક જાણે કોઇનો અવાજ આવતો સંભળાયો. જનાર્દને પ્રથમ તો તેને પોતાની ભ્રમણા ગણી કાઢીને તે તરફ કાંઈ પણ લક્ષ આપ્યું નહિ; પરંતુ ફરીવાર પણ તેવોને તેવોજ અવાજ સંભળાયો. આથી જનાર્દન ઉઠીને બારી પાસે ગયો અને તે અવાજને બરાબર ધ્યાન-

પૂર્વક સાંભળવા લાગ્યો. કેટલીકવાર સુધી એકાગ્રતાથી તે અવાજ સાંભળીને જનાર્દન સમજી ગયો કે, બારી તળે આવેલા બગીચામાં ઉભી ને બે અજાણ્યા પુરુષો ગુપચૂપ કાંઈક વાતચીત કરી રહ્યા છે, એથી તેની નજીકમાં જ આવેલી બીજી બાજૂપર એક બારી હતી, ત્યાં તે જઈ પહોંચ્યો. પરંતુ ત્યાંથી તેને તે અવાજ બરાબર સંભળાયો નહિ. પછી દ્વાર પાસે આવી કાન લગાડીને તે અવાજને સાંભળવાની કોશિશ કરવા લાગ્યો. આથી જનાર્દનને પૂરતી ખાત્રી થઈ કે, બે ત્રણ અપરિચિત મનુષ્યો મહાલયના ચોકમાં આવીને ગંભીર સ્વરથી કોઇ પણ વિષયની ખાનગી સલાહમસલત ચલાવી રહ્યા છે. જનાર્દન આ બધું કૌતુક જોઇને એકદમ છાનામાનો યુવરાજ પાસે જઇ પહોંચ્યો અને જરા પણ ગરબડ કર્યા વિના ચૂપકીથી તેને ઊંઘમાંથી ઊઠાડ્યો. યુવરાજ બધી બીના સાંભળી મૌન ધારણ કરી બેસી રહ્યો. જનાર્દને તેનો મનોભાવ જાણીને તેને ઉશ્કેરવાના હેતુથી જાણી જોઇને એકાદ બે જૂઠી વાતો પણ કરી. તેણે કહ્યું:—"યુવરાજ, આ લોકો રાજ્યના સૈનિકો અથવા તો છૂપા ઘાતકો નથી, પણ એઓ તો લૂટનો ધંધો કરનારા લૂટારાઓ છે."

આ વાત સાંભળીને યુવરાજના મુખપરથી જાણે વિષાદનાં વાદળાં સરી ગયાં અને હૃદયપર રહેલો ચિંતાનો પર્વત દૂર થઈ ગયો. અથવા તો સહજ યત્ન કરવાથીજ યુવરાજ સમજી ગયો કે, હવે નિશ્ચંત થઇ બેસી રહેવામાં કશો સાર નથી. વાસ્તવિક રીતે યુવરાજના મનમાં એવી ભાવના થઇ આવે તો તેમાં કાંઈ અજાયબી જેવું નહોતું, કારણ કે, જે મનુષ્ય જળમાં ડુબવાની અણીપર આવી ગયો હોય છે તે પણ એક તણખલાંના આધારે પોતાના પ્રાણ બચાવવાની ચેષ્ટા કર્યા સિવાય રહેતો નથી. પ્રત્યેક મનુષ્ય પોતાના શિરપર આવી પડેલી આફતમાંથી

બચવાનો ઉપાય કરે છે, અને એ આ વિશ્વનો એક સચરાચર નિયમ જ છે. જનાર્દનનું ફેંકેલું એ તણખલું મળતાં જ યુવરાજ કૂદકો મારી પથારીમાંથી ઊઠી ગયો અને પશ્ચિમ દિશાની બારી પાસે આવી બારીને સહજ ઉઘાડીને શત્રુઓના હાવભાવ જોવા લાગ્યો. જનાર્દને ઘરનો દીવો હોલવી નાખ્યો. યુવરાજને જણાયું કે, બારી પાસે સીડી મૂકવામાં આવી છે અથવા તો એક મજબૂત દોરડું લટકાવવામાં આવ્યું છે. થોડીવાર સૂધી વાટ જોતાં જણાયું કે એક મનુષ્ય ધીમે ધીમે સીડી પર ચઢી રહ્યો છે. એ જોઇને યુવરાજે પોતાનું તીર અને ધનુષ્ય તરતજ હાથમાં લઇ લીધું અને ત્યાર પછી ધનુષ ચઢાવીને તેણે ઘણાજ વેગની સાથે એક તીર ફેંક્યું. તીરનું પરિણામ તરત જ જાણવામાં આવી ગયું. એકવાર એક આર્ત્તનાદ સંભળાયો અને ત્યાર પછી તરત જ એક ભારી વસ્તુના પડવાનો અવાજ પણ સાંભળવામાં આવ્યો. આ બધું બની ગયા પછી કેટલીકવાર સૂધી બધું શાન્ત રહ્યું. યુવરાજ બારીને સંપૂર્ણતાથી ઉઘાડીને આમ તેમ જોવા લાગ્યો. જનાર્દન પાસે આવી ઉભો રહ્યો. તેમણે બન્નેએ જોયું કે, બે માણસો અંધકારમાં છૂપાઇ રહ્યાં છે. તેમણે બન્નેએ એકી સાથે બે તીર છોડયાં. એથી ફરીવાર પહેલાંના જેવોજ ગગનભેદક આર્ત્તનાદ સંભળાયો. શબ્દની પેઠે તે બન્ને વ્યક્તિઓના પ્રાણ પણ અજ્ઞાત રાજ્યમાં ચાલ્યા ગયા. તેમની પાપમયી કાયાઓ ચેતનહીન થઈ આ પૃથ્વીપર ઢળી પડી.

દેવળરાય હજી સૂધી સૂતો હતો. તે ખૂમોથી તેની ઊંઘ ઉડી નહિ. ખુલ્લી બારીમાંથી આવતા ઝાંખા પ્રકાશમાં યુવરાજે એકવાર તો સરલ પવિત્ર ભાવને સૂચવનારા મુખને જોઇ લીધું. ધીમે ધીમે તેણે પોતાનું મુખ નમાવીને કુમારના હોઠપર એક મધુર ચુંબન પણ લઈ લીધું. એથી ઊંઘતા બાળકનું મુખ જાણે હસી પડયું. યુવરાજ પુનઃ જનાર્દન

પાસે આવી ઉભો રહ્યો અને બોલ્યોઃ—જનાર્દન ! જાઓ, મહેલના રખવાળને જગાડો. અને લૂટારાના—" યુવરાજની વાત પૂરી થતાં પહેલાં જ કડકડ શબ્દ કરતાં ઓરડાનાં દ્વાર ભાંગી પડ્યાં. યુવરાજ પણ ખુલ્લી તલ્વાર લઈ એક કૂદકો મારતાંની સાથે જ દ્વાર પાસે આવી ઉભો રહ્યો અને આગળના બે જણાને તલ્વારની તીખી ધારથી ધરાશાયી બનાવી દીધા. ફરીવાર બીજા બે જણ જરા આગળ ધસી આવ્યા એટલે તેમની પણ તેવી ને તેવી જ દશા કરી.

દરવાજાના ભાંગવાનો અવાજ સાંભળીને દેવળરાયની ઊંઘ ઉડી ગઈ. આંખો ઉઘાડી તેણે જોયું તો આખું ઘર ઘોર અંધકારથી ઢંકાયલું જોયું; ફક્ત ઓરડાના ભોંયતળીયાપર હથિયારનો ખડખડાટ થતો સંભળાયો. એક પ્રકારના અજ્ઞાત ભયથી થરથરીને દેવળરાયે બૂમ પાડી કે;—" ભાઇ ! ઓ ભાઈ ! "

હથિયારના ખડખડાટને ભેદીને તે અવાજ યુવરાજના કાને પડ્યો. એ સાંભળીને યુવરાજ બોલ્યોઃ—" ફિકર નહિ દેવળરાય ! ચિંતા ન કર. ઘરમાં લૂટારા દાખલ થયા છે. ઉઠ–બેઠો થા, ઘરમાં દીવો સળગાવ અને ત્યાર પછી હાથમાં તલ્વાર લઇને પશ્ચિમ દિશાની બારી પાસે ઉભો રહે. બારીમાંથી લૂટારાઓ ઘરમાં પેસી ન શકે, તેની સંભાળ રાખજે. ગાફેલર હીશ નહિ. સમય ઘણો જ કટાકટીનો ચાલી રહ્યો છે."

થોડી વારમાં દેવળે દીવો સળગાવી દ્વાર પાસે મૂક્યો અને ત્યાર પછી તે બારી પાસે આવી ઉભો રહ્યો. ત્યાં જઈ તેણે નીચી નજર કરી જોયું કે, એક અપરિચિત પુરુષ નિસરણી લઇને ઉપર આવી રહ્યો હતો. એ જોઈ કુમારે એકદમ વેગપૂર્વક તે પુરુષનું શરીર તાકીને એક બાણ ફેંક્યું; એ બાણ વાગતાંની સાથે જ તે એક ઘોર આર્તનાદથી દશે દિશાઓને ગજાવી એકદમ નીચે ગબડી પડ્યો; કુમારે અંધકારનો ભેદ

ફરી તીણી નજરથી જોયું કે, બારી તળે બીજા ત્રણ ચાર માણસો પણ ઉભાં રહ્યાં છે, એ જોઇને કુમારે કાંઈ પણ બોલ્યા ચાલ્યા સિવાય તીરનો ભાથો ઉપાડી લીધો અને ત્યાર પછી ઘણી જ સાવચેતીથી તે તીર ચઢાવી ચઢાવીને માણસ મારવા લાગ્યો. એ સમયે દક્ષિણ દિશાની બારી એકાએક ઉઘડી ગઈ અને બે બળવાન મનુષ્યો ઘરમાં કૂદી આવ્યા. દેવળ ઘણાંજ થોડા સમયમાં હાથમાં તલ્વાર લઇ તેમની સ્હામો આવી ઉભો રહ્યો, અને ક્ષણવારમાં તો બે એક પુરુષને ધરાશાયી કરી બીજાને પણ ઘાયલ કરી દીધો. પરંતુ ફરીવાર બે બળવાન લૂટારા ઓરડામાં કૂદી આવ્યા, તેમની સ્હામે ટક્કર ઝીલવાની દેવળના શરીરમાં શક્તિ રહી નહોતી. કારણ કે, જે સમયે પેલા બે લૂટારાઓ કૂદી આવ્યા હતા, ત્યારે તેમની પાછળ બીજા ત્રણ પુરુષો પણ કુમારના શરીરનો નાશ કરવાના હેતુથી તે ઓરડામાં ધસી આવ્યા હતાં. આથી કુમાર ગભરાઇ ગયો, પરંતુ કાયર થયો નહિ, તે પોતાના ગજા પ્રમાણે તે પાંચે લૂટારાઓ સ્હામે લડવા લાગ્યો. જ્યારે લડી લડીને તેના કોમળ હાથ છેક થાકી જવા આવ્યા, ત્યારે તે બૂમ પાડી બોલી ઉઠયો:—"ભાઈ ! આવો. આ દુરાત્મા દસ્યુઓના હાથમાંથી મને બચાવો."

દેવળરાયના આ વચનો સાંભળતાંની સાથે જ ભવાનીપ્રસાદ વીજળીના વેગે દોડી આવીને દેવળ પાસે ઉભો રહ્યો અને જોત જોતામાં તેમાંના કેટલાક વીર્યહીન બાયલા લૂટારાને મૃત્યુવશ કરી, તે દેવળરાયને ઉદ્દેશીને બોલ્યો:—"દેવળ ! તું તીર, તલ્વાર અને ધનુષ્ય લઇને આ બન્ને બારીઓની રક્ષા કર."

આમ કહીને તે જનાર્દનની મદદે ગયો. ત્યાં જઈ તેણે જોયું કે, જનાર્દનના આખા શરીરમાંથી લોહીની ધારાઓ છૂટી રહી હતી, પગ પણ ભાંગી ગયા હતા. બાહુ ક્ષીણ થવા આવ્યા છે, લોહીના પ્રવાહમાં નાની

વેલીની પેઠે તેનું આખું શરીર કંપી રહ્યું હતું, આ જોઇને તે ઘણોજ ચિંતાતુર બની ગયો અને બોલ્યો કેઃ—"દેવળ"!

કુમારે પલંગને ખેંચી લાવવાની ઘણી કોશિશ કરી, પરંતુ તેનાથી લેશમાત્ર પણ ખેંચી શકાયો નહિ. ત્યારે યુવરાજ થોડીવારને માટે યુદ્ધ છોડીને દ્વાર પાસે પલંગને ખેંચી લાવ્યા પછી તેણે જોયું કે, મહા ભયંકર સર્વનાશ થયો છે, જનાર્દનભૂમિપર ગબડી પડ્યો છે તથા લૂટારાઓએ ઘરમાં પ્રવેશ કર્યો છે. જનાર્દનની એવી દશા જોઇને યુવરાજ ન થાક્યા પાકયા શરીરમાં પુનઃ સિંહના જેવું બળ આવી ગયું. તે ચીત્કાર કરી બોલ્યો "દેવળ, જનાર્દનના શરીરને ઉપાડી જા. હું આ શિયાળવાંઓને હમણાં જ નસાડી મૂકું છું. મારા મહેલપર ચઢી આવનાર પાપાત્માઓને તેમની દુષ્ટતાનું પૂરેપૂરૂં ફળ ચખાડી આપું છું."

ભીમના જેવું બળ દાખવી ભયંકર હુમલો કરી યુવરાજે જોયું કે તેઓ પ્રથમના કરતાં તેથી બમણી સંખ્યામાં વધીને મારા પર હલ્લો કરવાની તૈયારી કરી રહ્યા છે તથા તેમના સપાટામાંથી બચવાનો એક પણ ઇલાજ બાકી રહ્યો નથી. મને તો મરવાનો જરા પણ ભય નથી, પરંતુ દેવળનું શું થશે?" આ પ્રમાણે વિચાર કરી તે બૂમ પાડી બોલી ઉઠયોઃ–"દેવળ! જા, જલ્દી નાસી જા. પશ્ચિમ દિશાની બારીપર નિસરણી લાગી ગઈ છે અને લૂટારાઓનું એક મોટું ટોળું તારાપર ધસી આવવાની તૈયારી કરી રહ્યું છે. માટે જા, જલ્દી ખચે ઉતરીજા. હું આ દ્વારની રક્ષા કરૂં છું. મારી કશી પણ ચિંતા કરીશ નહિ."

દેવળરાયે કહ્યુંઃ–"ના, ભાઈ, તમને એકલા મૂકી હું નહિ જાઉં. તમે પ્રથમ નીચે ઉતરી પડો એટલે હું પણ તમારી પાછળ પાછળ ચાલ્યો આવું. પરંતુ તમને એકલા મૂકી જતાં મારૂં મન માનતું નથી."

યુવરાજે કહ્યુંઃ—"દેવળ! આ હઠ કરવાનો સમય નથી. જા જલ્દી ન્હાસી જા."

" ના ભાઈ, મારાથી તેમ થઈ શકશે નહિ. મરીશું તો આપણે બન્ને સાથે જ મરીશું. " દેવળરાય બોલ્યો યુવરાજે કહ્યું:—" બહુ સારૂં, ચાલ તું આગળ ઉતરી જા, હું પણ તારી પાછળ જ આવું છું."

દેવળ યુવરાજની આજ્ઞા પ્રમાણે બારીમાં આવી ઉભો રહ્યો અને ત્યાર પછી તીક્ષ્ણ દૃષ્ટિથી નીચે જોવા લાગ્યો. તેણે જોયું કે, બગીચો તદ્દન શૂન્ય પડેલો છે અને તેમાં કોઇ પણ મનુષ્ય જણાતું નથી. આ જોઇને તેણે નીચે ઉતારવાની તૈયારી કરી તે સમયે યુવરાજે પોતાની અસીમ શક્તિ અને અપૂર્વ કૌશલ્યના પ્રભાવે તે મોટો પલંગ ઉપાડીને દ્વારપાસે રાખી દીધો અને જનાર્દનના શરીરને ખભાપર લઇ એક કૂદકો મારતાંની સાથે જ તે બારીમાં આવી ઉભો રહ્યો. બે ચાર પગથિયાં ઉતરતા ન ઉતરતામાં તો યુવરાજના જાણવામાં આવી ગયું કે તે દ્વાર આડા અડકાવેલા પલંગને ફેંકી દઈ લૂટારાઓ બારી ભણી દોડી આવ્યા. એ જાણતાંની સાથે જ યુવરાજ ચેતી ગયો. પરંતુ હજી તે જમીન સુધી પહોંચ્યો નહોતો, એવામાં લૂટારાઓ બારીમાં આવી ઉભા રહ્યા અને તેમણે તરતજ બારીમાં મૂકેલી નિઃસરણીને જમીનપર ફેંકી દીધી. આથી યુવરાજ એકદમ માટીમાં ગબડી પડયો પણ તરત જ તે પાછો ઊઠી ઉભો થયો અને જનાર્દનના શરીરને ફરીવાર ખભાપર ઉચકી લઇ જનાર્દનના બનાવેલા વેલીઓથી ઢંકાયલા છૂપા ઘર ભણી દોડી ગયો. દેવળ પણ તેની પાછળ પાછળ દોડવા માંડયો. ઓરડાની બારીમાંથી સેંકડો તીર તથા ભાલા ફેંકાવા માંડ્યાં, બે ચાર તીર યુવરાજના શરીર સાથે પણ અથડાયાં, પરંતુ શરીરપર પહેરલા બખ્તર સાથે અથડાઇને તે માટીમાં પડી ગયાં, તેની ચામડીને ભેદી શક્યાં નહિ. યુવરાજ સાંકેતિક કુશળતાથી છૂપી અશ્વશાળાનું દ્વાર ખોલીને જોયું તો સજ્જિત કરેલા બે અશ્વો તેને જણાયા. એ

અશ્વ જોતાંની સાથેજ તેઓ બન્ને એક એક અશ્વપર સ્વાર થઇને નક્ષત્ર વેગે અશ્વો દોડાવી બહાર નીકળી ગયા. યુવરાજે સાવચેતીથી જનાર્દનના શરીરને પોતાના ખોળામાં સંભાળી રાખ્યું. થોડી વારમાં તેઓ ત્રણે દેવળના મહેલમાં જઈ પહોંચ્યા, તે સમયે રાત્રિ લગભગ વીતીજવા આવી હતી.

જનાર્દનને શય્યાપર સૂવાડી બન્ને ભાઇઓ બન્ને બાજૂએ બેસી જનાર્દનને ચેતનમાં લાવવાની કોશિશ કરવા લાગ્યા. પરંતુ કોઈ પણ રીતે જનાર્દન શુદ્ધિમાં આવી શક્યો નહિ; ત્યારે નિરાશ હૃદયે બન્ને ભાઇઓ રડવા લાગ્યા. થોડીવાર પછી સુષુપ્તિમાંથી ઊઠેલા મનુષ્યની પેઠે યુવરાજ અચાનક ઉઠી ઉભો થયો અને કહેવા લાગ્યો:—“ દેવળ ! તારૂં શરીરપણ લોહીથી ખરડાઇ ગયું છે. પ્રથમ તારા શરીરને સંભાળ અને ભયંકર જખમપર પાટા બાંધવાનો બંદોબસ્ત કરાવ. જા, તારા ઘરના વૈદને બોલાવી મંગાવ, તારા શરીરને બરાબર શુદ્ધિમાં લાવી જનાર્દનની દવા કરાવવાની વ્યવસ્થા કર. હું હમણાં કાકા પાસેજઇને આ બધી હકીકત કહી સંભળાવું છું. દેવળ ! સ્વર્ગીય રાજા વીરેન્દ્રકેશરીના શાંતિમય રાજ્યમાં આવો જુલ્મ થતો જોઇને મારૂં હૈયું ભરાઇ આવે છે. મારાથી આ અન્યાય જોઇ શકાતો નથી. કાકાને કહીને આવાં તૂફાનોને હમણાંને હમણાં જ અટકાવવાની હું કોશિશ કરવા માગું છું. હું જાઉં એ દરમ્યાન પણ તું ખૂબ સાવચેત રહેજે. ”

યુવરાજની આવી વાત સાંભળી દેવળરાયે યુવરાજનો હાથ પકડી લીધો અને કહ્યું કે;—“ ભાઈ, હું પણ તમારી સાથે આવીશ અને પિતાજીને રાજ્યમાં થતા આવા અત્યાચારોને અટકાવવાની ભલામણ પણ કરીશ. વીર રાજાના રાજ્યમાં પ્રપંચનો પ્રચાર થાય, દગાબાજીનું જોર

વધતું જાય, અધર્મ તથા અધમતાનો સંચાર થાય, એ એક ક્ષત્રીપુત્રથી શી રીતે જોઈ શકાય ? વસુધાને કંપાવનાર, સમસ્ત વિશ્વને પોતાની વીરહાકથી થરથર ધ્રૂજાવનાર વીર ક્ષત્રિયના તનુજો પોતાની પ્રજાને પીડાતી, રીબાતી અને દુઃખી થતી શી રીતે જોઇ શકે ? ભાઈ ભવાની ! આ પવિત્ર રાજ્યમાં જ્યાં અન્યાય, અત્યાચાર અને અધર્મનું નામ ચિન્હ પણ નહોતું, ત્યાં આવી કુટિલતા અને પાપપરાયણતા વ્યાપેલી જોઇને મારૂં કાળજું કમ્પી જાય છે. હજી સૂધી ભારતના-રાજસ્થાનના ક્ષત્રિયોના ગુણાનુ ગાન સમસ્ત ભૂમંડળમાં ગવાઇ રહ્યાં છે, તેનું કારણ તેમની અપૂર્વ પ્રતિભા અને શાંતિ પ્રિયતા જ હતી. આ નિષધ દેશમાં મહાપ્રતાપી પુણ્યશ્લોક નળરાજા વિચરી ગયા છે, અને આપણે સર્વે તેમનાં જ સંતાનો છીએ. અરે તેમના વંશજો છીએ; તેથી જો આપણા રાજ્યમાં આવો દગો થાય, અશાંતિનું બળ આટલી સીમા પર્યન્ત વ્યાપી જાય તો પછી આપણા કલંકનો અવધિ જ રહે નહિ. જનસમાજ આપણને પવિત્ર પૂર્વજના પરાક્રમપર કલંકની કાલિમા લગાડનારા કુલઘાતકો જ કહે. ભાઈ ! આ સર્વે કારણોથી હું પણ પિતાજી પાસે આવી મારા દુઃખી દિલના દુઃખી ઉભરા કાઢી બતાવીશ. અન્યાયના માર્ગે ચાલતા પિતાને સદ્ધર્મના સહાયક થવાનો યોગ્ય ઉપદેશ આપીશ. કુમાર્ગમા ગમન કરતા પિતાને પણ સુનીતિના માર્ગપર ચાલવાનો ઉપદેશ આપવાનો પ્રત્યેક સુસંતાનને સંપૂર્ણ અધિકાર છે, જગતની દૃષ્ટિએ કલંકિત થવા કરતાં, કેવળ પિતાના ક્રોધને પાત્ર થવામાં જ હું વધુ સુખ માનું છું. માટે કૃપાકરી મને પણ તમારી સાથે તેડતા જાઓ. મારા હૃદયનો ભાર હલકો કરવાની તક આપો. ”

ભવાનીપ્રસાદે કહ્યું:–“ ના દેવળ, અત્યારના સંજોગો જોતાં તને સાથે લઈ જવામાં હું કશો સાર જોતો નથી. કારણકે, પિતાજીનું મન અત્યારે મારા પ્રતિ સંપૂર્ણ શંકાશીલ બની ગયું છે. તેથી તેઓ

કોઈ પણ રીતે મારી અથવા તારી વાતપર વિશ્વાસ કરે તેમ નથી. રાજ્યમાં જે જુલ્મ વધી પડયો છે, એ અટકાવવાનો ધર્મ આપણો છે, પિતાજી તો હવે વૃદ્ધ થવા આવ્યા છે. તેમની વૃદ્ધાવસ્થામાં તેમના શિરપર આવી પડેલા ભારને હળવો કરવો, એ આપણું કર્ત્તવ્ય છે. વળી હમણાં તારૂં આખું શરીર ઘાયલ થઈ ગયું છે, તારા વપુમાંથી રક્તની ધારાઓ વહી રહી છે, આ સોનાના શરીરપર અનેક આઘાતો થયા છે, એ જોઇને કાકા શીકલ્પના કરશે. તેનો જરા વિચાર કરીજે. આપણે બન્ને તેમની આજ્ઞાનું ઉલ્લંઘન કરનારા, તેમના હૃદયપર વિષમ આઘાત કરનારા થઈ પડયા છીએ, આવી સ્થિતિમાં તેમના તે દુઃખ અને શોકમાં વધારો કરવાની મારી ઇચ્છા નથી. હાલ તરત તો તું તારા શરીરની તથા જનાર્દનને હોશમાં આવવાની સગવડ કર. હમણાં ને હમણાંજ વૈદ્યને બોલાવી તમારા બન્નેના શરીરના જખમોને રૂજ-વવાની કોશિશ કર. ”

આમ કહીને ભવાનીપ્રસાદ ચાલ્યો ગયો. તે જ્યારે રાજમહા-લયમાં ગયો ત્યારે પણ આછો આછો અંધકાર છવાયો હતો. તપાસ કરતો કરતો યુવરાજ મહાલયમાંના પૂર્વપરિચિત ઓરડામાં જઈ પહોંચ્યો, ત્યાં જવાથી તેને અનંતરાયની મુલાકાત થઇ શકી. યુવરાજના મુખપર ક્રોધનાં ચિન્હો પ્રકટી આવેલાં જોઇ તે પ્રહરી તેને કાંઈ પણ કહેવાનું સાહસ કરી શક્યો નહિ. યુવરાજે ઓરડામાં પ્રવેશ કરી અજાયબી ભરેલી દૃષ્ટિથી જોયું કે, ઘરમાં દીવો સળગી રહ્યો છે અને અનંતરાય રાત્રિનો અંત આવતા સૂધી રાજકાર્યમાં ગુંથાઇ રહ્યો છે. અનંતરાય ભવાનીપ્રસાદને જોઇને એકાએક ચમકી ઊઠયો. અને પછી તરત જ ઉભો થઈ ગયો. પણ વળી કાંઇક વિચાર આવતાં તેણે પોતાના મનના આવેગને દબાવી દીધો અને સહજ કમ્પતા અવાજે કહ્યું:-“યુવરાજ ! તું અહીં શા માટે આવ્યો, કોની પરવાનગી લઇ મારા મકાનમાં દાખલ

થયો ? તારૂં આખું શરીર લોહીથી ખરડાયલું જણાય છે, આંખો લાલચોળ બની ગઈ છે અને વસ્ત્રો છિન્ન વિચ્છિન્ન થઇ ગયાં છે, તો તેનું કારણ શું છે તે સત્વર જણાવ. શું આખી રાત્રિ તેં લૂંટફાટ કરવા જ ગાળી છે ? અહીં પણ શું ધાડ પાડવા માટે જ આવ્યો છે ? ભવાની ! હવે જોઉં છું કે, તારૂં વર્તન તદ્દન બદલાઈ ગયું છે. તારા શરીરમાં ઉન્મત્તતાનો અધિકાર વ્યાપ્યો છે. પરંતુ મારી પાસે તારૂં કાંઈ પણ ચાલી શકવાનું નથી. શું તું તારા પિતા તુલ્ય કાકાને પણ તારા હથિયારની બહાદુરીનો પરિચય કરાવવા આવ્યો છે ? જો તેમજ હોય તો તેમાં તારી ભયંકર ભૂલ થાય છે. ”

યુવરાજ અનંતરાયનાં આવાં તીર જેવાં તીવ્ર વચનો સાંભળી કમ્પી ઊઠયો. તેણે સહજ આવેશમાં આવી કહ્યું:—“ આવી નિષ્ઠુર વાર્ત્તા કહીને મારા દર્દી જિગરપર નિમક શામાટે છાંટો છો ? બળતા દિલપર ઘી શામાટે હોમો છો ? આપ મારા પિતા તુલ્ય છો. મેં સ્વપ્નમાં પણ આપનું અહિત ઇચ્છયું નથી; છતાં આવાં કઠોર વચનો કેમ સંભળાવો છો, તે હું કોઇ પણ રીતે સમજી શકતો નથી. સત્યને રસ્તે ચાલનાર દીન બાળકને આવાં વિષમ શબ્દ બાણ મારી તેની છાતીને શામાટે ચીરી નાખો છો ? આવો અસહ્ય અત્યાચાર શામાટે કરો છે ? હું આપના મહેલપર ધાડ પાડવા આવ્યો નથી, પરંતુ મારૂં દુઃખ સંભળાવવા જ આવ્યો છું. મારા મહેલમાં લૂટારાદ્વારા ઘાયલ થઇ હું મહા ત્રાસથી નાસી છૂટી આપની પાસે આવી પહોંચ્યો છું. જનાર્દન ઘાયલ થયો છે, અરે તે જીવન મરણના સંધિ સ્થળમાં આવી પડયો છે. કુમાર દેવળરાય પણ ઘાયલ થઇને પોતાના મહેલમાં ગયો છે. મારા માથામાં ઘણાં જખમો થયા છે, જૂઓ હજી પણ આ લોહીની ધારાઓ તેની સાક્ષી આપી રહી છે. ઈશ્વરની અગાધ કરુણાથી જ અમારા સર્વના જીવ બચી શક્યા છે. પિતાજી ! રાજ્યમાં વધી પડેલા જુલ્મને

અટકાવવાની પ્રાર્થના કરવા માટે જ હું અહીં આવ્યો છું. આપના મનને દુઃખાવવાનો અથવા તો અન્ય કોઇ પણ પ્રકારનો આઘાત કરવામાં આવ્યો નથી. આપના સમાન પુણ્યશાળી અને પ્રતાપી નરેશના રાજ્યમાં અત્યાચારનો આટલી સીમાપર્યન્ત અધિકાર વ્યાપી ગયો છે, એને અટકાવવાની અનુમતિ આપો. યોગ્ય સહાયતા આપો, નહિ તો— ”

અનંતરાય તેને બોલતો અટકાવીને વચ્ચમાં જ બોલી ઉઠયોઃ— “ કોણ દેવળ ? દેવળ ઘાયલ થયો છે ? તે પુનઃ પ્રેમભવનમાં આવ્યો હતો ? કોની રજા લઈ આવ્યો હતો ? મેં તને તારા મહેલમાં તેને પ્રવેશ ન કરવા દેવાની સખત મના કરવા છતાં પણ તેં તેને શામાટે આવવા દીધો ? મારી આજ્ઞાનો અનાદર કેમ કર્યો ? શું તને રાજાની આજ્ઞાનો ભંગ કરતાં જરા પણ શર્મ નથી આવતી ? મારા પુત્રને તેં જ બગાડયો છે ? દુરાચાર અને અધર્મના માર્ગમાં તેંજ ઘસડી લીધો છે ? મારી આજ્ઞાને તું શું છેક તુચ્છ વસ્તુ માને છે ? ભવાની ! હવે તારી ભયંકરતાનો અવધિ થયો છે ? તું પાપાત્મા છે, સ્વચ્છંદી છે, દુરાચારી છે. મારો જડમૂળથી નાશ કરવાને તું તૈયાર થયો છે. પરંતુ એટલું તો અવશ્ય યાદ રાખજે કે, અનંતરાયની પ્રબળ સત્તા આગળ તારો દગો-પ્રપંચ કે કારસ્થાન આદિ કશું પણ કામ આવી શકે તેમ નથી. હું પ્રબળ ઝંઝાવાત છું, તું એક તુચ્છ તણખલું છે. હું કાળો વિષધર નાગ છું, તું શક્તિહીન સામાન્ય મૂષક છે, માટે તારા આ સર્વ ભ્રમિત વિચારોને ત્યાગી દે, સન્માર્ગને સ્વીકારી લે. આ કારસ્થાનની બાજીને આટલેથી જ સંકેલી લે. ”

યુવરાજ બન્ને હાથ જોડી કરુણ સ્વરથી બોલ્યોઃ—” કાકા, એને માટે હુંજ દોષી છું. હું જ અપરાધી છું, દેવળનો લેશ માત્ર પણ દોષ નથી. તે અતિ સરલ સ્વભાવનો અને પવિત્ર વૃત્તિનો બાળક છે. મેં ઘણાજ કઠિન સંજોગોમાં તેને મારા મહાલયમાં બોલાવ્યો

હતો. તેને બોલાવવાનું કારણ માત્ર મારા શોકાતુર મનને કાંઇક શાન્તિ આપવાનું હતું. તે સિવાય મારો બીજો કશો પણ હેતુ જ નહોતો. પણ કાકા—પૂજ્ય કાકા, આપ મારા પર આવા કપોલકલ્પિત આક્ષેપો શા માટે મૂકો છો ? મારા મનને હજી સુધી આપ ઓળખી શક્યા નથી, એ જોઇને મને અત્યંત ખેદ થાય છે. દેવળરાયને જે કાંઇ ઇજા થઈ છે. તેનો અપરાધી હુંજ છું. પરંતુ મારા તે અપરાધની હું વિનય સહિત ક્ષમા માગું છું. મને આશા છે કે; આપ તેની અવસ્ય ક્ષમા આપશો જ. આપના આપના આ એક હતભાગી બાળકના અપરાધને લક્ષમાં નહિ જ લાવો."

યુવરાજની નમ્રતા જોઇને અનંતરાયનું સાહસ એકદમ વધી ગયું તે એક નવીન યુક્તિ શોધી કહેવા લાગ્યોઃ—"જો ભવાનીપ્રસાદ ! તારા વ્યવહાર અને વર્ત્તનથી રાજ્યના કેટલાંક સારાં ચારિત્ર્યવાન માણુસો પણ તારાપર અત્યંત કોપિત થયાં છે, પ્રજાજનો બળવાખોર થવાની તૈયારી કરી રહ્યાં છે. હું પણ તારા પ્રતિ અતિ અસંતુષ્ઠ થયો છું. તું પોતે સ્વછંદી થયો છે. દેવળને પણ સ્વછંદી કરી રહ્યો છે. આજે જે કાંઇ બનાવ બન્યો છે, તે હું બહુ સારી રીતે જાણું છું. તારી હત્યા કરવા માટે તારા મહેલપર કોણુ ધસી આવ્યા હતા, તે તું જાણુવા માગે છે ખરો કે ? તારા અત્યાચારથી પીડાયલો પ્રજાવર્ગ વિદ્રોહી બળવાખોર થઇને તારો સંહાર કરવા માટે આવ્યા હતા. તું કુલાંગાર જન્મ્યો છે. પ્રજાજનોની પુત્રીઓ, વધૂઓ અને ભગિનીઓ તરફ પણ તારી દૃષ્ટિ વિકૃત થઈ છે. તારા પાપમય હૃદયમાં કામનો સંચાર થયો છે અને તેના યોગે તું તારા કુળની પ્રતિભાને વિસરી જઈ કુપંથગામી થયો છે. નાદાન છોકરા ! તેં નિષધ દેશના પવિત્ર રાજ્ય કર્ત્તાઓના નામને કલંકિત કર્યું છે. વિદ્રોહ અને ક્લેશના અગ્નિથી સ્વર્ગીય વીરેન્દ્રકેશરીના વંશના સુનામને દગ્ધ કરવાને તું તૈયાર થયો છે,

પણ મારી હયાતીમાં હું કદાપિ તારી તે વાસનાને સફળ થવા દઈશ નહિ. બસ હવે તું આ રાજ્ય છોડીને ગમે ત્યાં ચાલ્યો જા. એક દિવસથી વધારે સમય રાજધાનીમાં રહીશ, તો તારો જીવ જોખમમાં આવી જશે, એમ તું નિશ્ચયપૂર્વક માની લેજે. પ્રજા શાન્ત થશે અને તારી રીતભાતને કાંઇક સુધરેલી જોવામાં આવશે તો તને ગમે ત્યાંથી બોલાવીને તારૂં સિંહાસન સોંપવામાં આવશે. પરંતુ જો તું તારી રીતભાત નહિ સુધારે તો કદાપિ આ સિંહાસનનો ભોક્તા થઇ શકીશ નહિ, જા, હવે તારા કાળા મુખને લઇને અહીંથી સત્વર દૂર થા. હું હવે તારી સાથે એક શબ્દ પણ બોલવા ઇચ્છિતો નથી. ”

યુવરાજ અનંતરાયના આવા તદ્દન કલ્પિત, જૂઠ્ઠા અને હડહડતા આક્ષેપો સાંભળીને સ્તબ્ધ થઇ ગયો. તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શક્યો નહિ. તેનું માથું ફરવા લાગ્યું, ઘરબાર, પૃથિવી અને સમસ્ત બ્રહ્માંડ તેને ચક્કર ચક્કર ફરતું જણાવવા લાગ્યું, તે એકદમ ચકરી ખાઇને ઓરડાના ભોંય તળિયા પર ગબડી પડ્યો. તેના શરીરના જખમોમાંથી દડ દડ લોહીની નીકો વહેવા માંડી.

આ સમયે પાપાત્મા, અનાચારી અનંતરાયના મુખપર એક પ્રકારના આનંદની ઝાંખી રેષા જણાવા લાગી. તે પોતાના મનમાં અત્યંત આનંદિત થયો અને યુવરાજના અર્ધા દગ્ધ થયેલા હૃદયને સંપૂર્ણપણે બાળીને ભસ્મીભૂત કરવાના ઉદ્દેશથી તે ફરીવાર કહેવા લાગ્યો.—“ યુવરાજ! મનુષ્ય સ્વભાવ જ એવો વિચિત્ર છે કે, તે જ્યારે કોઈ પણ પ્રકારનાં કુકૃત્યો કરવામાં પ્રવૃત્ત થાય છે. ત્યારે તેને ભવિષ્યના પરિણામનો કશો પણ વિચાર રહેતો નથી. પરંતુ જ્યારે તે કર્મોનાં ફળ ભોગવવાનો પ્રસંગ આવે છે, ત્યારે જ તેને બધા વિચારો સૂઝી આવે છે અને રાંડ્યા પછી ડહાપણનો પ્રસંગ આવી લાગે છે. તારાં કામો એટલાં બધાં અધમ છે કે, જેનો અવધિ જ નથી. બસ હવે તું

અહીં રહીશ નહિ, એક ક્ષણ પણ આ શહેરમાં રોકાઇશ નહિ. હમણાં ને હમણાંજ ચાલ્યો જજે; નહિ તો બળવાખોરો રાજમહેલપર ચઢી આવી ત્હારો તથા મારો બન્નેનો આ પળેજ સંહાર કરી નાખશે. તેઓ જ્યારે જાણી જશે કે તું પચીસ ત્રીસ જણાંનાં ખૂન કરી અહીં આવી ભરાયો છે, ત્યારે તેઓ આપણને કોઇને જીવતા છોડશે નહિ. આ સર્વ કારણોથી જ હું તને કહું છું કે, સૂર્ય અસ્ત થતાં પહેલાં જ આ રાજધાનીનો ત્યાગ કરીને બીજા કોઇ પણ રાજ્યમાં ચાલ્યો જા. જો કે તું મારૂં અહિત ઇચ્છનાર છે, મારી હત્યા કરવાની આકાંક્ષા ધરાવનાર છે, તેમ છતાં પણ હું તારા તે બધા અપરાધોની ક્ષમા આપી તારી સાથે પાંચ સાત બળવાન પ્રહરીઓને મોકલી આપું છું. તેઓ તને સાવધાતાથી રાજ્યની હદ બહાર મૂકી આવશે. પણ બીજા કોઇ પણ રાજ્યમાં જઇને આવું ખરાબ વર્ત્તન ચલાવીશ નહિ. નહિ તો હેરાન થઇશ. તારાં દુઃખનો પાર રહેશે નાહ. ”

યુવરાજે કહ્યું”—“ આપની આજ્ઞાને શિરોમાન્ય રાખું છું. ન્યાય અથવા અન્યાયનો કશો પણ વિચાર ન કરતાં કેવળ આપની આજ્ઞાનું પાલન કરવાને હું દરેક વખતે તૈયાર છું. પરંતુ—પરંતુ કાકા, હું એકલો ક્યાં જઉં ? કોનો આશ્રય લઉં ? મેં કદાપિ ઘર બહાર પગ મૂક્યો નથી, દુનિયાના રંગ જોયા નથી, સુખ દુઃખના તડકા છાંયા પણ જોયા નથી, આવી સ્થિતિમાં હું ક્યાં જાઉં ? મારી શી દશા થશે ? મને કોણ આશ્રય આપશે ? મને અન્ન કોણ લાવી આપશે ? પાણી પણ કોણ પાશે ? અરે, સૂવાને માટે શય્યા પણ કોણ કરી આપશે ? અહીંથી બહાર નીકળ્યા પછી મારી રક્ષા પણ કોણ કરશે ? ”

અનંતરાયે કહ્યું:—“ યુવરાજ એ બધી બાબતોનો ભય શા માટે રાખે છે ? પુરુષ હોવા છતાં આવા નિર્માલ્ય વિચારોને શા માટે લક્ષમાં

લાવે છે? આવો વરતનુ મળવા છતાં પણ તું આવા ક્ષુદ્રતમ વિચારોને તારા હૃદયમાં સ્થાન શા માટે આપે છે? વળી હું પણ મારાથી બનતી રીતે તને જોઈતી મદદ મોકલાવતો રહીશ. એ વિષયમાં તારે ચિંતા કરવાનું કશું પણ કારણ જ નથી."

આ સાંભળીને યુવરાજે રડતાં રડતાં કહ્યું:—" આપની આજ્ઞાને મસ્તકપર ચડાવું છું. ભવિષ્યનાં અનેક દુઃખોને વેઠવાને તૈયાર થાઉંછું. પણ કૃપા કરી મને એકવાર દેવળની મુલાકાત કરવાનો—"

અનંતરાયે કહ્યું:—" ના, હવે હું તને અહીંથી બીજે કોઈ પણ સ્થળે જવા દેવા ઇચ્છતો નથી. જા, તું હમણાં ને હમણાં જ અહિંથી ચાલ્યો જા. સૂર્યનો ઉદય થતાં તને બાજું કોઈ પણ ન જોઈ શકે, તેટલા માટે કોઇ અજાણ્યા દૂરના નગરમાં ચાલ્યો જા. હવે આ રાજ્યમાં રહેવાની તારી ઇચ્છાનો નાશ કર. તું એમ ન જાણતો કે, હું તને દેશાન્તર દણ્ડ આપું છું અથવા તો તારાપર કોપિત થયો છું. કર્ત્તવ્યને અનુસરી આ કાર્ય કરવાની મને ખાસ ફરજ પડી છે. આ દુષ્ટ બળવાખોરોના ત્રાસથી તને મારી આંખોથી અળગો કરવો પડે છે. મારા લોચનના તારા તને વિદાય આપતાં મારૂં કાળજું કંપી ઉઠે છે. પણ શું કરૂં લાચાર. હાય ! ભ્રમિત ભાગ્ય તને આ સૂઝયું. મારા પ્રિય પુત્રને વિદાય અપાવવામાં તને જરા પણ દયા ન આવી?"

ત્યાર પછી કાકા અનંતરાયના ચરણની રજને મસ્તકપર ધારણ કરી ભોળા અથવા સરળ હૃદયનો યુવરાજ ભવાનીપ્રસાદ રડતો રડતો પિતાનાં ઘરબાર, પ્રાણતુલ્ય ભાઇ દેવળરાય, જગતમાં જે કાંઇ પોતાની કહેવા યોગ્ય વસ્તુઓ હતી, તે સર્વનો ત્યાગ કરી ધીમા પગલાંથી ચાલ્યો ગયો..આ સમયે તેના હૃદયના ચૂરેચૂરા થઇ ગયા. તેના મસ્તકપર જાણે વજ્રપાત થયો હોયની! તેવો જ ભાસ થવા લાગ્યો.

---

# ભવાનીનો ભોગ

## દ્વિતીય ખણ્ડ

—:o:—

### પુરુષાર્થ

उद्यमेनैव कार्याणि सिध्यन्ति न मनोरथैः ।
न हि सुप्तस्य सिंहस्य विशन्ति वदने मृगाः ॥
आलस्यं हि मनुष्याणां शरीरस्थो महारिपुः ।
नास्त्युद्यमसमो बन्धुः कृत्वायं नावसीदति ॥
न दैवमपि संचिन्त्य त्यजेदुद्योगमात्मनः ।
मनुद्योगेन कस्तैलं तिलेभ्यः प्राप्तुमर्हति ॥
विहाय पौरुषं यो हि दैवमेवावलम्बते ।
प्रासादसिंहवत्तस्य मूर्ध्नि तिष्ठन्ति वायसाः ॥
यथा ह्येकेन चक्रेण न रथस्य गतिर्भवेत् ।
एवं पुरुषकारेण विना दैवं न सिध्यति ॥

———

ॐ तत्सत्परमात्मने नमः

# ભવાનીનો ભોગ

અથવા

# રાજપૂતોનો રણોન્માદ !

## પ્રથમ વિભાગ



### દ્વિતીય ખણ્ડ



<u>પ્રથમ પરિચ્છેદ</u>

### જયદેવી

त्वं मुग्धाक्षि विनैव कञ्चुलिकया धत्से मनोहारिणी
लक्ष्मीमित्यभिधायिनि प्रियतमे तद्वीटिकासंस्पृशि ।
शय्योपान्तनिविष्टसस्मितवधूनेत्रोत्सवानन्दितो
नयतिः शनकैरलीकवचनोपन्यासमालीजनः * ॥

अमरुशतक

---

ભાવાર્થઃ—"ગોરી ! ચિત્તડું ચોરી લે તૂં સહજે ચોળી વિના સર્વથા,
બોલી એવું જ ભોળી ભામિની તણી ગ્રંથિ પિયૂ પર્સતાં;
સેજે મ્હોં મલકાવતી તરુણીનાં, નર્તંત તેનો તદા;
દેખી મંદિરથી સખી ખસી મિષે ધીમેથી આનંદમાં."

કે. હ. ધ્રુવ.

" તમે અહીં ક્યાંથી, જયન્તકુમાર ? "

" રાજબાલાના દર્શનની અભિલાષાથી આવ્યો છું. "

" તેને માટે રાજનંદિનીની આજ્ઞા કિંવા અનુમતિ લેવાની અપેક્ષા કરવી ઉચિત હતી, કુમાર ? "

" અનુમતિની અપેક્ષા અથવા વાટ જોઈ હોત તો, આ દર્શનનું સુખ ભાગ્યને પ્રાપ્ત થઈ શકત નહિ. "

" વારૂ જ્યાં આજ્ઞા ન મળે, ત્યાં તસ્કરની પેઠે આવવું એ શું એક સેનાપતિના પુત્રને શોભે ખરૂં કે ? "

" ઉચિત અનુચિતની સમીક્ષા કરવાનો આ સમય નથી. "

" ત્યારે ? "

" એટલે એજ કે, કમલિની પાસે જતો ભ્રમર તેની આજ્ઞાની અપેક્ષા કરે છે ખરો કે ?

" ના, તે વિષયમાં હું સર્વથા અજ્ઞાત હોવાથી કાંઈ પણ કહી શકતી નથી. "

" શું તમારૂં હૃદય એવા સાધારણ પ્રશ્નનો ઉત્તર આપવાને પણ અશક્ત છે ? "

" તે જાણવાની તમોને કશી આવશ્યક્તા નથી. "

આ તિરસ્કારથી હાડેહાડ વીંધાઇ ગયાં. સેનાપતિ–પુત્ર જયન્તકુમાર વારંવાર પાછો હઠવા છતાં અજમેરપતિની દુહિતા ઉર્મિબાલાના અનુગ્રહને પ્રાપ્ત કરવાની આકાંક્ષાથી અજમેરની અધિષ્ટાત્રી જયદેવી અથવા તો જીુમાઇમાતાના મંદિરના ચૉકમાં, રાજકુમારીના ચરણોમાં હૃદયના ઉચ્છ્વાસનિઃશ્વાસ ઢોળવા આવ્યો હતો. મંદિર શહેરના છેવટના ભાગમાં આવ્યું હતું. ઊંચી દીવાલોથી ઘેરાયલું વિશાળ આંગણું હતું, આંગણાના મધ્યભાગમાં વિચિત્ર પ્રકારની કારીગીરીથી કોતરેલું અને

પત્થરનું બનાવેલું એક અતિ પ્રચંડ મંદિર હતું અને તે મંદિરના અંદરના ભાગમાં પાષાણુની બનાવેલી ભીમાકાર પાષાણીની પ્રતિમા શોભી રહી હતી. આંગણા બહાર આવેલા દીવાલતળેના એક એકાંત વિભાગમાં એક નાનું પુષ્પનું ઉદ્યાન હતું. તે ઉદ્યાનમાં તરેહતરેહવારનાં ફૂલના ઢગલાને ઢગલા છવાઇ ગયા હતા. ગુલાબ, ચંપો, જવા, પત્ર, આદિ જૂદી જૂદી જાતના રંગોનાં પુષ્પો, સંસારનાં કામિની કુસુમોની પેઠે, બગીચામાં એક પ્રકારની અપૂર્વ ઉજ્જવલતાનો ઉદ્ભવ કરી વિકસી રહ્યાં હતાં.

બગીચાની પાછળ એક નાની કલકલનાદિની સરિતા હતી અને તેની પાછળના ભાગમાં વૃક્ષોની લાંબી લાંબી હારો પોતાની ગંભીરતાનો પરિચય કરાવી રહી હતી. તે વૃક્ષોનો સમુદાય ઘણો જ ઘટાદાર અને સીમાહીન હતો. તે અનંત વૃક્ષ શ્રેણીની પશ્ચાતમાં પર્વતમાળા હતી અને પર્વતમાલાની પાછળના વિભાગમાં અનંતવ્યાપી આકાશ ભીષણ-ભાવ દર્શાવતું સ્થિરતાથી ઉભું રહ્યું હતું. પરંતુ તે આકાશની પશ્ચાતમાં શું હતું વારૂ ? તે વિષયને જાણવાની અમારી તો શું પણ મહાન મહાન સમર્થ વિદ્વાનોની શક્તિ પણ નથી. તે વિષય ખગોળવેત્તાઓનો છે, નવલકથાના સામાન્ય શકિતધારી ગ્રંથકારનો નથી. એથી તેની અયોગ્ય આલોચના ન કરતાં, મૌનવ્રતનું અવલંબન કરવાનું જ અમે અધિક ઉચિત ધારીએ છે. કારણ કે;—'**मौनम् सर्वार्थ साधनम्**' મૌન એજ સર્વ અર્થને સાધિત કરવાનું મુખ્ય સાધન છે.

પિતા, યુદ્ધભૂમિમાં પ્રતિપક્ષિયોના પ્રબળ આક્રમણનો અવરોધ કરવાના ઉદ્દેશથી ગયા હતા, અને તેથી રાજકુમારી પિતાના કલ્યાણની કામનાથી, સ્વદેશની હિતવાસનાના સહચરીના વૃત્તને ધારણ કરી દેવી ભગવતીની પૂજા કરવા આવી હતી. દેવીના મંદિરમાં તેના આવતાં પહેલાં જ જયન્તકુમાર રાજકુમારીનો માર્ગ રોકી ઉભો રહ્યો.

આશા સફળ થઈ, સાક્ષાત્કારનો લાભ મળ્યો, પરંતુ સ્નેહ અને માનના બદલામાં કઠોર વચનો મળ્યાં. જયન્તકુમારે કાંઇક વિચાર કરી જવાબ આપ્યો:—" જો હું તસ્કર અથવા ચોર જ હોત, તો દોડાદોડી કરી અહીં આવવાનું સાહસ જ કરી શક્ત નહિ. રાજદુહિતા! તસ્કર હું નહિ, પણ તમે જ છો. "

" કેમ, હું તસ્કર? મેં તમારી શી ચોરી કરી છે કે તમે મને તસ્કર કહો છો?" ઉર્મિબાલાએ પૂછ્યું.

" ચોરી? ચોરી ભયંકર કરી છે. ચોરી કરી છે, તમે અને દોષિત ગણો છો, મને,* એમાં તમારો ભયંકર અત્યાચાર થાય છે. નિર્દોષને દોષી ઠરાવાય છે, નિષ્કલંકને કલંકિત કહેવાનો પ્રયત્ન કરાય છે. રાજબાલા! દોષ તમારો છે અને અપરાધી મને ઠરાવો છો, એ ક્યાંનો ન્યાય? ક્યાંનો ઇન્સાફ?" જયન્તકુમારે કહ્યું.

" કુમાર—જયન્તકુમાર! હવે મારી સહનશીલતાનો અંત આવ્યો છે, ધીરજનો પડદો તૂટી ગયો છે. કહો, મેં તમારો શો અપરાધ કર્યો છે? તમારી શી ચોરી કરી છે?" ઉર્મિબાલા આવેગમાં આવી બોલી.

" રાજનંદિની, તમે બીજી કશી પણ ચોરી કરી નથી, પણ કેવળ મારા જીવનના સત્વરૂપ હૃદયને જ ચોરી લીધું છે. હૃદય જતાં હું સારાસારના વિચારની શક્તિથી વંચિત થયો છું." જયન્તકુમારે કહ્યું.

" કુમાર! એમ ધારવામાં તમારી ભારી ભૂલ થાય છે. હજી સુધી તમે મારા હૃદયની પરીક્ષા કરી શક્યા હો તેમ જણાતું નથી. મારા હૃદયને મેં પ્રતિજ્ઞાના સૂત્રમાં એવી તો દૃઢ રીતે બંધનયુક્ત કરી દીધું છે કે, તેને ચોરવાની શક્તિ તમારામાં તો શું પરંતુ પૃથ્વીપરના કોઇ પણ મનુષ્યમાં નથી. પણ—હા—તે પ્રતિજ્ઞાના પ્રબળ બંધને છેદનાર જ એ હૃદયને પોતાના અધિકારમાં લઈ શકે તેમ છે. પરંતુ તમારાથી

તે સૂત્રને તોડી શકાય તેમ નથી.” આમ કહેતાં કહેતાં રાજકન્યાનું વદન લાલચોળ થઇ ગયું અને જેવી રીતે ગુલાબનું પુષ્પ રક્તરંગના જેવા કુસુમના રૂપમાં બદલાઈ જાય છે, તેવું જ ભાસવા લાગ્યું. તે સહજ ક્રોધથી કમ્પતા અવાજે કહેવા લાગીઃ–“યુદ્ધ ભૂમિમાં શત્રુ પાસેથી સોટીથી ધવાયલા એક સાધારણ વીર્યહીન પુરુષની પેઠે પલાયન કરનાર યોદ્ધાનો ધર્મ કેવળ રમણીસમાજ સમક્ષ વીરત્વ પ્રકટ કરી વીરોચિત ગુણ દર્શાવવાનો જ હોય છે. એવા ધર્મના એક અવલંબીને પોતાના પતિના પદપર સ્થાપિત કરવા યોગ્ય સ્વામી રાજકુમારીને બીજે ક્યાંથી મળી શકે? બ્રહ્માંડ આખું વીરતાથી શૂન્ય થયું, કાળને કમ્પાવનાર વીરજનોનો અસ્ત થયો અને વસુંધરા વંધ્યા બની, એટલે ઉર્મિબાળા તમને જ વીરનર ધારીને પતિરૂપે માન્ય કરશે ખરૂં ને વારૂ? ના–ના કુમાર જયન્ત! એમ કદાપિ બની શકશે નહિ. મારી પ્રતિજ્ઞા છે કે, હું મારા હૃદયરાજ્યનો અધિકારી તેને જ બનાવીશ કે જે વીરતાનો ખરો આદર્શ હશે. જેના અંગ પ્રત્યંગમાં વીરતાની ધારાઓ વ્હેતી હશે, જેનું ઉષ્ણ રૂધિર વીરતામય હશે અને વીરત્વ પ્રકટ કરતાં પ્રાણની પણ જે સ્પૃહા નહિ કરતો હોય, તેને જ આ રાજબાળા વરમાળા આરોપશે. તેને જ આ અગાધ લાવણ્યના ભંડારનો સ્વામી બનાવશે તથા તે નરરત્નને જ પોતાના પ્રણયોદ્યાનનાં મધુર પુષ્પો અર્પણ કરશે.”

જયન્તકુમારે કહ્યુંઃ—“હું વીર છું કે નહિ તે સમસ્ત અજમેરને વિદિત છે. સિરોહીના પ્રત્યેક સૈનિકોએ પણ એ પરિચય મેળવ્યો છે. બાળા! આ વીરવર જયન્તના પરાક્રમની જયન્તિ ભૂમંડળમાં ફરકી રહી છે. આખો રાજસ્થાન મારૂં નામ સાંભળતાં ખળભળી ઉઠે છે અને યુદ્ધભૂમિમાં ઉન્મત્ત કેશરીની પેઠે ઝઝૂમીને મેં જે વીરત્વ દાખવ્યું છે, તેની પ્રશંસાના પડઘા આખા વિશ્વમાં સંભળાઇ રહ્યા છે, છતાં પણ તમે મને

વીર્યહીન કાપુરુષનું ઉપનામ શા આધારે આપી શકો છો ? અજમેરના પ્રત્યેક વીરો મારા ચરણોમાં આવી મસ્તક નમાવે છે, છતાં મને તમે અવીર કેમ કહો છો ? તમારો આ આક્ષેપ અતિ ભયંકર છે. હું ધારું છું કે, વીરતાની પરીક્ષા કરવાની શક્તિ હજી સુધી તમને પ્રાપ્ત થઈ નથી. ચરણના એક આઘાતે ધરાને પણ કંપાવનાર આ વીર જયન્તકુમારના વીરત્વને હજી સુધી તમે જાણી શક્યાં નથી. ”

“ જો આત્મપ્રશંસામાં જ વીરતા સમાયલી હોય, તો રાજપૂત જાતિમાં તમે એક અદ્વિતીય વીર છો. પરંતુ જયન્તકુમાર! વીરનર પોતાના મુખથી પોતાની પ્રશંસા કરતો જ નથી. પાંડવ પક્ષના પ્રબળ સૈન્યને ચકડોળે ચડાવનાર અને હાહાકારના પોકારો કરાવનાર મહાવીર ભીષ્મે પણ કદાપિ પોતાની વીરતાની પ્રશંસા કરી નથી. સૂર્ય અપૂર્વ તેજસ્વી હોવા છતાં, ‘ હું તેજસ્વી છું.’ એમ કહેવા આવતો નથી. તમારો આ સર્વ મિથ્યા આડંબર છે. પરંતુ મારી પાસે તે આડંબર ચાલી શકે તેમ નથી. કાર્ય કરી વીરતાનો પરિચય આપો. ”

“ રાજકન્યા, તમારી પાસે હું મારી વીરતાનો પરિચય કરાવવા આવ્યો નથી, તમારા કટાક્ષ સાંભળવા પણ આવ્યો નથી; કેવળ હું તો મારા હૃદયનો તમારા ચરણોમાં ઉપહાર આપવા માટે જ આવ્યો છું. આ અનુપમ રૂપરાશિનું તમોને દાન દેવા આવ્યો છું. રાજબાળા, આ હૃદય તમારા તિરસ્કારને પાત્ર નથી. આ હૃદયનું એક તીલ માત્ર પણ સ્થાન અન્યની છાયાથી કલંકિત થયું નથા. પાપની કાલિમાંથી કદાપિ કલુષિત થયું નથી. ”

“ આ હૃદયના પ્રત્યેક અસ્પષ્ટ શબ્દો ઉર્મિમંત્રના સાધક છે, આ શરીરનું પ્રત્યેક રક્તબિંદુ ઉર્મિના ધ્યાનમાં અતિ અનુરક્ત થયું છે, હું તમને ચાહું છું કે નહિ તેનો પરિચય મેળવવો હશે તો તે આયનામાં

તમારો મધુર મુખનું અવલોકન કરવાથી સ્પષ્ટ જણાઇ આવશે. જેણે તમારી આ રાજરાજેશ્વરી પ્રતિમાનું નિરીક્ષણ કર્યું હશે, તેને તમારા પ્રતિ અનુરાગ ઉપજ્યા વિના કદાપિ નહિ જ રહ્યો હોય. તમારાં આ અનુપમ લાવણ્યને જોઇને મનુષ્ય મુગ્ધ થાય એમાં તો કશું આશ્ચર્ય જ નથી, પરંતુ સ્વર્ગના દેવતાઓ, પશુ-પક્ષી, જીવજન્તુ, સૂર્ય, ચંદ્ર, ગ્રહ, તારા અને સમસ્ત વિશ્વસંસાર આ અતુલનીય રૂપરાશિને જોતાંની સાથે જ મોહિત બની જશે, એમ કહેવામાં આવે તો તેમાં પણ કશો પ્રત્યવાય નથી. રાજબાળા તમે તમારો અનંત શિખામયી રૂપરાશિ અથવા તો સૌંદર્યાગ્નિ ધારણ કરી, મને સ્હામો જ ઉભો રાખી બાળીને શામાટે દગ્ધ કરી રહ્યાં છો? મદીલાં લોચનોનાં તીવ્ર શર ફેંકી મારા આ ક્ષુદ્ર હૃદયના ચૂરેચૂરા કેમ કરી રહ્યાં છો? તમારા મનમાં શું ઉદારતાનો અંશ માત્ર પણ નથી?"

"કુમાર! તમારા મનનું ભાન ન ભૂલો. એક અબળાપર આવા મિથ્યા આક્ષેપો ન મૂકો. શું દીપકમાં આહુતિ આપનાર પતંગ બળીને ભસ્મ થાય છે, એમાં દોષ દીપકનો જણાય છે? કમલિનીના હૃદયને કોતરી ખાવા જનાર ભ્રમરની ભયંકર દશા થાય છે, તેની ઉત્તરદાત્રી કમલિની ગણાય છે? જો, આમ ધારતા હો, તેમાં તમે ભારી ભૂલ કરો છો. શું તમે રૂપને ચાહો છો? ભલે, ખુશીથી ચાહો. તમે રૂપની સાધના કરો. પરંતુ તમારા ધારવા કરતાં આ વિશ્વની અનેક વસ્તુઓ અતિ સુંદર છે, તેને શામાટે ચાહતા નથી? મારા કરતાં આ સંસારનું રૂપ ઘણું જ સુંદર છે અને તેના કરતાં પણ વિશ્વ કર્ત્તાના રૂપનો તો અવધિ જ નથી, તે સંસાર સ્વામીને તમે શામાટે ચાહતા નથી? મારૂં આ રૂપ ક્ષણિક છે, નાશવંત છે, તે ક્ષણમાત્રમાં નષ્ટ થશે. યુવાનીનો અવધિ થતાં તે રૂપનો ક્ષય થશે. જયન્તકુમાર! કાળના પ્રચંડ પ્રભાવે

એક દિવસ આ રૂપનું સુંદર ઉદ્યાન વૃદ્ધાવસ્થાના ભયંકર સ્મશાનના રૂપમાં બદલાઈ જશે; સ્થાયી રહેશે નહિ. માટે એ જૂઠી આસક્તિનો ત્યાગ કરો."

"પરંતુ તમે તેના કરતાં પણ સુંદર છો. વિશ્વ અથવા વિશ્વકર્ત્તાના સૌન્દર્યના કરતાં પણ તમે વધારે સુંદર છો. તમારાથી બીજી કોઈ પણ વસ્તુ અધિક સુંદર નથી, એવી મારી દૃઢ માન્યતા છે."

"ત્યારે જેવી રીતે દૂર રહીને ભગવાનની ભક્તિ કરવામાં આવે છે, તેવી જ રીતે હું ન જોઇ શકું તેવી રીતે મારા પગ પાસે ઉભા રહી મારા રૂપની ઉપાસના કરો. હું રાણી છું, તમે મારા દાસ છો. કારણ કે, તમે મને રૂપની રાણી તરીકે પૂજો છો અને હું તમને મારા અનુચર માનું છું." રાજબાળા ઉર્મિએ કહ્યું.

"હું જાણું છું કે, તમે મોટાં છો, હું નાનો છું. પરંતુ તેમ છતાં પણ મારૂં હૃદય નાનું નથી, વિશાળ વારિધિ જેવડું છે. ઉર્મિબાળા! તમને વિચાર કરવાથી જણાઈ આવશે કે, સ્નેહના સાધકની પીડા કેવી ભયંકર હોય છે. તીવ્રશરની વેદના સહન થઈ શકે છે, ભગંદર આદિ રોગોની પીડા સહી શકાય છે, પરંતુ સ્નેહની વેદના સહેવાને આ વિશ્વનો કોઇ મહાસમર્થ વીર પણ શક્તિમાન નથી. સ્નેહની પીડાથી અનેક નરનારીઓ પોતાના અમૂલ્ય જીવનનું બલિદાન આપી ચૂક્યાં છે. આ બધું જાણવા છતાં પણ તમે મને નિરાશાની નદીમાં શામાટે ગબડાવી દો છો? મારા આ હૃદયપર આવો ભીષણ અત્યાચાર શા કારણથી ગુજારો છો? તમારા ચરણમાં ભિક્ષુકની પેઠે આવી સ્નેહની ભિક્ષા માગતા આ એક પ્રેમિક પુરુષને આમ નિરાશ કેમ કરો છો? અબળાનું હૃદય કોમળ હોવા છતાં તમે આવા પ્રકારની નિષ્ઠુરતા શા કારણથી દર્શાવો છો? રાજકન્યા, કૃપા કરો—દયા કરો."

"કુમાર, મેં મારા હૃદયનું દાન પ્રથમથી જ આપી દીધું છે,

એટલે હવે અન્ય કોઇને પણ આપવાનો મારો અધિકાર રહ્યો નથી. હું પ્રતિજ્ઞાના બંધનમાં બંધાઇને પરવશ થઇ ગઈ છું, તેથી તમારી યાચનાનો સ્વીકાર કરી શકું તેમ નથી. એકને આપેલું દાન બીજાને આપી દેવું, એ આર્ય ધર્મનો નિયમ નથી. હું ક્ષત્રીકન્યા છું. તેથી પ્રતિજ્ઞાનો ભંગ કરી શકું તેમ નથી. ક્ષત્રિય દુહિતા જો પ્રતિજ્ઞા ભ્રષ્ટ થાય તો પછી સંસારમાંથી ક્ષત્રિયોના ગૌરવનો સૂર્ય સદાને માટે અસ્તજ થાય. જે પ્રતિજ્ઞા માટે ક્ષત્રિય કુલની કામિનીઓ આત્મબલિદાન આપી ચૂકી છે, મૃત્યુના અંધકારમય રાજ્યમાં ચાલી ગઇ છે, તેજ પ્રતિજ્ઞાનો મારાથી શી રીતે ભંગ કરી શકાય? જયન્તકુમાર! જો હું મારી પ્રતિજ્ઞાથી ભ્રષ્ટ થાઉં તો સમસ્ત રાજપૂત જાતિમાં મારા કલંકની કાલિમા ફેલાઈ જાય અને મારી જનનીના પવિત્ર નામપર ધિક્કારની વૃષ્ટિ થાય. માટે હું હવે હું કોઈ પણ રીતે તમારી આ યાચનાનો સ્વીકાર કરી શકું તેમ નથી તે નથી જ."

"દાન આપી દીધું છે? કોને આપી દીધું છે?" જયન્ત કુમારે પૂછ્યું.

"વીરતાને. કુમાર વીરતાની પરાકાષ્ટા દર્શાવનારનેજ મેં મારૂં આ હૃદય અર્પણ કરી દીધું છે. જે નર રાજપૂત જાતિના નામનું સાર્થક કરી શકશે, જે પોતાના પરાક્રમથી સમસ્ત રાજપૂતાને કંપાયમાન કરી મૂકશે તથા વિશ્વબ્રહ્માંડ જેના વીરત્વના જયજયકારનો પોકાર કરશે, તેજ વીરતાના આદર્શભૂત નર રત્નને હું મારૂં આ હૃદય અર્પણ કરીશ. વીરનરની ભાર્યા રૂપે મારા આ તનુને શોભાવીશ અને સંસારમાં એક વીર પરીક્ષક પ્રમદા તરીકે મારા નામનો પરિચય આપીશ, એવી મેં મારા મનથી દઢ પ્રતિજ્ઞા કરી લીધી છે!"

જયન્ત કાંઇક વિચાર કરી બોલ્યો:–"રાજકુમારિ! જો મારી

વીરતાની ગાથાથી એક દિવસ સમસ્ત રાજપૂતાના પ્રતિધ્વનિત થાય, વિશ્વ મારા વીરત્વનાં ગાન ગાય અને ભૂમંડળને કંપાવનાર યોદ્ધાઓ મારા વીરત્વની પ્રશંસા કરી મારા ચરણોમાં મસ્તક નમાવી જાય, તો પછી તમે મારી સાથે લગ્ન કરો ખરાં કે નહિ વારૂ ? જો હું મારી પ્રચંડ વીરતાથી સિરોહીના સૈન્યની રેવડી દાણાદાણ કરૂં, અજમેરપતિના અજેય નામને વિજયી કરી એક વીરપુરુષ તરીકે પ્રકાશમા લાવું તથા આ ચાલતા ઘોર સંગ્રામમાં મારી બહાદુરીના ડંકા વગડાવું તો પછી તમે તમારૂં આ તનુ મારા અધિકારમાં સોંપવાની ઉદારતા દર્શાવશો ખરાં કે ?"

" કુમાર, જ્યારે તેવો શુભ પ્રસંગ આવશે, ત્યારે પૃથ્વીના પટપર તમે ગમે ત્યાં છૂપાયા હશો, ત્યાંથી તમોને બોલાવી લેવામાં આવશે. આ ઉર્મિબાલા આપોઆપ આવી તમારા ચરણોમાં પોતાના મસ્તકને નમાવશે. તમારી ઇચ્છા ન હોવા છતાં પણ તમારી ભાર્યાના પદને પ્રાપ્ત કરવાની પ્રાર્થના કરશે. તમે જ્યારે તમારી વીરતાનો પરિચય કરાવશો, ત્યારે હું પણ તમારી અર્ધાંગનાનો પરિચય કરાવવાનો પ્રયત્ન કરીશ. તમારા હૃદયાકાશના ઉજ્વળ નક્ષત્ર રૂપે વિરાજી સંસારમાં તમારા તથા મારા ઉભયના નામનું એક આદર્શ દંપતિ રૂપે સાર્થક્ય કરીશ. પણ જ્યાં સૂધી એવો પ્રસંગ નહિ આવે, ત્યાં સૂધી તમે મને પ્રાપ્ત કરવાની આકાંક્ષા અને નશ્વર રૂપની લાલસામાં અપૂર્વ તેજોમયી કીર્ત્તિનું બલિદાન ન આપશો. યુવરાજ ! કર્મના માર્ગમાં આવી પડતા મારા રૂપરૂપી કંટકને નષ્ટ કરવાનું ભૂલશો નહિ. જો વીરતાનો આદર્શ દર્શાવવાને શક્તિશાળી થશો, તો રૂપના રાશિ રશિઓ આવીને તમારા પાદપદ્મોમાં પોતાના ગર્વિષ્ટ મસ્તકને નમાવશે. બળાત્કારે તમને તેના સ્વામી બનાવવાનો પ્રયત્ન કરશે. પણ જો જો કે, મારા રૂપના

સ્વામી થવાની આકાંક્ષામાં તમારા કર્મને ન ભૂલશો. નહિ તો ત્રિશંકુની દશામાં મૂકાશો. સમસ્ત વીર જાતિમાં કલંકના કીડા રૂપે નિંદાને પાત્ર થશો."

જયન્તકુમાર ચાલ્યો ગયો. રાજકુમારી બગીચામાં ફરવા લાગી. તેની બન્ને સખીઓ શ્વેતા અને નીલા દેવીના મંદિરમાંથી આવી બોલી:-" રાજબાલા ? મંદિરમાં આવી કોઈ એક રાજપૂત તરુણ દેવીની પૂજા કરી રહ્યો છે."

રાજકન્યાએ કહ્યું:-" જરા સબૂર કરો. તેમની પૂજામાં વિઘ્ન ન નાખો."

પરંતુ રાજપૂત યુવકની પૂજા સત્વર સમાપ્ત ન થઇ. રાજનંદિની અધીરી થઇને મંદિરમાં શો બનાવ બન્યો છે, તે જાણવા માટે મંદિરમાં ગઇ. તેણે જોયું કે, એક રાજપૂત તરુણ ભગવતી દેવીની પ્રતિમા સમક્ષ ઉભેલો હતો અને જરા પણ હાલ્યાચાલ્યા સિવાય એકાગ્ર ચિત્તથી દેવીના ધ્યાનમાં નિમગ્ન થઈ ગયો હતો. પુષ્પ, ચંદન, બિલ્વપત્ર આદિ કાંઈ પણ તેની પાસે નહોતું, માતાના ચરણોપર પણ નહોતું. શબ્દ નહોતો, કંપ પણ નહોતો, ઉપાસક સ્થિર ઉભો હતો, દેવીની મૂર્ત્તિ સ્થિર ઉભી હતી અને પ્રકૃતિ પણ સ્થિર જ હતી.

પૂજકની પીઠનેજ માત્ર રાજકુમારી જોઇ શકી હતી. પરંતુ તેના મુખનાં દર્શન કરવા માટે તે અત્યંત આકુળ થઈ જવાથી બહુજ ધીમેથી કોઇ પણ જાતનો અવાજ ન કરતાં તેણે તે મંદિરમાં પ્રવેશ કર્યો. તેણે જોયું, અહા ! એ તરુણની કેવી અપૂર્વ મૂર્ત્તિ ! જાણે જ્યોત્સનાથી ન્હાયેલા ચંદ્રપર કોઇએ સુધાધારા રેડી હોયની દેવતાઓને પણ વાંચ્છિત કરે તેવી મુખની ચંદ્રિમા ભક્તિથી ભીંજાઇને કેવા અપૂર્વ સૌંદર્યની સૃષ્ટિ કરી રહી છે; આંખોમાંથી જાણે ગંગા અને યમુના વહી રહી છે,

વિશાળ લલાટમાં જાણે દેવનું તેજ ઝળકી રહ્યું છે; રૂપપર જાણે રૂપની વૃષ્ટિ વરસી રહી છે. ભક્તિવગરનો મનુષ્ય આવો સુંદર હોઈ શકે નહિ, એવો ઉર્મિબાલાના મનમાં દઢ નિશ્ચય થઇ ગયો. રડ્યા વિના–રોદન કર્યા વિના અથવા તો આંખમાંથી આંસૂની અવિરલ ધારાઓ વહેવડાવ્યા વિના તથા હૃદયના ભારને અશ્રુના પૂરમાં ગબડાવી દેવાનું શિખ્યા વિના મલિનતા ધોવાઈ શકાતી નથી; એવોજ ભાસ તે યુવક કરાવવા લાગ્યો.

બાહ્ય જ્ઞાન ભૂલી જઈ રાજકન્યા તે ભક્તિભરેલા અને પ્રેમથી પુલકિત થયેલા મુખને જોવા લાગી. શક્તિનો ઉપાસક રાજપૂત મીંચેલા નેત્રે માતાના ધ્યાનમાં મગ્ન હતો, અને વીરત્વની ઉપાસિકા ઉર્મિબાલા ઉઘાડાં નેત્રોથી તે રૂપરાશિનું અવલોકન કરવામાં ગુંથાઇ ગઈ હતી. કેટલીકવાર સૂધી આવો પ્રકાર ચાલૂ રહ્યો.

ત્યાર પછી ઉપાસકના હોઠ કંપી ઉઠયા, રૂંધાયલા કંઠથી તે ધીમે ધીમે બોલવા લાગ્યો:–"મા, મા, ભગવતી મા, તેં જે રૂપે આજે મને દર્શન દીધાં છે, તેજ રૂપને મારા હૃદયમાં સ્થાપી દે માતા! રડવા છતાં પણ હું તને રડાવી શક્યો નથી. હસવાનું તો હું ચહાતો નથી, પણ માતા, મને રડતાં પણ આવડતું નથી. રૂદન લઇને હું સંસારમાં આવ્યો છું, રૂદન એજ મારો આધાર છે. બચપણમાં માતાના મરણ વખતે રડ્યો છું, કિશોરઅવસ્થામાં પિતાના પરલોકમાં જવાથી હજી સૂધી મારી આંખોનાં આંસૂ સૂકાયાં નથી. સ્વર્ગનો સોહાગ લઈ એક દેવબાળક મારી આંખોનાં આંસુ લૂછવા આવ્યો, તેને પણ છેવટે મેં ગુમાવ્યો છે. સર્વસ્વ ગુમાવ્યું છે. મારૂં કોઈ પણ રહ્યું નથી. તેથી છેવટે તારા ચરણોમાં આવ્યો છું. હવે તુંજ મારો પિતા, માતા, ભાઇ, ભગિની, મિત્ર છે. માતા! મારી આ ભક્તિનો સંહાર ન કરતી. માતા

તું ભીખારીનું સર્વસ્વ ધન છે. અંધનાં લોચન છે અને નિરાધારના આધાર છે. આ સીમાહીન સંસારમાં મારે તારા વિના અન્ય શરણ નથી. તુંજ મારા જીવનની જ્યોતિ છે. અસાર સંસારની સારમયી સ્નેહ-ધારા છે. માટે કૃપા કરી મને તારા આશ્રયમાં રાખી, સદાને માટે સુનીતિના સંગી બનાવ. જગતના મિથ્યા આડંબર, જૂઠી લાલસોથી મને નિરંતર બચાવ." ત્યાર પછી તેના મુખમાંથી એક શબ્દ પણ નીકળી શકયો નથી, રડતો રડતો તે ગભરાઇ ગયો.

રાજકુમારી પાષાણની પૂતળી પેઠે ઉભી રહી. આ સમયે તેની આંખોમાં પણ આંસૂ ભરાઈ આવ્યાં હોય એમ જણાવા લાગ્યું. તેની સ્તબ્ધતા જોતાં સાક્ષાત્ દેવીની પ્રતિમાનો ભાસ થવા લાગ્યો.

રાજપૂત યુવક માતાના ચરણોમાં તલ્વાર મૂકી કંપિત સ્વરથી બોલ્યો:-"માતા, પિતાની આપેલી આ તલ્વાર હું તને અર્પણ કરૂંછું માટે તું કૃપા કરી મને આશીર્વાદ આપ કે, હું કદાપિ આ તલ્વારને કલંકિત ન કરૂં, મારા હાથથી આ તલ્વારને કલંકની કાલિમા લાગવાનો પ્રસંગ આવે. હવેથી આ તલ્વાર એજ મારૂં જીવન છે, મારી જીવિકાનું મુખ્ય સાધન છે. મારા જીવનનો આધાર છે. હવે તલ્વારના જોરપર હું મારૂં ગુજરાન ચલાવી શકું તેમ છું, કારણ કે, અત્યારે મારી પાસે નથી પાઈ કે પૈસો ! તેમજ ખાવાને અન્નનો દાણો પણ નથી. હે ભગવતી માતા ! તુ મારી તલ્વારને સદાને માટે યશસ્વી રાખજે, તેના દ્વારા વીરતાનો પરિચય કરાવજે અને મારા ભાલમાં વીરત્વનું તિલક આંકજે"

માતાના ચરણોમાં પ્રણામ કરી ધીમે ધીમે રાજપૂત યુવક ઊઠી ઉભો થયો. બહાર આવી તેણે જોયું કે, બે રમણીઓ પોતાની સન્મુખ આવી ઉભી હતી તે બન્ને યુવતીઓ રાજકુમારીની પરિચારિકાઓ અથવા તો સખીઓ અમે પ્રથમ જ જણાવી ગયા છીએ કે, તેમાંની એકનું

નામ શ્વેતા અને બીજીનું નામ નીલા હતું. તે બન્ને રમણીઓ યુવતીઓ તથા રસીલીઓ છે. જેનું નામ નીલવરણા અથવા નીલા હતું, તે રાજપૂત તરુણને આવતો જોઈ સહજ કટાક્ષસહિત હસીને બોલી:– "હે રમણી મનોમોહન તરુણ, તમે કોણ છો. અને કયા હૃદયરાજ્યના અધિકારને પ્રાપ્ત કરવાની આશા ધારી દેવી પાસેથી વરદાન માગવાની ઇચ્છાથી આ મંદિમાં પધાર્યા છો વારુ? અમારી પાસે કાંઈ કહ્યા વિના ચાલી શકશે નહિ. શ્વેતાનું હૃદય ખુલ્લી ગયું છે, માટે એકવાર ગુપ્ત રીતે તેનાં દર્શન કરી લેશો તો તેમાં તમને કોઇ અવરોધ કરશે નહિ."

શ્વેતાએ કહ્યું:—" ઈશારો કરવાથી શું તું એમ નથી જણાવી શકતી કે, તારું હૃદય જ પ્રેમના પથિકને પ્રવેશ કરાવવા માટે ઉઘડી ગયું છે? વિના કારણ મારાપર આવો અયોગ્ય આક્ષેપ શા માટે કરે છે? તારા સોદાને છૂપાવી રાખી, બીજાના માલને વેચવાની કોશિશ શા માટે કરી રહી છે? આમ કરવાથી તારા સડેલા માલને ખરીદવાનું કોઈ પણ ડાહ્યો માણસ કદાપિ પસંદ કરશે નહિ."

રાજપૂત યુવક દુ:ખિત સ્વરથી બોલ્યો.—"ક્ષમા કરો. હું જાણતો નહોતો કે, તમો દ્વારપર આવી ઉભાં રહ્યાં છો તમારી ઉપાસનાના કાર્યમાં મારાથી અંતરાય થયો છે, એને માટે મને ક્ષમા કરજો."

આમ કહીને રાજપૂત યુવક ચાલ્યો ગયો. રાજકુમારીને તે જોઈ શક્યો નહોતો, પરંતુ રાજકુમારી તેના વિના અન્ય કોઈ પણ વસ્તુને જોતી નહોતી, એકાગ્રદષ્ટિથી તે તે તરુણ તરફ જ જોઈ રહી હતી. ઉર્મિબાળા મંદિરના આંગણામાં આવી ઉભી રહી. રાજપૂત હજી સુધી નજરથી અળગો થયો નહોતો. ઉર્મિબાળાએ કહ્યું:–" શ્વેતા, આ રાજપૂત પુરુષને તેં કદાપિ આ દેશમાં જોયો છે ખરા કે?"

"કેમ તમારા હૃદયમાં ઝંઝાવાત ઉત્પન્ન થયો છે. કે શું ઉર્મિ શું તરંગમય થઈ ઉઠી છે?" શ્વેતા બોલી.

"મારી વાતનો જવાબ કેમ આપતી નથી."

"હવે શો જવાબ આપું? જેણે ઝંઝાવાત ઉત્પન્ન કર્યો છે, તેના શોધમાં જવું પડશે કે શું? જો તેમ જ હોય, તો હમણાં ને હમણાં જ જવાને તૈયાર છું."

"નારે ના, હું તેમ કહેતી નથી."

"ત્યારે શું કહો છો, એ ચોરના બન્ને કાન કાપી લાવવાની આજ્ઞા કરો છો?" નીલા બોલી.

"કેમ તને પણ મશ્કરી કરવી સૂઝે છે કે?" ઉર્મિબાળાએ કહ્યું.

શ્વેતાએ કહ્યું;—"વારૂ, તમારી વાતને કબૂલ રાખીએ છીએ, ભવિષ્યમાં તેમ જ કરીશું. પણ હમણાં શું કહેતાં હતાં, ફરીવાર કહો જોઈએ વારૂ."

ઉર્મિબાળા બોલી:—"ના હવે નહિ કહું."

---

દ્વિતીય પરિચ્છેદ

## ભ્રાન્તિ અને ભ્રમણા

"જનો ગાંડા ઘેલા, ભૂલ અને ભ્રાન્તિ મહીં જ ભમતા,
તજી શાન્તિ સઘળી વિષમ વિષને ઉર ધરતા;
નહીં સારૂં માઠું મન વિષે કાંઇ સમજતા,
સુધા સિંધુ ત્યાગી મલિન પંકજ મહીંજ પડતા.

પ્રયોજક

અજયપાળનું સ્થાપેલું મહાપ્રતાપી અજમેરનગર એક દિવસ વીરત્વ અને ધનરત્નથી સમસ્ત રાજપૂતાના ગૌરવ અને ભૂષણરૂપ ગણાતું હતું. સુવિખ્યાત ચૌહાણવંશના પ્રબળ પ્રતાપની વિજયવંત વૈજયંતિ સમસ્ત ભારતમંડળને કંપાન્વિત કરી રહી હતી. ભારતવર્ષના દુર્દાન્ત અને દાનવી વૃત્તિના મહા અત્યાચારી શત્રુ મહમૂદ ગિજનીને કાયર કૂતરાની પેઠે પૂછડી સંકેલીને એક દિવસ અજમેરથી પલાયન કરી જવું પડયું હતું. બૂંદી, કોટા, રઘુગઢ, સિરોહી, ઝાલોર આદિ દેશો એક દિવસ અજમેરના પગ ચાટતા હતા, ભારતવર્ષના પ્રત્યેક માંડલિક રાજાઓ અજમેર પતિની આજ્ઞા ઉઠાવવાને તત્પર રહેતા હતા. પરંતુ અત્યારે અજમેરના તે દિવસો નહોતા, તે પ્રચંડ વીરતાના ધ્વનિઓ સંભળાતા નહોતા, તે વીરનરોના અસ્ત્રશસ્ત્રના ગગનભેદક શબ્દો પણ શાન્તિ અને નિઃસ્તબ્ધતાના ગાંભીર્યમય ભવનમાં સદાને માટે શયન કરી ગયા હતા. વારંવાર મુસલમાનોના આક્રમણથી અજમેર ધીમે ધીમે દુર્બળ અને દરિદ્ર થવા માંડયું હતું. કાળના ભીષણ પ્રતાપથી સત્તા શૂન્ય થઇ હતી અને વીરતા વિલીન થઈ ગઇ હતી.

જ્યારે ઉન્નતિનો સૂર્ય અવનતિ રૂપ રાહુથી આચ્છાદિત થઇ જાય છે, ત્યારે પ્રત્યેક દેશની, પ્રત્યેક નગરની અને પ્રત્યેક મનુષ્યની દશાનું પણ પરિવર્ત્તન થઇ જાય છે. વીરતાની ધ્વજાઓ પ્રબળ પવનના વેગથી ફાટીને છિન્ન વિચ્છિન્ન થઈ જાય છે. વૈભવના પ્રાસાદો કાળના કોપથી ચૂર્ણીભૂત થઇને ભૂતળશાયી બની જાય છે. સુખ અને શાન્તિનાં સ્થાનો ભયંકર જળપાતના પ્રભાવથી દુઃખ અને યંત્રણામય બની જાય છે. નંદનવન સ્મશાનના રૂપમાં બદલાઇ જાય છે અને આજે એ અજમેરની પણ એવીજ દશા થઇ હતી.

રાજ્યના ઉત્તર ભાગમાં અજમેર રાજ્યની રાજધાની અજમેર

આવેલું હતું. તેની ઉત્તરમાં એક નાનો પહાડ હતો, તે પહાડ બહુ ઊંચો નહોતો, લગભગ પાંચસો હાથ ઊંચો હશે. પરંતુ તેના શિખરપર ચઢવું કઠિન હતું. પર્વતની ટોચપર વિખ્યાત દુર્ગ વિટલી શોભી રહ્યો હતો. એ દુર્ગ અજેય હોવા છતાં પણ ઈસ્વી સનની સાતમી સદીના અંત ભાગમાં ખલીફા વાલિદના સેનાપતિ કાસિમ દ્વારા અધિકૃત થયું હતું. વીર ચૂડામણિ રાજપૂતોના ભાગ્યાકાશમાંથી ઉન્નતિનો દિવાકર અસ્તાચલમાં ચાલ્યો ગયો અને મુસલમાનોના લલાટમાં તે પરમ તેજોમયી ઉન્નતિના અતિ તેજસ્વી રવિનો ઉદય થયો. ભારતના એક ગૌરવમંડિત રાજ્યની પરાક્રમ-પતાકા મુસલમાનોના ગર્વ, ઉન્મત્ત અને ઉચ્છૃંખલ અધિકારમાં ચાલી ગઈ.

તે પર્વત પાસે એક વિખ્યાત અને વિશાળ તળાવ હતું. ચિર-સ્મરણીય રાજા વિશાળદેવે આ વિસ્તીર્ણ સરોવર બંધાવ્યું હતું. એનો પરિધિ લગભગ ચાર કોશની સીમામાં વ્યાપેલો હતો. એ તળાવમાંથી નીકળતી સરિતા 'સાગરમતિ' શહેર, વન તથા પર્વતની આસપાસની સપાટ ભૂમિને સંજીવિત કરી ઉત્તર દિશામાં વહી રહી હતી.

પહાડના ચરણપ્રદેશમાં અજમેર આવેલું હતું. દુર્ગપરથી અત્યારે તોપના ગોળાથી શહેરની રક્ષા કરી શકાય તેમ હતું. પરંતુ તે સમયે તોપ અથવા બંદૂક આદિ કાંઈ પણ અસ્તિત્વમાં નહોતું. પહાડની બરાબર નીચેના ભાગમાં રાજમહાલય આવેલો હતો. તેની દક્ષિણે શહેર હતું. અજમેર શહેર બહુ જ ગુલ્જાર અને મનોરમ્ય હતું. એવું સમૃદ્ધિશાળી નગર ભારતવર્ષમાં ત્યારે બહુ જ ઓછા પ્રમાણમાં જોવામાં આવતું હતું. ચારે બાજૂએ વિશાળ અને વિસ્તૃત રાજમાર્ગ હતા અને તેની બાજૂમાં આકાશભેદક રાજમહાલયના શિખરોની હારો આવેલી હતી. તે મહાલય સુસજ્જિત વૃક્ષોના સમુદાયથી અને મહામૂલ્ય પદાર્થોથી પરિપૂર્ણ હતો. રાજમાર્ગ આવતા જતા અશ્વારોહીઓ અને પગે ચાલતા નાગરિકોની

ચીકાર રહેતો હતો. રાજમહાલયના અન્તઃપુરનો રાજમાર્ગ પણ વીરેન્દ્રની આવજાવથી અતિ રમ્ય જણાતો હતો, કમલના સમુદાયના જેવી કોમળ કામિનીઓથી કુસુમિત રહેતો હતો.

રાજમહાલય પત્થરનો બનેલો હતો. રાજસભા, ન્યાયાલય, આદિ સર્વે સ્થાનો કારીગરીવાળા સંગેમરમરના પત્થરોના બનાવેલા હતા. અંતઃપુરના ઉદ્યાનમાંની પત્થરની કોતરેલી પ્રતિમાઓ જોતાં જણાઇ આવતું હતું કે, આ દેશમાં અંગ્રેજો આવ્યા પહેલાં રાજપૂતો શીલ્પની નિપુણતામાં અથવા તો નિર્માણકુશળતામાં જગતના સર્વે સભ્ય જાતિયો કરતાં કોઇ પણ રીતે ઉતરે તેમ નહોતા. અજમેરનો રાજા શૂરસિંહ, ચૌહાણ વંશનો મુકુટમણિ હતો અને સાહસ તથા વીરત્વના પ્રતાપે દેશ પૂજ્ય ગણાતો હતો. તેની રાણી હુરવતી રૂપ અને ગુણમાં ચોહાણ મહિલાની એક અનુકરણીય આદર્શ રમણી હતી. તેમને પુત્ર નહોતો. એક માત્ર કન્યા ઉર્મિબાલાએ ઘણા જ સ્નેહથી પોષાઇને તેમના અંધારા ઘરમાં આલોક કર્યો હતો.

આ પહેલાના પરિચ્છેદમાં વર્ણવેલી ઘટના બન્યા પછી બે દિવસે વિશાળ રાજમહાલયના એક મોટા ઓરડામાં રાજમંત્રી એક મોટા પલંગપર બેસી સેનાપતિ પુત્ર જયન્તકુમારને યુદ્ધના સમાચાર પૂછી રહ્યો હતો, ઓરડાના ભોંયતળિયાપર બિછાવેલા મખમલના ગાલીચા તથા મખમલ જડિત કેટલીક કુર્સીઓ પડી હતી. દીવાલપર અજયપાળ; માણેકસિંહ, આદિ પ્રસિદ્ધ વીર પુરુષોની છબિયો લટકી રહી હતી. તલ્વાર, બર્છા, ઢાલ વગેરે વરેહ તરેહવારનાં હથિયારો ઓરડાની દીવાલ પર રક્ષવામાં આવ્યાં હતાં

રાજધાનીમાં અત્યારે રાજા હાજર નહોતો, સેનાપતિ પણ નહોતો, તેઓ સર્વે સૈન્યાદિ લઇને યુદ્ધક્ષેત્રમાં ગયા હતા. કોઇક કારણવશાત

મંત્રીએ અત્યારે રાજાનું કામકાજ સંભાળી લીધું હતું, સેનાપતિની સત્તા ને પણ સંભાળી લીધી હતી. જયન્ત કુમાર બે દિવસ પહેલાં યુદ્ધ ભૂમિમાં ગયો હતો. બીજું કેટલુંક વધારે સૈન્ય લઇ જવા માટે રાજાએ તેને મંત્રી પાસે મોકલી આપ્યો હતો. સૈન્ય કાંઇક એકઠું થયું હતું, તેને લઇને જયન્ત કુમાર હમણાં ને હમણાં જ ભવિષ્યમાં થનારા ભયંકર યુદ્ધ ક્ષેત્રમાં જવાનો હતો. તે ઉપરાંત જે સૈન્યની આવશ્યકતા હતી, તેને આવતી કાલે મોકલવાનો પ્રબંધ પણ કરવામાં આવ્યો હતો. બીજી કેટલીક વાતચીત ચાલ્યા પછી મંત્રીએ પૂછ્યું:—"યુદ્ધ કયે સ્થળે વધુ ભયંકરતાથી થવાનો સંભવ છે ?"

જયન્તકુમારે જવાબ આપ્યો:—"ઘણું કરીને બેઓયાના મેદાનમાં."

મંત્રીએ પૂછ્યું:—"યુદ્ધ ક્યારે શરૂ થશે ?"

"આવતી કાલે સવારે."

આ સમયે એક પ્રહરીએ આવી પ્રણામ કર્યા અને ત્યાર પછી કહ્યું:—"એક ઉમેદવાર બહાર આવી ઉભો છે."

"લઇ આવ"

થોડીવારમાં તે દેવીમંદિરમાં દેખાયલા રાજપૂત તરુણે ઓરડામાં પ્રવેશ કર્યો અને પછી તે પ્રણામ કરી મંત્રી સમક્ષ આવી ઉભો રહ્યો. મંત્રીએ પૂછ્યું:—"તારૂં નિવાસસ્થાન ક્યાં છે ?"

"હમણાં તેને હું છૂપાવી રાખીશ."

"ત્યારે, તું શી આશાથી અહીં આવ્યો છે ?"

"સૈન્યની નોકરી મેળવવાની."

"સૈનિકની નોકરી ? તારી ઉમ્મર હજી વીસ વર્ષથી વધારે

હોય તેમ જણાતું નથી. શું તું એમ કહેવા માગે છે કે, તારા જેવા એક બાળકને અમારા સૈન્યમાં દાખલ કરવાથી રાજસૈન્ય ગૌરવાન્વિત બની શકશે ?"

"અમાત્ય, એમાં ગૌરવ ઉભય પક્ષનું છે.

"તું ઘણીજ ઉપહાસની વાર્ત્તા કરે છે, તું શું એમ ધારે છે કે, રાજસૈન્ય તારા જેવા બાળકના અભાવે બળહીન થઇ ગયું છે ? તારાથીજ અજમેરપતિ વિજયવંત થઇ શકે તેમ છે ?"

"અમાત્ય—દીવાન ? રાજપૂતાનામાં શું બાળકવીરોનાં દૃષ્ટાંત ઓછાં છે ? જો તેમ ન હોય, તો પછી બાળકના પ્રતિ આવી અવજ્ઞા શા માટે કરો છો ? બાળકો શું યુદ્ધને માટે યોગ્ય જ નથી ?"

"તારી આ ધૃષ્ટતા કાંઈ જેવી તેવી નથી. તારી આવી મગરૂરી જોઇને હું એટલો તો અવશ્ય સ્વીકાર કરૂંછું કે, વાકયચાતુરીમાં તો તું એક અદ્વિતીય વીરછે. તારી વાચાળતાનો કશો અવધિ જ નથી.

"મંત્રિવર્ય ! આપ જ્ઞાનવૃદ્ધ છો, માટે વિચાર કરી જૂઓ કે, આપની ભ્રાન્તિ અથવા ભ્રમણાનો કોઇ પણ વખતે ભંગ થયો છે કે નહિ ? આપની ધારણા કોઇ પણ વેળાએ ખોટી નિવડી છે ખરી કે નહિ ?"

"પણ આ વાતમાં મારી શી ભ્રમણા થઇ છે, તે હું કોઇ પણ રીતે સમજી શકતો નથી."

"એક દિવસ આપની તે ભ્રમણાને હું બરાબર સમજાવી દઇશ. આપ કયે ઠેકાણે ભૂલો છો અથવા તો આપનાથી કયે સ્થળે ભ્રાન્તિમાં ભમાઈ જવાય છે, તે યથાર્થરૂપે બતાવી આવીશ."

જયન્તકુમાર અત્યાર સૂધી ચૂપ કરી એક કોર બેસી રહ્યો હતો,

તે હમણાં એકાએક બોલી ઉઠયોઃ—" તે વાત હું જ મંત્રી મહાશયને સમજાવી શકીશ. મારા સમજાવવાથી તેઓ બરાબર સમજી જશે."

રાજપૂત તરુણે પાછું મ્હોં ફેરવી જોયું, કે જેણે ઉપર્યુક્ત વાત કહી તે એક પચીસ વર્ષનો લાંબો બળવાન પુરુષ હતો. તેના શરીર પર કીમતી પોશાક શોભી રહ્યો હતો. કંઠમાં મોતીની માળા, કાનમાં કુણ્ડલ અને કટિપરના કોષમાં કૃપાણ શોભી રહ્યો હતો. સેનાપતિપુત્ર જયન્તકુમાર, એક પ્રસિદ્ધ સેનાનાયક હાતો.

મંત્રીએ હસતા મુખથી કહ્યું:-" સારૂં, આજે આ બાળક પાસેથી હું ધારૂંછું કે મને અવશ્ય કાંઇક શિખવાનું મળશે. આ વૃદ્ધપુરુષને કાંઇકિ બોધનાં વચનો સાંભળવાનું સૌભાગ્ય પ્રાપ્ત થશે."

જયન્તકુમારે કહ્યું:-" મંત્રિવર, આ બાળકના મુખપર જે ભાવ અને સૌંદર્ય ઝળકી રહ્યું છે, તે રાજપૂતાનાના અનેક સિંહાસનપર પણ જોવામાં આવતું નથી. જેનાં ચક્ષુમાં આવી પવિત્રતા છે, તેને હું એક તુચ્છ સૈનિકનું કાર્ય સોંપવાની વાત તો દૂર રહી પરંતુ મારા પ્રાણ આપીને પણ વિશ્વાસ કરી શકું છું."

મંત્રીએ કહ્યું:—" આ બાળકનું ચંદ્રમાના જેવું સુંદર મુખ જોઇને લોભાઇ જાઉં; એવી મારી અવસ્થા હવે રહી નથી. તમે બહારની વસ્તુઓને જોનારા છો અને અમે અંદરના રહસ્યનો બરાબર શોધ કરનારા છીએ. યુદ્ધને વખતે રૂપથી ભૂલીને, પરદેશી અને અજાણ્યા મનુષ્યને રાજ્યના સૈન્યમાં દાખલ કરવાનું હું ઉચિત ધારતો નથી. આનાથી વધુ શિખવવાની તમારી શી ઇચ્છા છે. જયંતકુમાર"

જયન્તકુમારે કહ્યું:-" મંત્રીવર! હું આપને કાંઇ પણ શિખવી શકું તેમ નથી. આપને શિખવવાની મારી યોગ્યતા પણ નથી. જે

બાળકને સામાન્ય ગણી કાઢવાની મારાથી હિમ્મત કરી શકાતી નથી. તેનો અનાદર પણ મારાથી કરી શકાય તેમ નથી. કટિપર કીમતી સુંદર તલ્વાર, હાથમાં હીરાની વીંટી, કંઠમાં મોતીની માળા આદિ સર્વે જોતાં તે કોઈ ઊચ્ચવંશમાં જન્મેલા હોય તેમ જણાય છે. એના ભાલમાં જણાતું અપૂર્વ તેજ તેની વીરતા તથા કુલીનતાનો પરિચય કરાવી આપે છે."

મંત્રીએ કહ્યું:—યુદ્ધ પછી યુદ્ધક્ષેત્રમાં અનેક મૂલ્યવાન તલ્વાર અને અલંકાર મળી આવે તેમ છે."

રાજપૂત યુવકનું મુખ લાલચોળ થઈ ગયું. થોડીવાર પછી દિલના ઉભરાને દબાવી તે ધીમે ધીમે કહેવા લાગ્યો:—" જ્યારે હું નોકરી કરવા જ આવ્યો છું, ત્યારે મેં મારા માન આબરૂ આદિ સર્વનો ત્યાગજ કરી દીધો છે. પરંતુ સાવધાન મંત્રિવર, રાજપૂતને લૂટારો ગણી અપમાનિત કરવાથી કોઇક દિવસ આપને પદભ્રષ્ટ થવું પડશે. બસ હવે હું જાઉં છું, યુદ્ધભૂમિમાં પુનઃ આપને આવી મળીશ."

આમ કહીને રાજપૂત ત્યાંથી ચાલ્યો ગયો.

---

તૃતીય પરિચ્છેદ

## અશ્વ અને અંગુઠી

भ्रमति भुवने कन्दर्पाज्ञा,
विकारि च यौवनम्
* * * * * भवभूति

Over tho mountains
And over tho waves,
Under tho fountains
And under the graves;
Under floods that are deepest
Which Neptune obey;
Oveo rochs that are steepest
Love will find out the way

---

તે રાજપૂત તરુણે એક વૃદ્ધ પુરુષને ત્યાં આશ્રય લીધો હતો. તે વૃદ્ધને એક વૃદ્ધાપત્ની તથા એક માત્ર કન્યા સિવાય આ સંસારમાં અન્ય કોઈ પણ નિકટનું સંબંધી નહોતું. વૃદ્ધનું નામ રામચરણ હતું અને તેની ઉમ્મર સાઠ વર્ષની હતી. પ્રથમ રાજ્યના સૈન્યના એક સમુદાયમાં સૈનિક તરીકે નોકરી કરતો હતો ત્રણ વર્ષ પહેલાં સિરોહી સાથે જ્યારે અજમેરનું યુદ્ધ આરંભાયું, ત્યારે રામચરણ અજમેરના રાજ્યના લશ્કરમાં જોડાઇને યુદ્ધ કરવા ગયો હતો. વૃદ્ધાના સૌભાગ્ય યોગે તે વૃદ્ધ યુદ્ધમાંથી પાછો જીવતો આવ્યો હતો, એ ખરૂં; પરંતુ સારા શરીરે આવ્યો નહોતો, યુદ્ધ ક્ષેત્રમાં તે પોતાનો એક પગ ભાંગીને આવ્યો હતો. સ્મરણશક્તિમાં પ્રબળ ગણાતી તેની વૃદ્ધાપત્નીએ તે

વાતનું રામચરણને સ્મરણ કરાવી આપવામાં ગયા ત્રણ વર્ષમાં એક દિવસે પણ ભૂલ ખાધી નહોતી.

તે વૃદ્ધની પુત્રીનું નામ પ્રમદા હતું. પ્રમદા વિધવા હતી, પરંતુ તેનું વય તરુણ અને મન નરમ હતું. તેનું મુખ સુંદર હતું, આંખો તેનાથી પણ સુંદર હતી. તેનું શરીર એટલું બધું આકર્ષક હતું કે, જો એક વાર તેના તરફ નજર પડતી, તો પછી તે નજરને પાછી ખેંચી લેવાનું મનજ થતુ નહોતું. આડોસપડોસના દુષ્ટ યુવકો ગાન્ધર્વની વેઠે તેને પુનર્વિવાહ કરવાની ઉસ્કેરણી કરતા હતા; પરંતુ પ્રમદા તેમ કરવામાં રાજી નહોતી તે સહજ કોપિત સ્વભાવની હતી. ગાળોનો વરસાદ વરસાવી તેમના ચૌદ પુરુષને ગાંધર્વ લગ્ન કરવાનો બંદોબસ્ત કરવાની સૂચના આપતી હતી.

પ્રમદાના માતાના રૂપનું વર્ણન કરવાની અમારામાં શક્તિ જ નથી. તેના લગભગ બે હાથના વ્યાસવાળા સાથળો, હાથીની કમર જેવી કમર, તેની નીચેના ભાગમાં આવેલાં તૂંબડાંને શર્માવી દે તેવાં ડોલતાં પયસ્થળો, તેના સહજ ઉપસેલાં ભાગમાં ગળાં સૂધી ફેલાયલાં ઘડાના દંભનો નાશ કરનાર વિશાળ ઉદરનું વર્ણન કરવાની ભાષામાં કશી શક્તિ જ નથી. તેની હાથીની ગર્દનને ભૂલાવી દે તેવી કંઠ વગરની ગર્દન, તેનાં ચક્રના આકારનાં સહજ કંપતા તથાં ફરતાં ઉભય લોચનો, તથા તેના વિશ્વનો ગ્રાહ કરી જવાની ઇચ્છાવાળા વાઘના દાંતને લાંચ્છિત કરી દે તેવા વિશાળ દાંતોની હારોનું વર્ણન કરવું એ પણ અમારી શક્તિની બહારનું કાર્ય છે. તે રંગરંગિની મૂર્તિનું, વાચક બંધુઓ પોતપોતાની બુદ્ધિ અનુસાર અનુમાન કરી લેશે, એવી અમારી દૃઢ માન્યતા છે. વૃદ્ધ રામચરણ શરીરે અશક્ત તથા ઘવાયલો હતો, કમાણી કરવાની તેનામાં શક્તિ જ નહોતી; આ બધી વાતોને તેની વૃદ્ધાપત્ની વારંવાર યાદ

અપાવ્યા કરતી હતી. રાજદરબારમાંથી રામચરણને કાંઇક વેતન મળતું હતું, પરંતુ તે બહુજ થોડું મળતું હતું. તેથી તેનું ગુજરાન ચાલતું નહોતું. રામચરણની અર્ધાંગના અથવા તો ત્રણભાગની ભાગીયણ, સૂતર કાંતીને, ઘર ભાડે આપીને બે ચાર પૈસા પેદા કરી ગમે તે રીતે પોતાનું ગુજરાનં ચલાવતી. એ સિવાય સંસારમાં તેને સહાયતા કરે તેવું બીજું કોઈ પણ નહોતું.

આજે રામચરણના ઘરમાં ઝગડો જામ્યો હતો, રામચરણને દાલના હાંલ્લાના પહેરાપર ઉભો રાખી તેની ભાર્યા કાંઈક કારણસર બહાર ગઇ હતી; પરંતુ રામચરણની બેખબરથી તે હાંલ્લું ફૂટી ગયું હતું. એથી આજે તેનું રક્ષણ થવાનો એક પણ ઇલાજ નહોતો; બુઢ્ઢીએ આવીને એકી સાથે વાક્યબાણ મારીને રામચરણને ગભરાવી દીધો. શત્રુનાં અગણિત બાણ અને બર્છાં જરા પણ દુઃખ દર્શાવ્યા વિના તેણે સહી લીધાં હતાં, પરંતુ અત્યારે સંસાર રથની સારથિણીના મુખમાંથી નીકળેલા જવાળામય બાણોથી ઘાયલ થઇને ક્ષમાની ભિક્ષા માગી લીધી. પરંતુ ક્ષમા મળી નહિ, ઝગડો ભયંકર રૂપે વધવા લાગ્યો. તેને બિચારાને તરેહતરેહવારનાં હથિયારો, એક પક્ષમાંથી જ ફેંકાવા લાગ્યાં, વિજયી પક્ષમાં કેવળ ક્ષમા, ભિક્ષા અને અશ્રુવર્ષણનો વ્યાપાર થવા લાગ્યો.

એ સમયે દ્વારપર આવી કોઈ ઉભું રહ્યું. બધાંએ જોયું કે, તે તેનો નવીન ભાડુત અથવા તો આપણો જાણીતો રાજપૂત યુવક હતો. તેના આવતાંની સાથેજ ઝગડાનો અંત આવ્યો. રામચરણ સૈનિક પોશાક ઉતારી ત્યાં આવી ઊભો રહ્યો. એ જોઇ પ્રમદાની માતા પોતાનાં અવ્યવસ્થિત થયેલાં વસ્ત્રોને બરાબર વ્યવસ્થિત કરી રણક્ષેત્ર-માંથી છટકી ગઇ. પ્રમદા પ્રલયકરી મૂર્તિનો પરિત્યાગ કરી લજ્જિત ભાવથી પાછળ જોતી જોતી અંતઃપુર ભણી ચાલતી થઈ.

પ્રમદા વિધવા હોવા છતાં પણ તેનું હૃદય નીરસ અને સ્નેહશૂન્ય નહોતું. નવીન રાજપૂત તરુણને તે અત્યંત ચહાતી હતી અને તેની સેવા ચાકરીમાં પણ પુષ્કળ પરિશ્રમ વેઠતી હતી. જે ઓરડાને રાજપૂત યુવક પોતાના ઉપયોગમાં લેતો હતો. તે ઓરડાને પ્રમદા દરેક વખતે સાફસુફ રાખતી હતી, તે પથારી પાથરતી અને સઘળી ચીજોને ઠેકાણાસર ગોઠવતી, વસ્ત્રાદિ બિછાવીને અત્યંત સુશોભિત બનાવતી. કોને માટે પોતે આટલો બધો પરિશ્રમ કરતી હતી, તે તે સમજી શકતી નહોતી કાર્યકરી સર્વ વસ્તુઓને નિયમસર ગોઠવવી એજ તેના મનની તૃપ્તિનું મુખ્ય સાધન હતું. તે જે કાર્ય કરતી તે છુપી રીતે અને કોઇની આજ્ઞા મળ્યા વિનાજ કરતી, ફળની આકાંક્ષા રાખતી નહોતી. પરંતુ રાજપૂત બાળકનું તે તરફ કશું પણ લક્ષ નહોતું. પ્રમદાના એક પણ કાર્યને તે જાણી શકતો નહોતો.

આ પરથી કોઇના મનમાં એવું અનુમાન થાય કે, તે રાજપૂત પુરુષ જાણે સહજ મૂર્ખ હશે, કે જેથી પ્રમદાના કાર્યને નહિ જાણી શકયો હોય, તો તે અનુમાન કાંઇક સ્વાભાવિક જ છે. પ્રમદા છૂપી રીતે જે કાંઈ કરતી, તે તરફ લક્ષ આપવાની વાત તો દૂર રહી, પણ તરેહ તરેહવારનાં હથિયારોથી સજ્જિત થઇ, રૂધિર અથવા લોહીની નદીઓ વહેવડાવી રણક્ષેત્રમાં મદોન્મત્ત કેશરીની પેઠે કૂદવાનો સંકલ્પજ તેણે કર્યો હતો. તેના મનમાં રાત્રિ દિવસ સિરોહીના સૈન્યનો ધ્વંસ કરવાના ભીષણ તરંગો ઉછાળા માર્યા કરતા હતા; તેણે રામચરણને ઉદ્દેશીને કહ્યું:—

" રામચરણ, કૃપા કરી મને એક સારો અશ્વ લાવી આપો."

રામચરણે કહ્યું:—" કેવી જાતનો ઘોડો જોઇએ છે? યુદ્ધના કામમાં આવે એવા અશ્વની આવશ્યકતા છે કે સાધારણ રીતે હરવા ફરવાના ઉપયોગમાં આવે તેવો અશ્વ જોઇએ છે?"

રાજપૂતે કહ્યું:—" હા. યુદ્ધના ઉપયોગમાં આવે એવા કોઇ સારા અશ્વની જ મને અગત્ય છે."

રામચરણ બોલ્યો:—રાજપૂતવીર, તેવો કોઇ સારો અને મન માન્યો અશ્વ તો મળી શકશે નહિ."

રાજપૂતે પૂછ્યું:–" કેમ, શા કારણથી તેવો અશ્વ નહિં મળી શકે વારૂ ?"

રામચરણે જવાબ આપ્યો:–" અત્યારે આ શહેરમાં એવો કોઇ શક્તિમાન અશ્વ રહ્યો નથી, બધા અશ્વો રાજદરબાર તરફ ખરીદાઇ ગયા છે. હજી પણ સૈન્યની તૈયારીઓ ચાલી રહી છે, દૂરદૂરના દેશાવરોમાંથી હજી નવા નવા અશ્વો મગાવવામાં આવે છે. આવી પરિસ્થિતિમાં આસપાસના કોઈ પણ પ્રદેશમાંથી કોઈ મજબૂત અને લડાઇના કામમાં આવે એવો અશ્વ મેળવવો બહુ જ મુશ્કેલ છે."

આ સમયે રામચરણની સ્ત્રીએ તે ઓરડામાં આવી પોતાના સ્વામીને કહ્યું:—"જૂઓ, તમારે માટે હું રાજદરબારમાંથી એક અશ્વ લઇ આવી છું, તે લઇને તમે સત્વર રણભૂમિ ભણી પ્રયાણ કરો. અશ્વની કીમત બહુ જ મામૂલી છે, ફક્ત પચીસ મોહોરો આપવાથી પણ ચાલી શકશે, કહો, હવે તમે યુદ્ધમાં જવા ઇચ્છો છો કે કેમ? હું એ જ જાણવાના ઉદ્દેશથી જ હું અહીં આવી છું."

રામચરણ તેના બોલવાનો ભાવાર્થ સમજી ગયો. એ ભાવ સમજતાંની સાથેજ તે સહજ શર્માઇ ગયો. પડોશના કોઈ એક મનુષ્યને ત્યાં એક ભાંગેલા પગવાળો અને દાંત ભાંગેલો અશ્વ હતો અને એ અશ્વના સંબંધમાં જ રામચરણની પત્ની વાતચીત કરી રહી હતી. તે અશ્વની થોડી ઘણી કીમત આપીને ખરીદી લેવાની ઇચ્છા રામચરણની સ્ત્રીના મનમાં ઘણા દિવસ થયાં પ્રબળતાથી જાગ્રત થઈ ઉઠી હતી.

પ્રથમ એકાદ બે વાર એ અશ્વ મેળવવાની તેણે કોશિશ પણ કરી હતી, પરંતુ અત્યાચાર સુધી તે તેમાં સફળ થઇ શકી નહોતી. અત્યારે રાજપૂત યુવકનો અશ્વ ખરીદવાનો વિચાર અંતરાલથી તેના જાણવામાં આવી જવાથી રામચરણની પત્ની મોહોર સંબંધીની વાતને તરત જ ઉભી કરી અને પડદાના અંતરાયનો ત્યાગ કરી પતિપાસે આવી ઉભી રહી.

રાજપૂતે અશ્વ જોવાની ઇચ્છા કરી એટલે એકદમ તે માંસના ઢગલાથી ઘવાયલા પ્રવાહની પેઠે તે વૃદ્ધાએ એક અદ્ભુત ચાલનશક્તિ દર્શાવવાની ચેષ્ટા કરી–રામચરણની પત્ની અશ્વની તપાસ કરવા માટે રવાના થઈ. અશ્વરાજ તે સમયે નજીકની નદીના કિનારાપર વિચરણ કરી રહ્યો હતો. તેના બે પગ દોરડાંથી–દામણથી બંધાયલા હતા. અશ્વરાજે પોતાના રૂપથી સરિતાને પ્રકાશિત કરી દીધી હતી. તેની ઉચ્ચતા પૃથ્વીના પટથી લગભગ બે એક હાથ ઉંચી હતી અને લંબાઈ પણ તેટલીજ હતી. તેના શરીરનું વર્ણન કરી તેનાં હાડકાંની ગણતરી કરવાનું પ્રયોજન જ નથી, કારણ કે ચાલૂ સ્થિતિમાં તે કાર્ય નજર પડતાંની સાથેજ સમાપ્ત થઇ શકે તેમ હતું. વયમાં તે અશ્વરાજ વિખ્યાત 'બ્યુસિફીસ' અશ્વની સમાન અવસ્થાનો હતો. વયના કરણથી કહો અથવા તો ગમે તે કારણથી કહો, પણ અશ્વરાજ ઉમ્મરમાં સહજ નાનો જોવામાં આવતો હતો. વૃદ્ધા તરત જ તે અશ્વને રાજપૂત યુવક પાસે લઈ આવી.

અશ્વની આકૃતિ જોઇ રાજપૂત તરુણ અજાયબ થયો. તેણે અજાયબી પામી રામચરણની સ્ત્રીને પૂછ્યું:—"આ કયું પ્રાણી લાવ્યાં છો વારૂ ?"

રામચરણની સ્ત્રીએ જવાબ આપ્યો:—“ તમારા માટે આ અશ્વ લઈ આવી છું. ”

રામચરણની પુત્રી પ્રમદા પણ વચમાં જ બોલી ઉઠી:–“આ કાંઈ સામાન્ય અશ્વ નથી, પણ અશ્વરાજ છે.”

રાજપૂત સહજ હસીને બોલ્યો:–“ મારા ધારવા મૂજબ આ અશ્વરાજ નહિ, પણ અશ્વાધિરાજ છે.”

ગમે તેમ હો, પણ રાજપૂત યુવકે તે અશ્વને ખરીદ્યો નહિ. ગૃહિણીએ રોષસહિત અશ્વની પીઠ થાબડી અને ત્યાર પછી તેને છોડી દીધો. ગૃહિણીના હાથના આઘાતથી અશ્વ જમીનપર ગબડી પડ્યો હતો કે, નહિ, તે તો અમે જાણી શક્યા નથી તેથી લખી પણ શકતા નથી; ટૉડ્સાહેબના રાજપૂતાનાના ઇતિહાસમાં પણ તે વિષયમાં કાંઇ સ્પષ્ટ લખવામાં આવ્યું નથી.

રામચરણે રાજપૂતયુવકને એકાંતમાં લઇ જઇને પૂછ્યું:–“ તમોને અશ્વની ક્યારે જરૂર પડશે વારૂ ? ”

રાજપૂતે કહ્યું:—“ હમણાં અને આ ઘડીયે જ જરૂર પડશે; કારણ કે ગમે તે રીતે આવતી કાલે તો મારે અહીંથી રવાના થવું જ જોઇએ. હવે મારાથી એક ક્ષણ પણ શાંત બેસી શકાશે નહિ. મારા શરીરમાં વીરત્વાનો પ્રવાહ ઉછાળા મારી રહ્યો છે અને મારૂં હૃદય પણ રણભૂમિમાં જવા માટે તિલપાપડ થઈ રહ્યું છે. ”

રામચરણે પૂછ્યું:–“ તમે અહીંથી રણભૂમિમાં જવાની જ ઇચ્છા ધરાવો છો ? તમારૂં મન સિરોહીના સૈન્યની બરબાદી કરવા તથા અજમેર પતિનો વિજય કરાવવા માટે આટલી સીમાપર્યન્ત આકુલ થઇ ગયું છે ? ”

“ હા–હા–તેમજ છે. માતા જયદેવીના મંદિરમાં લીધેલી પ્રતિજ્ઞાનું

પાલન કરવા માટે મારૂં મન અત્યંત આતુર બની ગયું છે. જ્યાં સૂધી અજમેરપતિનું કાંઇ પણ કલ્યાણ મારાથી થઇ શકશે નહિ, ત્યાં સૂધી મને કોઇ પણ રીતે આનંદ તો શું, પરંતુ શાંતિનો અંશ માત્ર પણ મળી શકશે નહિ. વીરતાથી વંચિત થયેલા એક ષંઢની પેઠે ઘરના ખૂણામાં બેસી રહેવા કરતાં રણભૂમિમાં ઝઝૂમી વીરતાનો પરિચય કરાવી આત્મસર્પણ કરવામાં જ હું મારા જીવનની મહત્તા માનું છું. રામચરણ! હવે આવી રીતે આલસ્યની ઘોર નિદ્રામાં ઘોરવા કરતાં શરીરમાંથી લોહીની ધારાઓ વહાવવી અને મરણને આલિંગન આપવું એનેજ હું અતિ પ્રિયવસ્તુ માનું છું જીવનક્ષણિક છે, વાયુના ગોળાની પેઠે ક્ષણવારમાં નષ્ટ થાય તેવું છે. વસુંધરા કોઇને ચિરકાળને માટે આશ્રય આપતી નથી. સમય થતાંની સાથે જ સર્વ કોઇને એક અજ્ઞાત રાજ્યમાં મોકલી દે છે. અનેકાનેક વીરપુરુષો, ધર્માચાર્યો, શાંતિરક્ષકો અને વસુધાને કંપાવનારા કાળના સમાન ભાષણ શક્તિધારકોને પણ વસુધાએ પોતાના પ્રચંડ પ્રતાપથી પરાજિત કરીને સ્મશાનવાસી કરી દીધા છે. પૃથ્વીના આરંભથી લઇને જોવા બેસીએ તો અત્યાર સૂધી કોઈ પણ વ્યક્તિ અમરત્વને પ્રાપ્ત કરી શકી હોય તેમ જણાતું નથી અને ભવિષ્યમાં પણ કોઈ તેવી અમર વ્યક્તિ રહેશે કે કેમ એની પણ હજી શંકા જ છે. જેમણે પોતાના જીવનને ધર્મના ઉદ્ધાર અર્થે, સ્વદેશના કલ્યાણ માટે પોતાના તનુની આહુતિ આપી છે, તેઓ જ પોતાની કીર્ત્તિનો સુવાસ વિસ્તારવાને સશક્ત થઈ શકયા છે, મારી પણ એવી જ ઇચ્છા કે, હું મારા આ દેહનો તેવા કોઇ પારમાર્થિક કાર્યમાં ઉપયોગ કરૂં અને એક ક્ષત્રિયના ખરા ધર્મને બજાવું. બસ, હવે આવતી કાલે પ્રભાતનો પ્રહર થતાંની સાથે જ હું અજમેરપતિની સેવામાં હાજર થવા ઇચ્છું છું.” રાજપૂત યુવકે કહ્યું.

રામચરણે પૂછ્યું:–" પણ અત્યારે રાજાજી ક્યાં છે, યુદ્ધભૂમિના ક્યા વિભાગમાં છો તે તમો જાણો છો ?"

રાજપૂને જવાબ આપ્યો:–" હા, તે હું જાણું છું. મારા સાંભળવા પ્રમાણે તેઓ આટલામાં ત્રીસ ચાલીસ કોસની કોઇક જગામાંજ વસે છે; ત્યાંથી હું તેમની તપાસ કરી લઇશ. તેમનો પત્તો મેળવવામાં મને કશી પણ મુશ્કેલી નડશે નહિ. મારા આશ્રિત રાજાના હિતને માટે મને ગમે તેવા અનંત સંકટો સહેવાં પડશે તો, તે પણ સહી લઇશ. વસુંધરાનો ગમે તેવા નિર્જન વિભાગમાં રહીને પણ હું તેમનું કલ્યાણ કર્યા કરીશ."

રામચરણે પુછ્યું:—" તમે શું રાજા પાસે જઈ નોકરી મેળવવાનો અથવા તો સૈન્યના એક સામાન્ય સૈનિકની પદવી મેળવવાનો નિશ્ચય કર્યો છે ? તમારા આ વીરવપુનો વિક્રય કરવાની તમારી ઇચ્છા છે ?"

" હા, સૈનિકનો ધર્મ બજાવવાની જ મારી ઇચ્છા છે. વીરતાનો પરિચય કરાવવા માટે વપુનો વિક્રય કરવો પડે તો તેથી પણ હું લેશ માત્ર પણ વિચલિત થાઉં તેમ નથી. રામચરણ ! સૈનિકના ધર્મો તમે ધારો છો તેવા સામાન્ય નથી. સમયે સમયે સૈનિકને અત્યંત સાવધ રહેવું પડે છે. શત્રુપક્ષના વિદારણ માટે સિંહનું સ્વરૂપ ધારણ કરવું પડે છે. સૈનિકનો સત્ય ધર્મ બજાવવાથી સ્વર્ગ સત્વર સાંપડી શકે છે. હું ધર્મ બજાવવા સિવાય વિશ્વના કોઇ પણ પદાર્થને પ્રાપ્ત કરવા ઇચ્છતો નથી. જો મારા સદ્ભાગ્ય યોગે એવા કોઇ સાધારણ સૈનિકનું પદ પણ મને પ્રાપ્ત થઇ શકશે, તો હું મારા પૂર્વજન્મનાં પુણ્યનો અવધિ થયો છે, એમજ માની લઇશ અને તે સાથે મારા આનંદ અને શાંતિનો ઉદધિ પણ સીમાહીન થઇને મને નિરંતર સુખનો અનુભવ કરાવ્યા કરશે. અજમેરપતિનો સૈનિક થવું એ પણ કાંઇ જેવા તેવા ગૌરવની વાર્ત્તા નથી." રાજપુત યુવક બોલ્યો.

રામચરણે કહ્યું:—" આ દેશના પ્રચલિત નિયમ પ્રમાણે અજાણ્યા અને પરદેશી પુરુષને યુદ્ધ વખતે સૈન્યમાં સૈનિકના પદપર નીમવાની સખ્ત મના છે. હું ધારૂં છું કે, આવા વિપરીત સંજોગોમાં તમોને તે સ્થાન પ્રાપ્ત થઈ શકશે નહિ. તમે ગમે તેટલા પ્રયત્નો કરશો, તોપણ જ્યાં સુધી તમારી ભાગ્યદેવી તમોને અનુકૂળ નહિ હોય, ત્યાં સુધી કાંઇ પણ વળી શકશે નહિ. માટે મારૂં કહેવું માની પ્રથમ તો અહીંના અમાત્ય પાસેથી તે પદને પ્રાપ્ત કરવાનો પ્રયત્ન કરો. જ્યારે તમે એ સૈનિક પદ પ્રાપ્ત કરી શકશો કે, તરતજ તમોને યુદ્ધભૂમિમાં દાખલ કરવામાં આવશે. પણ જ્યાં સુધી એ પદ પ્રાપ્ત થશે નહિ, ત્યાં સુધી તમોને યુદ્ધભુમિમાં જવાનું તો શું પરંતુ રાજાના દર્શન કરવાનું પણ સૌભાગ્ય પ્રાપ્ત થઈ શકશે નહિ. વીર પુરુષ ! તમારા આ સર્વ વિચારો અતિ ઉત્તમ અને આદર્શ છે, પરંતુ તેને અમલમાં મૂકવા એ ઘણી જ મુસ્કેલી ભર્યાં છે. માટે પ્રથમ તો અહીંના અમાત્ય પાસેથી પરવાનગી મેળવવાની કોશિશ કરો."

રામચરણની આ વાર્ત્તા સાંભળીને રાજપૂત તરુણ ઊંડી ચિંતામાં પડી ગયો; થોડી વાર પછી તેણે પૂછ્યું;—" વારૂ. રામચરણ ! અજમેરના અધીશ્વર મહારાજ કેવા પ્રકારના વીર પુરુષ છે ? તેઓ વીરતાને ચાહે છે ખરા કે ?"

રામચરણે જવાબ આપ્યો,—" વીરતાને અને સાહસના વિષયમાં તેઓ મહા સમર્થ છે, સમસ્ત ભારતમાં તેમના સમાન સાહસી પુરુષ બીજો એક પણ નથી. વીરતા અને રણકુશળતાના તેઓ બહુ સારા જ્ઞાતા છે અને વીરપુરુષોને પોતાના પક્ષમાં એક મિત્ર કરવા માટે રાત્રિ દિવસ પ્રયત્નશીલ રહ્યા કરે છે. પરંતુ શોકનો વિષય માત્ર એટલો જ છે કે, તેઓ યુદ્ધ કુશળતામાં અપ્રવીણ અને અનભિજ્ઞ છે,

યુદ્ધમાં કેવાં કેવાં કારસ્થાનો રચવાની અવશ્યકતા છે, એ વિષયથી તેઓ સર્વથા અજ્ઞાત હોવાથી તેઓ કયી ઘડીયે શત્રુના કઠોર આઘાતથી પરાજિત થઈ જશે, એ સંબંધી કાંઇ પણ કહી શકાતું નથી. વીર રાજપૂત નર ! સરળતા અને ભોળપણની આવશ્યકતા છે, એ વાતનો હું અવશ્ય સ્વીકાર કરૂં છું, પરંતુ તેની સાથે અમુક અંશે કપટતા હોવી પણ અગત્યની છે. રાજાજી કેવળ સરળતાના માર્ગનું અવલંબન કરવાનુંજ પસંદ કરે છે, પણ તેમને ઘણી ઘણી હાનિયો વેઠવી પડે તેવો સંપૂર્ણ સંભવ છે. ગમે તે ઉપાયે તેમણે કપટ તંત્રનો પણ થોડે ઘણે અંશે આશ્રય લેવો અગત્યનો છે."

રાજપૂતે પૂછ્યું:—"અને સેનાપતિનો સ્વભાવ કેવા પ્રકારનો છે. તેમના જીવતનું ધ્યેય શું છે વારૂ ?"

રામચરણે જવાબ આપ્યો;—"એમનો સ્વભાવ પણ લગભગ રાજાના સ્વભાવને મળતો જ છે. કેટલાંક વર્ષ પહેલાં ઘણાં ઘણાં સાધનો અને સૈનિકો સહિત સિરોહીનો સ્વામી અજમેરપર ચઢી આવ્યો હતો. તે સમયે નૂરહારના રાજાધિરાજ વીરેન્દ્રકેશરીએ અજમેરનું રક્ષણ કર્યું હતું અને સેનાપતિનું સેનાપતિપણાપર કલંકનો કાળો દાગ લાગી ગયો હતો. જો વીરવર વીરેન્દ્ર કેશરીએ તે સમયે અજમેરપતિને એવો આશ્રય ન આપયો હોત, તો આજે અજમેરપતિનું અસ્તિત્વ પણ ન હોત અને સિરોહીરાજનો ઝળહળતો ઝૂંડો અજમેરના રાજપ્રાસાદના શિખરપર ફરકતો હોત. સેનાપતિએ સિરોહીના સ્વામીનું અપૂર્વ બળ જોઇને પોતાનો પરાજય સ્વીકારી લીધો હતો, પરંતુ વીરેન્દ્રકેશરીના પ્રબળપ્રતાપ અને અનુરોધથી અજમેરનું અસ્તિત્વ સ્થાયી રહેવા પામ્યું હતું. તેમ છતાં પણ સેનાપતિ યુદ્ધ કુશળતામાં કાંઇક પ્રવીણ છે અને તેમના સમાન રણકૌશળી નર રાજપૂતાનામાં અન્ય એક પણ નથી,

એવી એમની એક ખ્યાતિ આખા દેશમાં છવાઈ ગઈ છે. સેનાપતિનું નામ સાંભળતાં ઘણાં ઘણાં વીરપુરુષો પણ અદ્યાપિ ભયભીત બની જાય છે."

રાજપૂતે પૂછ્યું:—"ત્યારે આવી સ્થિતિમાં અજમેર રાજ્યની રક્ષા શી રીતે થઈ શકશે વારૂ ?"

રામચરણે કહ્યું;—"આ સમયે તેવી આશંકા રાખવાનું કશું કારણ જણાતું નથી. કારણ કે; શિરોહી પતિ પોતે યુદ્ધમાં આવ્યાનથી અને પહાડી જાતિના મીનરાવે પણ તેમને સહાયતા કરી નથી. જો તે બન્ને પ્રચંડ યોદ્ધાઓએ આ યુદ્ધમાં ભાગ લીધો હોત, તો અવશ્ય એનું પરિણામ કાંઈક વિલક્ષણ જ આવત અને અજમેર પતિને ભયંકર પરાજય સ્હેવો પડત. પરંતુ અજમેર રાજ્યના સદ્‌ભાગ્ય યોગે કેવળ સિરોહીના સૈનિકોનો અધીશ્વર જ યુદ્ધનો ભાર લઈ આવ્યો છે, એટલે તેની સ્હામે ટક્કર ઝીલવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય નડશે નહિ. હું ધારૂં છું કે, આ યુદ્ધમાં ઉભય પક્ષની હારજીત સમાનજ થશે."

રાજપૂત તરુણે પૂછ્યું:—"સિરોહી અને અજમેરના અધીશ્વરો વચ્ચે યુદ્ધ શરૂ થવાનું મુખ્ય કારણ શું છે, તે તમે જાણો છો ખરા કે?"

રામચરણે જવાબ આપ્યો:—"યુદ્ધ સળગવાનું કારણ કશું પણ નથી. ઘણાં વર્ષ પહેલાં અજમેરના ચોહાણ વંશ દ્વારા સિરોહી પરાજિત થઇને તેના અધિકારમાં ચાલ્યું ગયું હતું. ધીમે ધીમે સિરોહીના ચોહાણો સ્વાધીન થઇને દેવડા નામથી ઓળખાવા લાગ્યા હતા. અને તેમણે તે નામનો સ્વીકાર પણ કરી લીધો હતો તે સમયથી અજમેરના ચોહાણો અને દેવડાઓમાં પરસ્પર કુસંપનો અગ્નિ સળગી ઊઠયો છે. પહાડી મીના લોકોની સહાયતાથી દેવડાઓ ઉન્મત્ત બની ગયા છે અને પોતાનું પરાક્રમ બતાવવાના ઉદ્દેશથી યુદ્ધનો અવસર શોધવા લાગ્યા છે. તેમણે અનુકૂળ સંજોગો મળતાંની સાથેજ અજમેરપર ચઢાઈ કરવાનો દૃઢ સંકલ્પ કરી

લીધો. મુસલમાનોના હુમલાઓમાંથી વારંવાર બચાવ કરતું કરતું, અજમેર ધીમે ધીમે દુર્બળ બની ગયું. ત્યાર પછી સિરોહીના અત્યાચારથી પીડિત થઇને અજમેર નૂરહારના વીરેન્દ્રકેશરીનું શરણાગત થયું. જ્યાં સૂધી વીરેન્દ્ર જીવતા હતા, ત્યાંસૂધી સિરોહી કાંઈ પણ કરી શક્યું નહોતું. છેવટના યુદ્ધમાં વીરેન્દ્ર કેશરીએ પોતાનો જીવ ગુમાવ્યો એ ખરૂં, પરંતુ સિરોહીને પણ તેવી જ ભયંકર સજા પહોચાડી. તે યુદ્ધમાં વીરેન્દ્રસિંહે સિરોહીના સૈન્યની રેવડી દાણાદાણ કરી નાખી અને ભવિષ્યમાં પાંચ સાત વરસ સૂધી તે ઊઠવાને પણ સશક્ત ન થઇ શકે તેવું નિર્માલ્ય બનાવી દીધું. પણ અત્યારે તે વીરેન્દ્ર રૂપ વીર રવિનો અસ્ત થતાં સિરોહી માથું ઊંચું કરી અજમેરપર ધસી આવ્યું છે. હવે ભાવિમાં શું થશે, એની કશી કલ્પના કરી શકાતી નહિ. ”

રાજપૂતે કહ્યું;–“ મે સાંભળ્યું છે, નુરહારના નવીન અધિપતિ સિરોહીરાજના પરમ મિત્ર છે અને જો તેમજ હશે તો તેઓ બન્ને એકઠા મળી અજમેરપર આક્રમણ કરશે અને તેથી પરિણામ ઘણુંજ ભયંકર આપશે. કેમ, આ વિષયમાં તમે શી કલ્પના કરી શકો છો. રામચરણ ? ”

રામચરણે જવાબ આપ્યો;—“ તો તો અજમેરનું અવશ્ય પતન જ થશે. અજમેર પતિને સિરોહી રાજ્યના બંદીવાન થવું પડશે અને રાજકુટુંબપર ભારી આફત આવી પડશે. અજમેરની પ્રજાની પણ ભયંકર દુર્દશા થશે. ”

રાજપૂતે કહ્યું;–“ ત્યારે હવે તેમાંથી તેમનો બચાવ કરી શકાય એવો કોઈ પણ ઉપાય તમારા ધ્યાનમાં આવે છે ખરો કે?”

રામચરણે કહ્યું;–“ ના, મને તો તેવો કોઈ પ્રશસ્ત અને યુક્તિ સંગત ઉપાય જણાતો નથી. ”

રાજપૂત યુવક કાંઈક કહેવા જતો હતો, એવામાં પ્રમદા ઘરમાં આવી રાજપૂત યુવકને ઉદ્દેશીને બોલી:—"તમને મળવા માટે એક વ્યક્તિ તમારી વાટ જોતી બહાર ઉભી છે અને તે હમણુંાંને હમણું જ તમોને મળવા માગે છે. માટે કૃપા કરી એકવાર તેમની મુલાકાત લઇ આવો."

રાજપૂત વિસ્મિત થયો; તેણે વિચાર્યું કે, આવા અજાણ્યા સ્થાનમાં મારી તપાસ કરવા માટે કોણ આવ્યું હશે? આ પ્રમાણે વિચાર કરી બહાર આવી તેણે જોયું તો એક અનુચર સુંદર અશ્વ લઈ તેની સ્હામે ઉભેલો જણાયો.

અનુચર તેને જોઇ પ્રણામ કરી બોલ્યો:—"સેવકના અવિનયની ક્ષમા કરશો, જો આજ્ઞા હોય તો હું આપનું નામ પૂછવાની ઇચ્છા ધરાવું છું. મને આશા છે કે, આપ મારા પ્રશ્નનું સત્ય ઉત્તર અવશ્ય આપશો જ."

રાજપૂતે કહ્યું;—"મારૂં નામ જણાવવાનું હું કશું પણ પ્રયોજન જોતો નથી."

અનુચરે પૂછ્યું:—"પણ આપનું નિવાસ સ્થાન ક્યાં છે, તે જણાવવામાં આપને શો પ્રત્યવાય છે?"

રાજપૂતે કહ્યું:–"તે પણ હાલ તરત તો અપ્રકટ જ રહેશે. મારાથી મારા નિવાસસ્થાનનો પત્તો આપી શકાશે નહિ."

અનુચરે પૂછ્યું–"હશે, જો આપની ઇચ્છા નહિ હોય, તો હું આપની ગુપ્ત વાતો જાણવાનો પ્રયત્ન કરીશ નહિ પણ આજે પ્રભાતનો પ્રહર થતાંની સાથે જ આપ ક્યાં ગયા હતા વારૂ? હું ધારૂં છું કે, એ કહેવામાં તો આપને કશી અડચણ આવશે નહિ. કારણ કે, આ વાત જણાવવાથી આપને કશી પણ હાનિ થશે નહિ."

" હા, તે સવાલનો જવાબ આપવામાં કશી અડચણ ન હોવાથી હું આનંદની સાથે એ વાર્તા કહી શકીશ. આજે સવારે હું અજમેરની અધિષ્ટાત્રી દેવી જયદેવીના મંદિરમાં તેની પ્રાર્થના કરવા માટે ગયો હતો.

અનુચરે પૂછ્યું;–" ત્યાર પછી ક્યાં ગયા હતા ?"

રાજપૂતે જવાબ આપ્યો:—" ત્યાર પછી રાજમંત્રીને મળવા માટે ગયો હતો. "

અનુચરે કહ્યું:—" હું અત્યારે આપના નામનો એક પત્ર લઇ આવ્યો છું."

આમ કહીને તે અનુચરે એક કાગળનો કકડો કાઢી રાજપૂત તરુણના હાથમાં આપ્યો.

પત્રમાં લખ્યું હતું:—" જેણે જયદેવીના ચરણોમાં તલ્વાર મૂકી આશીર્વાદની યાચના કરી હતી, તેને જ આ અશ્વના યોગ્ય સ્વાર ધારીને તમારી પાસે આ અશ્વ મોકલી આપ્યો છે. અશ્વનું મૂલ્ય ફક્ત પાંચ મોહોરો જ છે. તે મોહોરો આ પત્ર લાવનારને આપશો તો મોટી મેહરબાની થશે."

અશ્વ અને અશ્વના માલિકની સારી રીતે પરીક્ષા કરી રાજપૂત યુવક બોલ્યો:—" કોઇએક દરિદ્ર વ્યક્તિ.' " આ અશ્વનો માલિક કદાપિ દરિદ્ર હોઈ શકે નહિ. રાજદરબારમાં પણ આવો સુંદર અને મૂલ્યવાન અશ્વ હશે કે, કેમ એની પણ શંકા જ છે. અશ્વ અને તેનો પોશાક ઓછામાં ઓછી પાંચસો મોહોરની કીમત આપી કદાપિ ખરીદી શકીશ નહિ. જાઓ, તમે તમારો અશ્વ પાછો લઈ જાઓ અને જે વ્યક્તિએ તમને મારી પાસે મોકલ્યા હોય તેમને જણાવો કે, હું આવા કીમતી અશ્વને પાંચ મોહોર જેવી મામૂલી કીમતમાં લઈ શકીશ નહિ. આ અશ્વ રાજવંશીઓના ઉપયોગમાં આવે તેવો મહા તેજસ્વી અને

પાણીદાર અશ્વ છે, તેથી મારાથી કોઇ પણ પ્રકારે આટલા ઓછા મૂલ્યમાં ખરીદવાનું સાહસ કરી શકાશે નહિ.”

અનુચરે કહ્યું:—“પણ જે વ્યક્તિએ આગ્રહપૂર્વક આપને આ અશ્વ મોકલી આપ્યો છે, તે વ્યક્તિના આ ઉપહારનો અસ્વીકાર કરશો તો તેમનું એક પ્રકારનું ભયંકર અપમાન થયું ગણાશે અને તે અપમાનના યોગે તેમના હૃદયપર એક પ્રકારનો અસહ્ય આઘાત થશે. વીર રાજપૂત તરુણ! આ અશ્વ લેવાથી આપના શિરપર ભિક્ષા લેવાનું આળ ન આવે એવા ઉદ્દેશ તેના માલિકે પાંચ મોહોરો લેવાનું ઠરાવ્યું છે, છતાં આપ આવો દુરાગ્રહ કેમ કરો છો? જો પૈસા લીધા વિના જ હું અશ્વ આપી દેતો હોઉં તો આપને એનો સ્વીકાર કરવામાં કાંઇક અડચણ આવી શકે તેમ છે, પરંતુ અત્યારની વસ્તુસ્થિતિ તો તેવી નથી.”

રાજપૂતે કહ્યું:—“એ ખરું, પરંતુ એક અજાણ્યા માણસ પાસેથી આવું દાન લેવાની મારી ઇચ્છા નથી. હું ક્ષત્રિય છું, તેથી દાન તરીકે મારાથી કોઇ પણ પદાર્થનો સ્વીકાર કરી શકાય તેમ નથી. મારાવતી તમો અશ્વના માલિકને એટલું જણાવી દેજો કે, ‘તમારી આ ઉદારતાને માટે આ રજપૂત બાળક ઉપકાર માને છે, પરંતુ કેટલાંક પ્રબળ કારણોને લીધે અશ્વનો સ્વીકાર કરી શકતો નથી, તો કૃપા કરી તે અપરાધની ક્ષમા આપશો. આમાં મારો કોઇ પણ જાતનો હઠ અથવા દુરાગ્રહ નથી. પરંતુ અત્યાર સંજોગો જ એવા છે કે, હું આવા અલ્પ મૂલ્યમાં આ અશ્વને ખરીદી શકું તેમ નથી.”

અનુચરે કહ્યું:—“ત્યારે જો આપનો વિચાર પાંચ મોહોરોમાં અશ્વ ખરીદવાનો નથી, તો પાંચસો મોહોરો આપી દો. પાંચસો મોહોરોથી એની કીમત વધારે નથી. જો આ કીમત આપી અશ્વ ખરીદશો તો પછી તમને કોઈપણ પ્રકારની બાધા આવી શકશે નહિ.”

રાજપૂત યુવકે કહ્યું:—" ભાઇ, એટલું મૂલ્ય આપવાને હું લાચાર છું, કારણ કે, અત્યારે મારી પાસે એક પાઈ પણ રહી નથી. રસ્તાના એક ભીખારી કરતાં પણ મારી સ્થિતિ હીન થઇ ગઈ છે. પણ હા–મારી આ અંગુઠી અથવા વીંટીના બદલામાં જો તમે આ અશ્વ આપશો, તો હું ઘણી જ ખુશીની સાથે એનો સ્વીકાર કરી લઇશ. કારણ કે, આ વીંટી ઘણી જ કીમતી છે, ઓછામાં ઓછી એક હજાર મોહોરના મૂલ્યની છે, એટલે હજાર મોહોરના બદલામાં પાંચસો મોહોરનો અશ્વ મળશે તો મને અતિ આનંદ થશે અને મારા મનની સર્વ ચિંતાઓ પણ દૂર થઈ જશે."

અનુચરે કહ્યું:—" બહુ સારૂં, જ્યારે આપનો આગ્રહ આટલો બધો પ્રબળ છે, ત્યારે આપની વાતનો સ્વીકાર કરીને આપની મુદ્રાના બદલામાં આપને આ અશ્વ આપી હું વિદાય થાઉં છું."



ચતુર્થ પરિચ્છેદ

## અંકુર

—:o:—

" પ્રેમાતુર છતાંય જે જ્યમ કંઇ જાયે ગળી ભેટવાં;
ધારે અંતર કોડ જે અટપટા ને કારમા ભોગના;
'કો આ? કોણ હૂં?' એવૂં એ નજ લહે ક્રીડારસે જે કદા;
**રામા** તો કહી તેજ, તેજ **રમણે**; જોડાંજ જોડાં બીજાં."

**के. ह. ध्रुव.**



રાજમહાલયના અંતઃપુર પાસેના બગીચામાં બેસી અજમેરપતિની અતિ વહાલી કન્યા ઉર્મિબાલા ફૂલની વેલીઓ પરથી ફૂલ ચુંટતી હતી અને તેની સખી શ્વેતા અને નીલા ફૂલની માળાઓ ગુંથતી હતી. રાજકુમારી તે ગુંથેલી માળાઓને તોડી નાખતી હતી. તેમનો આ-વિનોદ નિર્દોષ અને આનંદમય હતો, નિંદાને પાત્ર તો નહોતો જ.

ઉર્મિબાલાની ઉમ્મર માત્ર સત્તર વર્ષની જ હતી. તેનું શરીર હજી લગ્નના બંધનમાં બંધાયું નહોતું. મન વિકસિત થયું નહોતું અને શરીરમાં યૌવન પણ ખીલ્યું નહોતું. વસુધાના ચુંબનની ઇચ્છા ધરાવતા ઘટાદાર કેશરાશિને બરાબર સુસજ્જિત કરતાં તે કદાપિ શિખી નહોતી, મનપર કોઇપણ પ્રકારનું ઢાંકણુ ઢાંકવાની પણ તે અભ્યાસુ થઈ નહોતી.

ઉર્મિબાલાનું મન ચંચળ હતું, ગતિ ચંચળ હતી અને ચક્ષુ પણ ચંચળ હતાં. તેના કાનમાં હીરાનાં કુંડળ ડોલતાં હતાં અને તેની સાથે આંખો પણ નાચતી હતી, હસતી હતી; અથવા તો એમ દર્શાવવાનો પ્રયત્ન કરી રહી હતી કે હીરાના કરતાં પોતે અધિક ઉજ્જવલ અને ચળકતી છે. હીરાથી જડાયલો સોનાનોહાર ગળાંને વીંટાઇને ગર્વની સાથે વક્ષપર ડોલી રહ્યો હતો અને ઈશારાથી મેખલાનો ઉપહાસ કરતો હતો. મેખલા અહંકાર સહિત પાતળી કટિસાથે જકડાઇને ઉપસેલા નિ-તંબપર મસ્તકરાખી પોતાની ઉચ્ચતાનો તે હારને પરિચય કરાવી રહી હતી. હારે હાર માનીને મણિ તથા મુક્તા વાળી કાંચળી નીચે જઈ આશ્રય લીધો હતો. ગોળ અને અણીદાર પયઃસ્થળપર પહેરેલી ચોળીમાં ઝગકતા હીરાના કકડાઓ સૂર્ય અને ચંદ્રના તેજનો પરિચય દર્શાવવાનો પ્રયત્ન કરી રહ્યા હતા. ચંપાના પુષ્પને પરાજિત કરે તેવી નાજુક આંગળીઓમાં પહેરેલી હીરાની વીંટીયો આંખના જેવો પ્રકાશ ધારણ કરી ચારે

તરૂપ પ્રકાશનો વિસ્તાર કરી રહી હતી. મણિ મુક્તા અને હીરાજડિત મુકુટ ગંગાધરના શિરના ભૂષણ રૂપ જાન્હવીની પેઠે શોભી રહ્યો હતો.

તે સરિતાના સુંદર જળથી પ્રફુલ્લ થયેલા, વિહંગોના કૂજનથી કુહૂ કુહૂ શબ્દોના ધ્વનિથી ગાજી ઉઠેલા ફૂલવાળા ઉદ્યાનમાં એસી ફૂલરાણી ઉર્મિબાલા ફૂલ ચૂંટી રહી હતી. તે સમયે લગભગ સાંઝ થવા આવી હતી. આખા દિવસની લડાઇથી થાકીને લોહીથી ખરડાયલો રવિ નક્ષત્ર વાળા નીલ આકાશના ઓથમાં છૂપાઇ ગયો હતો. વિહંગો સેનાપતિ વગરના સૈન્યની પેઠે કલરવ કરતાં કરતાં ચોર તરફ ન્હાસતાં આશ્રય શોધતાં હતાં. એ સમયે ઉર્મિબાલા વીણા ધારણ કરી ગાવા લાગીઃ—

"અનંતે અનંત મળી ઢોળે છે પ્રાણ,
નયને નયન મળી કરે અનન્ત મિલન;
તે સુખે કેમ થાય તનુ આ વ્યાકુલ?
સુખમય દશ્ય ક્યમ ભાસે દુઃખમય?
વિરહ વેદના આવી પીડે છે ક્યમ પ્રાણ? અનંતે.
જોઇ મનોહર મૂર્ત્તિ તેની મનમાં આનંદ પમાંય;
મુજ મુખ નિરખી તેના અંતરે આનંદ નહીં સમાય;
પણ ક્ષણ પણ તેના વિરહે ન રહેવાય;
આંખ થકી આંસૂ પૂર અતિ ઉભરાય. અનંતે.
રડી રડી હૃદય મમ અતિ ગભરાય,
તનુ મહીં તાપ ન સમાય;
પરમ વેદના પ્રણયની ન સહેવાય;
હૃદયનો ભાર નહીં ઠલવાય. અનંતે."

વીણા–વિનન્દિત કંઠથી ગવાયલા તે સંગીતે ઉચ્ચારાઇને એક પ્રકારના અપૂર્વ શબ્દતરંગની સૃષ્ટિ નિર્માણ કરી ઉદ્યાન, આકાશ અને

વસુધાને પ્લાવિત કરવા માંડી. પરંતુ ગીત પૂરૂં થતાં પહેલાંજ ઉર્મિબાલાએ વીણા દૂર ફેંકી દીધી. તેણે ઊઠીને નીલાના હાથમાંથી માળા લઇ તાણીને તોડી નાખી તથા તે માળાનાં તમામ ફૂલોને જમીનપર ફેંકી દીધાં. નીલા કૃત્રિમ કોપની સાથે બદલો લેવાના ઇરાદાથી સારંગી લઇને ગાયન ગાવા લાગી:—

નીલ જળે ગગન કેમ ઢોળે નિજ છબિ,
વારે વારે નાખે કદિ વૃષ્ટિધારા તે જલધિ;
પ્રેમ તરંગે યુવતી માનસ સરે ઉછળે અજબરંગે,
કળ્યું કળાય નહિ, દેખ્યું દેખાય નહિ શુંભર્યું યુવતી અંગે. નીલ.
હૃદયના ભાવ જે ઊંડા મર્મથી ભરેલા હોય,
નહિ જાણે તે રસીલા ભાવને રસીયાવીણ કોઇ;
મળે જ્યારે રસીલીને રસીલાનું રસીલું જોડું,
ખુલે ત્યારે પરસ્પરના હૃદયભાવ તણું કારણ ઊંડું. નીલ.

ઉર્મિબાલાએ એકદમ દોડી આવી નીલાના હાથમાંથી સારંગી લઇને દૂર ફેંકી દીધી અને ઓઢણું લઇ તેનાથી તેનું મુખ બંધ કરી લીધું. આથી નીલાનું ગાન બંધ થયું, તેનાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ.

ઠઠ્ઠા મશ્કરી કરવાનું મૂકી દઇ રાજકુમારી બોલી:—" શ્વેતા, હું યુદ્ધ કરવા જવાની છું."

" કોની સાથે યુદ્ધ કરવાનો વિચાર કર્યો છે ? ગરીબ બિચારા પૂજારીને હવે મારશો નહિ, રાજબાલા ! "

આ શબ્દો બોલતાં શ્વેતાના મુખપર ઉર્મિબાલાએ એક કોમળ આઘાત કર્યો અને તેના યોગે તેના મુખપર એક પ્રકારની, લાલી છવાઇ ગઈ. ત્યાર પછી શ્વેતા હસતી હસતી બોલી:—" યુદ્ધ કરવા જવાનો

તમારો શો ઉદ્દેશ છે, તે જરા કૃપા કરીને જણાવશો તો અમે તમારો અત્યંત આભાર માનીશું. "

ઉર્મિબાલાએ કહ્યું;—" હું પિતાજી પાસે જઇને યુદ્ધ જોવાની ઇચ્છા ધરાવું છું. "

નીલાએ કહ્યું:—" કયું યુદ્ધ જોવા જવાનાં છો વારૂ? હૃદયનું યુદ્ધ કે તલ્વારનું યુદ્ધ ? "

ઉર્મિબાલા બોલી:—" તું ચૂપ રહે, નાદાન બાંદી. "

" ગુસ્સે થાઓ અથવા ન થાઓ, પરંતુ નીલા જે કાંઇ કહે છે, તે સર્વે સત્યજ કહે છે. તમે યુદ્ધ કરવાજ જાઓ છો. પણ જોજો પ્રેમનું યુદ્ધ અતિ ભયંકર છે, એમાં વિજય મેળવવો સહેલો નથી. "

" તે માટે તારે ચિંતા કરવાની જરૂર નથી. હું પુરુષવેશમાં જઇશ અને તમોને પણ પુરુષવેશમાં જ મારી સાથે લઈ જઇશ. કેમ તમો બન્ને મારી સાથે આવશો ખરી કે ? " ઉર્મિબાલાએ કહ્યું.

નીલાએ જવાબ આપ્યો:—" ના, અમે તો તમારી સાથે આવી શકીશું નાહ. કારણ કે, તેથી તો અમારા લગ્નમાં એક પ્રકારનું ભારી વિઘ્ન આવે તેવો સંભવ છે. તમે રાજકન્યા છો એટલે તમને શી ચિંતા હોય, એકાદ યોગ્ય વરને તમો ધારો ત્યારે મેળવી શકવાને સમર્થ છો, પરંતુ અમારો શો ઉપાય ? અમને કોણ ગ્રહણ કરે ?"

શ્વેતાએ કહ્યું:—" જ્યારે વિવાહના વિચારમાં ને વિચારમાં તમોને ઊંઘ પણ આવતી નથી, ત્યારે અમારી શી દશા થતી હશે, તેનો તમો વિચાર પણ કેમ નથી કરતાં ? એ વિષયમાં તો રાજા અને રંક બન્નેની સમાન અવસ્થા જ હોય છે, એવી તમારા મનમાં કલ્પના પણ કેમ કરતાં નથી ? "

**નીલા**એ કહ્યું:—" હજી તારી ઉમ્મર લગ્ન યોગ્ય થઇ નથી, તેથી જ મારા તથા રાજકુમારીના સંબંધમાં આવા ખોટા વિચારો કરી રહી છે. યૌવન વનમાં પ્રવેશ કર્યા પછી તું એક યૌવન સંપન્ના સુંદરીના હૃદયની વ્યથાને જાણી શકીશ. પ્રેમનું દર્દ અતિ ભયંકર છે. એ દર્દથી જે પીડા ઉત્પન્ન થાય છે, તેનાપર કોઇ પણ ઉપચાર જ ચાલી શકતો નથી. **નીલા**ના આ શબ્દોનો જ્યારે તને પ્રત્યક્ષ અનુભવ મળશે, ત્યારે જ તું પ્રેમના વિષયમાં સર્વ કાંઇ જાણી શકીશ. શ્વેતા! રાજબાલા હવે બાલિકાના ક્રીડા સ્થળમાંથી યૌવનના ઉદ્યાનમાં પ્રવેશ કરી ચૂકયાં છે અને તેમના હૃદયમાં પ્રેમરૂપી કીડાએ સંચાર કર્યો છે, એટલે હવે તેમનો મનોભાવ તદ્દન બદલાઈ ગયો છે. જે હૃદયમાં પ્રથમ નિર્ભયતા, અસંકોચ અને સરળતા હતી, તે હૃદયપર અત્યારે લજ્જા, સંકોચ અને કપટતાએ સંપૂર્ણતાથી પોતાનો વિસ્તાર કરી લીધો છે. સ્નેહ અને શર્મે તેમને એટલી સીમા પર્યન્ત પરવશ બનાવી દીધાં છે કે, હવે એક એક શબ્દનો ઉચ્ચાર કરતાં પણ તેઓ મહા વિચારમાં પડી જાય છે. નિર્દોષતા અને નિષ્કપટતાથી તેઓ પ્રથમ આપણી સાથે જે વર્તન ચલાવતાં હતાં, તેમાં ભારી પરિવર્તન થઇ ગયું છે. માટે હવે આવા શબ્દો ઉચ્ચારીશ નહિ. પ્રેમાનલથી બળતી બાળાના હૃદયપર કઠોર શબ્દરૂપ ઘૃતની આહુતિ આપીશ નહિ. વસંતવિરહે માલતની જે દશા થાય છે, તેવી જ દશા અત્યારે રાજબાલા ઉર્મિબાલાની પણ થઇ ગઈ છે. માટે તેમને વિનાકારણ સતાવીશ નહિ."

ઉર્મિબાલાએ કહ્યું:—" હવે તમે તમારા ઝગડાને જલ્દી પતાવો. વિનાકારણ વિવાદ વધારો નહિ. પાણી પહેલાં મોજડાં ઉતારી આવી રીતે મને શા માટે સતાવો છો? જા, **નીલા**, જરા જોઈ આવતો કે, **મોતી** આવે છે કે કેમ?"

શ્વેતા ઉઠીને મોતીને જોવા ગઈ તેના ગયા પછી રાજકુમારીએ કહ્યું:– "કેમ નીલા, મેં મોતીને મળવા માટે તને આજ્ઞા કરી હતી, છતાં તું કેમ ન ગઇ? શ્વેતા બિચારી કેવી નિર્દોષ અને ગરીબ છે. તેનો સરલ સ્વભાવ જોઇને મને અતિ આનંદ થાય છે. પણ તારી આ ઉચ્છૃંખ-લતા તથા ગર્વિતા જોઇને મારા તે આનંદમાં ભારી પ્રત્યવાય આવે છે."

"રાજબાલા, એ તો એક સ્વભાવિક નિયમ જ છે કે, મનુષ્ય માત્રને પોતાની સમાન વયના મનુષ્યપર કદાપિ માનની લાગણી ઉપજતી નથી. શ્વેતા હજી બાલિકા છે, તેથી તમારા મનમાં તેના પ્રતિ પ્રેમનીભાવના હોય તો તે નૈસર્ગિક જ છે. પરંતુ તે સાથે એમ પણ અવશ્ય યાદ રાખજો કે, શ્વેતા પણ એક દિવસ નીલાની ઉચ્છૃંખલતાને ભૂલાવી દે તેવી ઉદ્ધત અને ઉન્મત્ત બની જશે. હવે તેઓ અવસર આવવામાં વધુ વિલંબ નથી."

"બહુ સારૂં. એ બધી વાતોનો વિવાદ કરવામાં હવે મને કશોય સાર જણાતો નથી. હવે હું તને એક જૂદા જ પ્રકારનો સવાલ પૂછવા માગું છું, સવાલ ઘણોજ ગંભીર અને વિચારણીય છે, માટે તેનો જવાબ પણ બરાબર વિચાર કરીને જ આપજે. હં–કહે જોઇએ વારૂ, કે આવો મૂર્ખતા ભરેલો રિવાજ આપણા દેશમાં ક્યાં સૂધી ચાલૂ રહેશે? પાપીયસી રૂઢિના બંધનમાં આ હતભાગિ હિંદુસ્તાન ક્યાં સૂધી બંધાઈ રહેશે?"

"કયા રિવાજની વાત કહેવા માગો છો રાજબાલા? તમારા કથનના આશયને હું બિલકુલ સમજી શકતી નથી." "યુદ્ધ સમયે એક અજ્ઞાતા કુળના માણસને સૈન્યમાં દાખલમાં ન કરવાના સંબંધમાં હું અત્યારે તને બેચાર વાતો કહેવા માગું છું. શું વિદેશી અને અપ-

રિચિત મનુષ્યો વિશ્વાસઘાતક જ હોતાં હશે ? તેમનામાં નીતિ અને ધર્મનો અંશ માત્ર પણુ નહિ વસતો હોય ? મારા ધારવા પ્રમાણે આ એક ભયંકર અન્યાય છે. વિશ્વાસ આપવાથી જ વિશ્વાસ મળી શકે છે. શંકા રાખવાથી શંકાનો જ સાક્ષાત્કાર થાય છે. ભારતની દુર્દશાનું કોઇ પણ કારણુ જોવામાં આવે તો એમાં એક અવિશ્વાસ અને અશ્રદ્ધાના કારણુનો પણુ મુખ્યત્વ કરીને સમાવેશ થાય છે."

"જ્યારથી ભારતવાસિયોના વિશ્વાસ અને શ્રદ્ધાનું જડમૂળથી નિકંદન નીકળી ગયું છે, અન્યની ઉન્નતિ કરવાની ભાવના છેક ભૂંસાઇ ગઈ છે અને અશ્રદ્ધા તથા અવિશ્વાસનો અતિરેક થયો છે, ત્યારથી ભારતમાં ઘેર ઘેર રડારોળ થતી સાંભળવામાં આવે છે, પ્રત્યેક મનુષ્યો સંકટના સાગરમાં ડૂબવા લાગ્યાં છે અને સંપનાં બંધનો સર્વથા નષ્ટ થવા પામ્યાં છે. જો ખરૂં કહેવામાં આવે તો દગાબાજી અને દુરાચારનો જે વિસ્તાર થયો છે, તેનું મૂળ કારણુ પણ એ અશ્રદ્ધા જ છે. અલબત્ત મનુષ્યના મનની ખાત્રી કરવી જરૂરની છે, પણુ જ્યારે તેની ખાનદાની અને હૃદયની ઉચ્ચતાનો સંપૂર્ણ રીતે પરિચય મળી જાય છે; ત્યાર પછી એવા અવિશ્વાસના દુરાગ્રહને જારી રાખવાનું શું કારણુ રહે છે ? તે હું કોઇ પણુ રીતે સમજી શકતી નથી. શું સંસારના સર્વ જીવો ચારિત્ર્યહીન બની ગયા છે ? વીરનરની જન્મદાત્રિ વસુંધરાદેવી વંધ્યા બની ગઈ છે ? વિશ્વાસ અને માયાનો સર્વથા વિનાશ થઇ ગયો છે કે, અશ્રદ્ધાનો આટલી સીમા પર્યન્ત અધિકાર સ્થપાઇ ગયો છે ? ગમે તેમ હો, પણુ આ રિવાજ યોગ્ય તો નથી જ. હું આવા નિંદાપાત્ર રિવાજોને ધિક્કારૂં છું, ફિટકારૂં છું; જડમૂળથી નિકંદન કાઢવાની ઇચ્છા ધરાવું છું. નીલા ! નીલા ! એક વીરપુરુષ જ્યારે પોતાની વીરતાનો પરિચય કરાવવા, જનની જન્મભૂમિના કલ્યા-

ણુની કામના કરી વીર વપુમાંથી શોણિતની સરિતાઓ વહાવવા, તથા ક્ષાત્રોચિત ધર્મનું પાલન કરાવવા, રણભૂમિમાં આવવાને તૈયાર થાય અને એનો અનાદર કરી પાછો હાંકી કાઢવામાં આવે એના જેવો અત્યાચાર બીજો કયો કહી શકાય ? શરણાગતને સ્થાન આપવામાં જ જે નરોએ પોતાના જન્મનું સાર્થક્ય માન્યું છે, તથા આત્મ બલિદાન આપવા સુધીની ઉદારતા દર્શાવી છે, તે પુરુષોનાં સતાનો જ જ્યારે આવાં અવિશ્વાસુ બની જાય તો તેમના માટે શોક કિંવા પશ્ચાતાપની વાર્તા અન્ય કઈ હોઇ શકે ? રણોન્મત્ત યોદ્ધાના હૃદયપર આવો વિષમ આઘાત કરી તેની સકળ ઉચ્ચ આશાઓના ચૂરેચૂરા કરી નાખવા કરતાં, તરતજ તેની ગર્દનના ટુકડેટુકડા કરી નાખવા એ વધારે બહેતર છે. હાય ! રાજપૂત જાતિની આવી વિષમ અધોગતિ જોતાં હૃદયની યંત્રણાનો અવધિ થાય છે અને ભારતની ભાવિ પ્રજાના કલ્યાણના વિષયમાં ભયંકર સંકટ આવવાનાં ચિન્હો સ્પષ્ટ જણાઇ આવે છે. ”

“ અહોહો ! આવી સામાન્ય વાતમાં તમે આટલાં બધાં ચીડાઇ કેમ જાઓ છો ? તે રિવાજથી તમને શી હાનિ થાય તેમ છે ? પુરુષોએ ઘડવાના નિયમોમાં આપણે અબળાઓને ભાગ લેવાની શી આવશ્યક્તા છે ? ”

“ નાદાન બાલા ! તું આમ કહેવામાં ભયંકર ભૂલ ખાય છે ? રાષ્ટ્રમાં થતાં યુદ્ધો સાથે સ્ત્રીઓનો જે સંબંધ છે, તેવો સંબંધ પુરુષોનો પણ હોતો નથી. પુરુષો માત્ર પરિણામના જ આકાંક્ષી હોય છે, પણ સ્ત્રીઓની આકાંક્ષાઓનો અવધિ જ હોતો નથી. સ્ત્રીઓને સર્વ કાર્યમાં આગળ પડતો ભાગ લેવાની સંપૂર્ણ સત્તા છે. પ્રચંડવીરતાધારક યોદ્ધાઓની જન્મ આપનારી સ્ત્રીઓજ છે અને એ કારણથી સ્ત્રીઓને

સંસારની સકળ ઘટનાઓ તરફ લક્ષ આપવાની સંપૂર્ણ આવશ્યકતા છે. તું હજી એક દીન અને બુદ્ધિહીન બાલિકા છે, અજ્ઞાન અને વિદ્યાહીન છે, તેથી આવા કૂટ વિષયોના પરિણામ અપરિણામનો કશો વિચાર તારી સમજમાં આવી શકતો નથી. આવો રિવાજ અસભ્ય અને જંગલી લોકોમાં પણ હોતો નથી. તેઓ પણ પોતાના પક્ષને બળવાન કરવાના પ્રયત્નમાં જ રચ્યાપચ્યા રહે છે. હું મારી આંખે જેને કેવળ પાપનો જ પ્રત્યક્ષ અનુભવ કરી રહી છું, તે વસ્તુને કદાપિ સત્ય અને ઉચિત કહી શકીશ નહિ. હું છાતી ઠોકી બેધડક કહું છું કે, આવા તુચ્છ રિવાજો મૂર્ખાઓને માટે જ શોભારૂપ છે, બુદ્ધિમાન અને વિચારવંત વ્યક્તિઓના પક્ષમાં સર્વથા અહિતકર અને અયોગ્ય જ છે. ”

આ પ્રમાણે પરસ્પર સંવાદ ચાલતો હતો, એવામાં શ્વેતા, મોતીને લઇને ત્યાં આવી પહોંચી. મોતી એક ચતુર અને ચાલાક દાસી હતી. રાજકુમારી તેને બહુજ ચહાતી હતી. મોતી વિધવા હતી..

રાજકન્યાએ મોતીને ઉદ્દેશીને પૂછ્યું:—“ મોતી! ઘોડાને ક્યાં મૂકી આવી ? ”

મોતીએ જવાબ આપ્યો:—“ વેચી આવી છું. ”

“ કોને વેચાથી આપ્યો છે વારૂ ? ” રાજબાલાએ પૂછ્યું.

મોતીએ જવાબ આપ્યો:—“ જયદેવીના ચરણોમાં તલ્વાર મૂકી જે નર આશીર્વાદની યાચના કરી રહ્યો હતો, તે જ વીરવર રાજપૂત નરને મેં તમારો આપેલો અશ્વ વેચાતો આપી દીધો છે.”

ઉર્મિબાલાએ પૂછ્યું:—“ તે પુરુષે આ શહેરમાં પોતાનું નિવાસ સ્થાન કયે સ્થળે રાખ્યું છે?”

મોતીએ જવાબ આપ્યો:—"એક વૃદ્ધ રાજપૂત સૈનિકને ત્યાં તેમણે પોતાનું નિવાસસ્થાન રાખ્યું છે."

"તેઓ ક્યાના વતની છે?" ઉર્મિબાલાએ પ્રશ્ન પૂછ્યો.

"મારા ધારવા પ્રમાણે તેઓ આ દેશના નિવાસી નથી, અન્ય કોઈ પણ દેશના વતની છે." મોતી બોલી.

"અશ્વનું મૂલ્ય આપવાની તે પુરુષે ઉદારતા દર્શાવી છે ખરી કે?" ઉર્મિએ પૂછ્યું.

"હા, દર્શાવી છે. લો આ તેની ઉદારતા સ્વરૂપ મળેલા અનુપમ ઉપહારને ગ્રહણ કરો." મોતીએ કહ્યું.

ત્યાર પછી બધી બીના કહીને મોતીએ એક અંગુઠી રાજકુમારીના હાથમાં આપી. તેણે ગભરાઇને જોયું કે, પોતાની આંગળીની વીંટી કરતાં એ અંગુઠી વધારે કીમતી હતી. મોતીને રવાના કરી ઉર્મિબાલા ઘણીવાર સૂધી કાંઇક વિચારમાં પડી ગઇ. પછી ધીમે ધીમે બોલવા લાગી:—"શ્વેતા! નીલા! હવે આપણે યુદ્ધમાં અવશ્ય જવું જોઇશે. કાલે પ્રભાતમાં જ અહીંથી રવાના થઈ જવાય એવો બંદોબસ્ત કરવો પડશે. જ્યાં સૂધી હું રણભૂમિમાં વ્હેતી શોણિત સરિતાઓનું દશ્ય નહિ જોઉં, ત્યાં સૂધી મને આરામ મળશે નહિ. જ્યાં સુધી શૂરાઓના ગગન-વિદીર્ણ ધ્વનિઓ મને સંભળાશે નહિ, ત્યાં સૂધી મારા હૃદયમાં વ્યાપેલા ઘોર કોલાહલનો અતિરેક લેશમાત્ર પણ ન્યૂન થઇ શકશે નહિ."

નીલાએ ધાર્યું કે, કુમારી દૃઢપ્રતિજ્ઞ છે. તે પોતાની પ્રતિજ્ઞા પરથી કદાપિ ચળાયમાન થાય તેવી નથી. કદાચિત્ પર્વતરાજ હિમાલય ચળે, મેરુ ચળે અને વસુધા ખળભળે, તોપણ રાજદુહિતા ઉર્મિબાલા ન ચળે તે ન જ ચળે. આ પ્રમાણે વિચાર કરી તે બોલી:—"રાજબાલા! કુમારીકાઓને માટે યુદ્ધ ભૂમિ નથી, વીર પુરુષોને માટે જ છે. છતાં પણ તમારો આવો અત્યાગ્રહ છે, તો તમારી સાથે

આવવામાં અમને કશી અડચણ નથી. તથાપિ માતાપિતાની રજા લીધા વિના ગૃહ બહાર નીકળવું એ કુલીન રાજકન્યાને છાજતું નથી, માટે પ્રથમ તો તમે તેમની પરવાનગી મેળવવાનો પ્રયત્ન કરો. જો તેઓ રાજીખુશીથી રજા આપશે તો અમે એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તમારી સાથે ચાલી નીકળીશું.

"નીલા, તે વિષયમાં તારે કશી પણ ચિંતા કરવી નહિ. રાજપૂત રમણીઓને યુદ્ધ ભૂમિમાં જવાની, વીર પુરુષોના વીરત્વની પરીક્ષા કરવાની અને શત્રુ પક્ષના યોદ્ધાઓના વિક્રમનું નિરીક્ષણ કરવાની સંપૂર્ણ સ્વતંત્રતા છે. સ્ત્રીઓનો અવતાર કેવળ અન્તઃપુરના ખૂણામાં બેસી ગપ્પાં મારવાનો નથી, પરંતુ સમય આવ્યે શત્રુના પક્ષને પાયમાલ કરવાનો પણ તેમને અધિકાર છે. જો એમ માનવામાં આવે કે, સ્ત્રીઓ કેવળ સંતાનોત્પત્તિ માટે જ સરજાઇ છે, તો તેમ કહેનારાઓની ભયંકર ભૂલ થાય છે. પુરુષની પેઠે સ્ત્રીઓ પણ સર્વ રીતે સ્વતંત્ર છે. પતિ ધર્મ અને સ્વદેશ ધર્મ એ બે વસ્તુઓ જ સ્ત્રીઓના કલ્યાણનાં મુખ્ય સાધનો છે. પણ હવે એ વિષયની વિશેષ ચર્ચા કરવાની આવશ્યક્તા નથી. માતાની અનુમતિ તો હું હમણાં અને આ ક્ષણે જ મેળવી શકીશ અને પિતાની પરવાનગી મેળવવા માટે આજે એક પત્ર લખી મોકલું છું. હું ધારૂં છું કે તેઓ પણ તેમાં કોઇ પણ પ્રકારનો પ્રત્યવાય કરશે નહિ. એક વીર બાળાની ધારેલી ધારણામાં કોઇ પણ જાતનું વિઘ્ન નાખવાનું પસંદ પણ કરશે નહિ. માતાપિતાની આજ્ઞા મળતાંની સાથે જ આપણે અહીંથી રણભૂમિ ભણી પ્રયાણ કરીશું અને શત્રુ પક્ષ તથા આપણા પક્ષનું પરાક્રમ જોઇશું."

નીલાએ પૂછ્યું:—"વારૂ, રણભૂમિમાં જતી વેળાયે તમારી સાથે કોણ કોણ આવશે?"

ઉર્મિબાલાએ ઉત્તર આપ્યો:—"નીલા! આવો વિલક્ષણ પ્રશ્ન કેમ પૂછે છે? તમારા સિવાય મારી સાથે બીજું કોણ આવે તેમ છે? એ તો હું પ્રથમથી જ કહી ચૂકી છું કે, તારે તથા શ્વેતાને જ મારી સાથે આવવું પડશે. કારણ કે, તમે બન્ને સખીઓએ મારા દિલ પર એટલો બધો કાબૂ મેળવી લીધો છે, કે તમારા વિના હું એક ક્ષણ પણ રહી શકું તેમ નથી. હું તમોને ફરીવાર પણ સૂચના આપું છું કે, રણ-ભૂમિમાં આવવા માટે પૂરતી તૈયારી કરી લેજો અને મારા અશ્વની સાથે તમારા બન્ને અશ્વો પણ તૈયાર કરાવજો."

નીલાએ પૂછ્યું:—"અને તમારા અંગરક્ષક તરીકે તમે કોને સાથે રાખવા માગો છો?"

ઉર્મિબાલાએ જવાબ વાળ્યો:—"કાલે ઘણા સૈનિકો પિતાજી પાસે જશે, તેઓ મારા અંગરક્ષક રૂપે આગળ પાછળ ચાલશે. તેઓ દૂર અદૃશ્ય રહેશે અથવા તો પહેરો પણ ભરશે."

શ્વેતાએ પૂછ્યું:—"પુરુષના પોશાકના અશ્વપર સ્વાર થવું પડશે ખરૂં ને વારૂ?"

"હા, અવશ્ય તેમ જ કરવું પડશે. શું તેમાં તને કાંઈ અજાયબી થાય છે? અશ્વવિદ્યામાં તું મને છેક નિર્માલ્ય ધારે છે? જો એમ ધારતી હોય તો તેમ ધારવામાં તું ભૂલે છે. ગમે તેવા તેજસ્વી અને તોફાની અશ્વ પર બેસવામાં પણ હું લેશ માત્ર પણ ભીતિ રાખતી નથી. હું ધારૂં છું કે, અશ્વપર બેસવામાં તું બરાબર નિપુણ નહિ હોય, તેથી જ આવો વિલક્ષણ પ્રશ્ન પૂછી રહી હશે, નાહ તો ઉર્મિબાલા જેવી વીર ક્ષત્રિય તનયાની સખી આવા ભીતિપૂર્ણ શબ્દો ઉચ્ચારવાનું સાહસ કદાપિ કરે જ નહિ."

શ્વેતાએ પૂછ્યું:—"પણ, રણભૂમિનું નિરીક્ષણ કરી આપણે પાછાં ઘર તરફ ક્યારે ફરીશું વારૂ ?"

ઉર્મિમાલાએ કહ્યું:—"તે સંબંધી હાલ તરત હું કાંઇ પણ નિશ્ચયપૂર્વક કહી શકતી નથી. રણભૂમિનો રંગ જોયા પછી આપણા કર્ત્તવ્યનો વિચાર કરવો પડશે અને કદાચિત્ આપણા પક્ષનો વિજય-રંગ વિલક્ષણ જણાશે તો આપણે પણ એ ઘોરતમ સંગ્રામમાં અવશ્ય ભાગ લેવો પડશે. ત્યાર પછી પિતાજી જેમ કહેશે તેમ કરીશું. જો વધારે દિવસ લડાઈ ચાલશે તો, માતાને પણ આવવું પડશે. શ્વેતા! યુદ્ધમાં પરાજય કિંવા વિજયનો કશો નિર્ધાર રહેતો નથી. વિજયની અણીપર આવેલો પક્ષ ક્ષણવારમાં પરાજિત થઈ જાય છે અને પરાજય પામી પલાયન કરવાની તૈયારી કરતા પક્ષના ભાગ્યમાં વિજય લક્ષ્મી અલ્પ સમયમાં જ પોતાની કીર્ત્તિવંત માળા આરોપી દે છે. માટે આવી વાતોમાં પ્રથમથી કોઈ પણ પ્રકારનો નિશ્ચય કરી શકાતો નથી. પણ હા–જો આપણને રહેવા માટે યોગ્ય સ્થાન નહિ મળે તો આપણે સત્વર ત્યાંથી પાછાં ચાલ્યા આવીશું."

**નીલા**એ પૂછ્યું:—"શું તમારા માટે યુદ્ધ વાટ જોતુંજ બેઠું છે, કે તમારા ગયા પછી જ તે આરંભાશે? રાજબાલા! યુદ્ધ જોવું એ કાંઇ સહેલી વાત નથી. એમાં પણ હિમ્મત અને દૃઢતાની જરૂર પડે છે. નબળાં પોચાં મનુષ્યો તો એવાં ભીષણ યુદ્ધો જોઇને ઘેલાં બની જાય છે. જે સ્થળે લોહીની નીકો વહે છે, હાડમાંસના ઢગલા ને ઢગલા જોવામાં આવે છે, પીડા, ત્રાસ અને દુઃખના હૃદયવિદારક આર્ત્તનાદ અને પોકારો સાંભળવામાં આવે છે, એવે સ્થળે જઇ હૃદયને કાબૂમાં રાખવાનું કાર્ય ઘણું કઠિન થઇ પડે છે. ઉર્મિબાલા! શું તમારૂં હૃદય એ સર્વ ભીષણ દૃશ્યોને જોવા છતાં તમારા અધિકારમાં રહી શકશે

ખરૂં કે? ભાઇ, ભગિનીપતિ અને સગાંવહાલાંઓનાં વક્ષઃ સ્થળ ભેદાતાં જોઇને તમારાં નેત્રો સ્થિર રહી શકશે? પિતાના શરીરે પડતા તલ્વા રના આઘાતોને તમે શાંતિથી જોઇ શકશો? તમારા આત્મીય જનોને સ્વર્ગમાં જતા જોઇને તમારા અશ્રુપ્રવાહને અટકાવી શકશો? ના— કદાપિ નહિ. એ કાર્ય અતિ દુષ્કર છે. તમારા જેવી એક કોમળ બાલિકાથી એ ભયંકર દેખાવો જોઇને કદાપિ સ્થિર રહી શકાય તેમ નથી."

" **નીલા**, હું ધારૂં છું કે, તું હજી તદ્દન મૂર્ખ અને અજ્ઞાન છે. ક્ષત્રિય તનયાના સંબંધમાં આવા કુવિચારો કરતાં તને લેશ માત્ર પણ લજ્જા નથી આવતી? ક્ષત્રિયોનો જન્મ શોણિતની સરિતામાં સ્નાન કરવા માટે, વપુમાંથી રૂધિરની ઉષ્ણધારાઓ વહાવવા માટે અને પોતાના અધિકારની વસુંધરાની રક્ષા માટે થયો છે. જે ક્ષત્રાણીના ઉદરથી જન્મ્યું છે, તેને ભય નથી, લેશ માત્ર પણ સંકોચ નથી. સિંહણનું બાળ કદાપિ ક્ષુદ્ર પ્રાણીઓથી ડરતું નથી. યુદ્ધભૂમિમાં ગમે તેવાં ભીષણ દૃશ્યો જોવાને હું સમર્થ છું, મારા હૃદયથાં તેથી તિલ માત્ર પણ ભયનો સંચાર થાય તેમ નથી. જો હવેથી આવા કાયર શબ્દો બોલીશ, તો સખત શિક્ષાને પાત્ર થઇશ. એકવીર બાળાને યુદ્ધના મામૂલી દેખાવોનો ભય આપે છે? પણ યાદ રાખજે કે, ઉર્મિબાલા તેથી જરાપણ વિચલિત થશે નહિ. ડરવું એ ક્ષત્રાણીનું કાર્ય નથી. **નીલા**! તું વીરતાથી વંચિત થયેલી એક સામાન્ય અબળા હોવાથી જ આવી હલકી ભાવનાઓને તારા હૃદયમાં સ્થાન આપે છે. પણ હવેથી ખાસ યાદ રાખ જ કે, ફરીવાર આવો પ્રમાદ ન થાય. સાંભળ, હવે એ વાતને છોડીદે અને મારી એક વાર્ત્તાને ધ્યાન પૂર્વક સાંભળી લે. આજે એક એવા સમાચાર આવ્યા છે કે, કાલે પ્રભાતના પ્રહરમાં જ **સિરોહી અને અજમેર**ના સૈન્ય વચ્ચે ભીષણ સંગ્રામ થવાની સંપુર્ણ સંભાવના છે. રાજા

દક્ષિણુ અને પશ્ચિમમાં આવેલી અરવલીપર્વતની ખીણના બીઓયાના સ્થાન પાસે રહેશે અને સેના પણ સાથે જ રહેશે તથા સેનાપતિ દક્ષિણમાં કુરીના મેદાનમાં વિશાળ સૈન્ય લઇને આવી પહોંચશે. તે બન્ને સ્થળે કાલે ભયંકર સંગ્રામ થશે. બન્ને પક્ષના યોદ્ધાઓ જીવપર આવીને પોતપોતાના પરાક્રમનો પરિચય કરાવશે. હવે જોવાનું એ છે કે, વિજયદેવી કોના ગળામાં વરમાળ આરોપે છે. આ યુદ્ધમાં ધર્મ અને અધર્મનો પરિચય મળી આવશે. ”

નીલાએ પૂછ્યું:–“ પણ એ રસ્તે આપણે શી રીતે જઈ શકીશું? ’

“ કેમ ? અશ્વપર બેસીને જઈશું. જાઓ, હમણાંને હમણાં જ અશ્વશાળામાં જઇને અશ્વપાળને ત્રણ ચાર સારા અશ્વોને તૈયાર કરવાની આજ્ઞા આપીદે અને જ્યારે અશ્વ તૈયાર થાય, ત્યારે મને આવી જણાવ. હવે વિલંબ કરવાની કશી પણ જરૂર નથી. જેમ બને તેમ સત્વર અહીંથી આપણે નીકળી જવું જોઇએ. યુદ્ધનો રંગ જોવા માટે મારૂં મન અત્યંત આતુર બની ગયું છે, માટે જાઓ બધો બંદોબસ્ત કરો. ”

“ પણ અશ્વપર બેસી આપણે યુદ્ધ જોવા જઈશું તેથી લોકો કદાચિત્ આપણી નિંદા કરશે તો ? બ્હેન ! કોઇ પણ કાર્ય કરતાં પહેલાં તેના પરિણામનો વિચાર કરવાની અતિ આવશ્યક્તા છે. વિના વિચાર્યે સાહસ કરવાથી કેટલીકવાર પસ્તાવાનો પ્રસંગ પણ આવી લાગે છે.” શ્વેતાએ કહ્યું.

“ તેને માટે તું નિર્ભય રહે. તારે એવા વિચારોમાં વિના કારણ સમયનો વ્યય કરવાની કાંઈ પણ અગત્ય નથી. તે બધા વિચારો મારે કરવાના છે. એમાં નિંદા શાની થવાની છે ? રજપૂતની કન્યા અશ્વપર બેસી યુદ્ધ કરવા જાય, તો તેમાં શી નવીનતા છે ? હું એવી નિંદાની કશી પણ દરકાર રાખતી નથી. લોકો ગમે તેમ બોલવાને સ્વતંત્ર છે, તે તરફ આપણે લક્ષ આપવાનું નથી. આપણે તો કેવળ

આપણા કાર્યપર જ લક્ષ આપવાનું છે. દુનિયા દીવાની છે, તેના બોલવા પર વજન આપતું નિરર્થક છે."

ત્યાર પછી તે ગર્દન નમાવી ગર્વસહિત બોલી:—"અને કદાચ નિંદા પણ કરે તો તેથી આપણને શી હાનિ થવાની છે? હું રાજાની કન્યા છું. હજારો રાજપૂતો મારો અનુગ્રહ મેળવવાની ઇચ્છાથી પરસ્પર પ્રતિસ્પર્ધી બની ગયા છે. મારા શરીરને મેળવવા માટે રાજપૂતાના પ્રત્યેક વીરનરો તૈયાર થઈ રહ્યા છે. પણ હું મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરનારને જ વરવાની છું. શું નીલા? લોકનિંદાના ભયથી હું ઘરની બંદિની બની બેસી રહું? ના—ના. તેમ તો મારાથી કદાપિ બની શકશે નહિ."

ત્યાર પછી ઉર્મિબાલા ગળામાં ફૂલની માળા પહેરી ડોલતી ડોલતી પોતાની માતા પાસે ચાલી ગઇ.

---

પંચમ પરિચ્છેદ

## નિર્લજ્જની લજ્જા

અલી મૃદુ હાસિની, મિતભાષિણી,
નવ થઇએ બહુ માનિની, બહુ માનિની; અલી.
પ્રિય ખોલી દે પ્રિય ખોલી,
સુખ ફૂલ પાંખડી, ફૂલ પાંખડી. અલી.

વિભાકર.

રાત્ર વીતી જવા આવી હતી હજી સુધી ઉષાએ પાપમયી પૃથ્વી ભણી દૃષ્ટિપાત કર્યો નહોતો. વૃક્ષતળે સૂતેલો અંધકાર હજી સુધી સૂઈ રહ્યો હતો. એ સમયે ત્રણ ઘોડેસ્વારો અજમેર અને બેઓયાના માર્ગે વેગપૂર્વક અશ્વો દોડાવતા પશ્ચિમ દિશામાં ચાલ્યા જતા હતા. એ ત્રણે ઘોડેસ્વારો આપણા પૂર્વ પરિચિત જ હતા. તેમાંના એકનું નામ રાજનંદિની ઉર્મિબાલા અને બાકીના બીજા બે સોબતીઓનાં નામ અનુક્રમે શ્વેતા અને નીલા હતાં. પુરુષ વેશમાં પણ ઉર્મિબાલાનું રૂપ જાણે ખીલી ઊઠયું હતું. તેણે પોતાના ઘટાદાર ગુંથેલા વાળનો અંબોડો ફેંટાથી ઢાંકી દીધો હતો; પરંતુ તે ફેંટો પણ તે વાળના અંબોડાને પોતાના બંધનમાં રાખી શકતો નહોતો. તેના બન્ને મદનમંદિરો લોઢાના બખ્તરથી મજબૂત રીતે દબાવીને ઢાંકી દેવામાં આવ્યાં હતાં; અને તે વખતે એવો જ ભાસ થઈ આવતો હતો કે, એવા પારસમણિના સંસ્પર્શમાં આવવાનો લોઢાને કદાપિ સુપ્રસંગ પણ નહિ જ મળ્યો હોય. પાતળી કમરપર હીરામોતી જડિત એક મજબૂત કંદોરો બાંધવામાં આવ્યો હતો અને તે કંદોરાના એક ભાગમાં ઘણીજ મૂલ્યવાન અસિ લટકી રહી હતી.

શ્વેતા અને નીલા પોતાના મનમાં કદાચ એમ પણ વિચાર કરતી હશે કે, "હાય–હાય! શું સુંદર રૂપ છે! જેની આવી પાણીદાર આંખો જ તલ્વારની ગરજ સારે તેવી પ્રભાવશાળી છે, તેને કટિપર તલ્વાર ધારણ કરવાની શી જરૂર પડી હશે? હાય, ઉર્મિ! તું જો પુરુષ થઈ હોત, તો અમે તારા ચરણોમાં મસ્તક નમાવી જીંદગી સુધી તારી દાસી તરીકે જ અમારું જીવન વીતાડત. અહાહા! કામદેવને પણ શર્માવી દે તેવું તારું સુંદર સ્વરૂપ જોતાં અમારા જિગરમાં ઊંડો જખમ થાય છે. હાયરે હાય આવું રૂપ તો અમે અમારી જીંદગી પણ જોયું નહોતું. શું પ્રભુએ તને પોતાની કારીગીરીના નમુનારૂપે જ વિશ્વમાં મોકલી આપી છે?

રાજકુમારીથી લગભગ અર્ધોક ગાઉ આગળ એક અશ્વારોહી સૈન્યની ટુકડી હતી અને પાછળ પણ તેટલાજ અંતરપર એક અશ્વારોહી સૈનિકોની ટુકડી ચાલી આવતી હતી. રાજકુમારી, કેટલાંક ગાઁ વન, તળાવ, પહાડ આદિ ઓળંગી આગળ આગળ દોડી જતી હતી. એ સમયે પાછળથી અચાનક તેને કોઈ એક અશ્વનાં પગલાં સંભળાયાં. એ સાંભળીને ત્રણે વ્યક્તિઓએ ચમકીને પાછળ જોયું, તો તેમને જણાયું કે, એક અશ્વારોહી પુરુષ વાયુને પણ હરાવી દે તેવા વેગપૂર્વક વિદ્યુત્‌વેગે પોતાના તરફ દોડયો આવતો હતો. ઉર્મિબાલાએ આવા વેગથી દોડતો અશ્વ કદાપિ જોયો જ નહોતો. જોતજોતામા અશ્વ પાસે આવી પહોંચ્યો. ત્યારે તે અશ્વના સ્વારને સર્વેએ ઓળખી લીધો. એ સ્વાર અન્ય કોઇ નહિ પણ જયદેવીના મંદિરમાં પ્રાર્થના નિમિતે ગયેલો આપણો પૂર્વપરિચત રાજપૂત યુવક જ હતો.

રાજકુમારીનો અશ્વ આગળ દોડયો જતો હતો, છતાં તેના મનમાં એવો જ ભય રહ્યા કરતો હતો કે, તે રાજપૂતનો અશ્વ ગમે તે રીતે થોડીવારમાં જ પોતાના અશ્વથી આગળ વધી જશે. રાજકુમારી અશ્વની પીઠપર વારંવાર ચાબૂકનો માર માર્યે જતી હતી અને તેજસ્વી અશ્વ ઉર્મિબાલાને લઇને એકદમ દોડયો જતો હતો. ઉર્મિબાલાએ પાછા ફરીને જોયું નહિ, પરંતુ અનુમાનથી વિચાર્યું કે, રાજપૂતનો અશ્વ ધીમે ધીમે છેક પોતાની નજીકમાં આવી લાગ્યો છે.

આ જોઈને નીલાએ પૂછ્યું:-" રાજબાલા આ રાજપૂતને મારીને તેના અશ્વને આપણે છીનવી લઇશું ? "

શ્વેતા બોલી:—" પણ એ રાજપૂતનો કાંઇ અપરાધ ? "

નીલાએ ઉત્તર આપ્યો:—" તું તો બહુ ડાહી થઈ. જોતી નથી

કે એ રાજપૂત આપણી રાજબાલાની પ્રતિસ્પર્ધા કરવામાં પણ પાછો હઠતો નથી. એ અભિમાની યુવક રાજકુમારીના અશ્વને પાછળ રાખી પોતે એકદમ આગળ વધી જવાની અભિલાષા રાખે છે. શું એને એટલો પણ વિચાર નહિ આવતો હોય કે હું કોની સમક્ષ આવી દક્ષતા દર્શાવી રહ્યો છું ? શ્વેતા ! રાજકન્યાની પ્રતિસ્પર્ધામાં આવો એક ભીખારી જેવો રાજપૂત સિપાહી ઉતરી પડે, એ કોઇ પણ રીતે ઉચિત ગણાય ખરૂં કે ?"

"એ બધુંયે ખરૂં, પરંતુ તેમ છતાં પણ દગાબાજીથી તેની હત્યા તો ન જ કરાય." શ્વેતાએ કહ્યું.

"હું એને જીવતો રાખીને એના અશ્વને છીનવી લઉં તો ?" નીલાએ પૂછ્યું.

"પણ તારાથી તેમ શી રીતે થઇ શકશે વારૂ ?" શ્વેતાએ પૂછ્યું.

"તારે તેનું શું કામ ? જો, હું કેવી રીતે તેના અશ્વ છીનવી લઉં છું, તે તું જોયા કર." નીલાએ કહ્યું.

આમ કહીને નીલાએ પોતાના અશ્વને પાછો ફેરવ્યો અને ત્યાર પછી તે રાજપૂતનો માર્ગ રોકી ઉભી રહી. રાજપૂત તરુણ એક ક્ષણ-વારમાં નીલા પાસે આવી પહોંચ્યો અને તેણે પડખું તારવી નીલાને ઓળંગીને આગળ ચાલ્યા જવાની કોશિશ કરી. એ વખતે નીલાએ મ્યાનમાંથી તલ્વાર કાઢી રાજપૂતનો માર્ગ બંધ કરવાની તૈયારી કરી લીધી. પ્રચંડ વેગપૂર્વક રાજપૂતનો અશ્વ ધસી આવતો હતો અને નીલાની તલ્વારનો અગ્ર ભાગ તે અશ્વને અટકાવવાની વાટ જોતો ઉભો હતો. નીલાએ બાલિકાબુદ્ધિથી ધાર્યું હતું કે, તલ્વાર જોઇને રાજપૂત પોતાના અશ્વને અટકાવી દેશે. પરંતુ તેમ થયું નહિ. નીલાએ

જેનો સંકલ્પ પણ કર્યો નહોતો, તેવું કાર્ય એક પળવારમાં બની ગયું. રાજપૂત જ્યારે નીલા પાસે આવ્યો, ત્યારે તેણે નીલાના હાથમાંની તલ્વારને ડાબા હાથથી ખેંચીને દૂર ફેંકી દીધી. તે ખેંચાણના વેગને નીલા સહન કરી શકી નહિ; ઘોડા પરથી જમીન પર ગબડી પડી. નીલાને ધરાપર આળોટતી જોઇને રાજપૂતે એકદમ પોતાના અશ્વને થોભાવી દીધો અને ત્યાર પછી એકદમ કૂદી પડી તેની પાસે જઈ જોયું કે, તે પ્રગલ્ભા બાલિકા પોતાનું ભાન ભૂલી મૂર્છિતા થઇ ગઇ છે. એ જોઇને રાજપૂતે નીલાના બેશુદ્ધ શરીરને પોતાની ગોદમાં લઇ લીધું અને બીજાની મદદ મેળવવાની આશાથી આમતેમ જોવા માંડયું. એવામાં નજીકમાંથી શ્વેતા દોડી આવતી હતી; તેને જોઇને રાજપૂત કાંઇક આશ્વસ્ત થયો અને નીલાના વક્ષઃસ્થળ પરના કવચને ખોલવાની ચેષ્ટા કરવા લાગ્યો. પરંતુ–પરંતુ આ શું? આ તો સ્ત્રી જાતિ છે! રાજપૂત સહસા ચમકી જઈ નીલાના મસ્તકને જમીન પર મૂકી વીજળીના વેગે એકદમ ઉભો થઇ ગયો. એ જોઈ સ્હામેથી શ્વેતા હસીને બોલી ઉઠીઃ—"કેમ શું થયું? કાંઇ સાપ જોવામાં આવ્યો કે શું?"

સહજ વારમાં જ નીલાને ભાન આવ્યું; તેને કાંઇ વધારે આઘાત થયો નહોતો. તેથી તે એકદમ ઊઠીને ઉભી થઇ અને શ્વેતાને પૂછવા લાગીઃ—" શ્વેતા! મારી છાતી પરના બખ્તરને કોણે ખોલી નાખ્યું છે વારુ?"

શ્વેતાએ હસીને રાજપૂત યુવક ભણી આંગળી બતાવી કહ્યુંઃ— "એ બધું એણે જ કર્યું છે. અરે એટલું જ નહિ પણ એણે તો તને ગોદમાં પણ લીધી હતી."

નીલા કૃત્રિમ કોપ સહિત ક્હેવા લાગી કેઃ—"અરે ઓ અજ્ઞાન પુરુષ! શું તમારા દેશમાં બાલિકાઓની ખોટ છે કે પરદેશમાં

આવી પારકી કન્યાપર આવી કુદૃષ્ટિ કરો છો ? શું શિષ્ટાચાર પ્રમાણે એક અજાણી બાળાને પોતાની ગોદમાં લઈ શકાય ખરી કે ? તમે મારા શરીરને હાથ અડકાવવામાં એક જાતનો ભયંકર પ્રમાદ કર્યો છે, ધર્મનું ઉલ્લંઘન કર્યું છે. તમારો આ અપરાધ અતિ ભયંકર છે અને તેની સજા પણ તમારે તેનાથી ભયંકર જ ભોગવવી પડશે. ”

રાજપૂત તરુણ અતિશય લજ્જિત થવા છતાં પણ સહજ ચીડાઈને કહ્યું:—“ અમારા દેશની બાલિકાઓ આવી રીતે પુરુષ વેશ ધારણ કરીને ઘેર ઘેર અથવા તો રસ્તા અને જંગલોમાં આમ તેમ ભટકતી જોવામાં આવતી નથી. વળી તમારી પેઠે પુરુષના વેશમાં રહીને માટીમાં રગદોળાતી પણ નથી. હું નહોતો ધારતો કે, તમે આવાં દગાબાજ અને ગુપ્તવેશધારક કોઈ પ્રપંચપરાયણા પ્રમદા હશો. જો મને પ્રથમથી જ એવી ખબર હોત કે, તમે આવાં દગાબાજ હશો તો તમારાપર મે જે ઉપકાર કરવાની ઉદારતા દર્શાવી છે, તે કદાપિ દર્શાવત જ નહિ. ભૂલ તમારી પોતાની છે અને અપરાધી મને ઠરાવો છો ? ઈન્સાફ તો બહુ સારો ઉતારો છો ને શું ? તમને આવો પ્રપંચ રચતી વેળાયે એટલી પણ ખબર ન પડી કે, પ્રપંચ અથવા કપટ કદાપિ છૂપાવ્યાં છૂપતાં જ નથી. આજે તમને ઘણો જ મજાનો પાઠ મળ્યો છે. હું ધારૂં છું કે, હવે પછી તમે આવું સાહસ નહિ જ કરો. પુરુષનો વેશ ધારી રાખવો એ કાંઈ સહેલી વાત નથી. જો સ્ત્રીઓ જ પુરુષનું કાર્ય ચલાવી શકતી હોત, તો આ દુનિયામાં પુરુષોની કશી પણ જરૂર જ ન પડત. ”

નીલાએ ધાર્યું કે, પોતાના પ્રશ્નના યથાર્થ જવાબ આપે તેવો ચાલાક પુરુષ આજે તેને મળ્યો છે. તે દબાવ્યો દબાય તેમ નથી અથવા તો કોઇનાથી ગાંજ્યો જાય તેવો નથી. આ પ્રમાણે વિચાર

ફરી કેણે કહ્યું:–" હશે, એ બધી વાતોને હવે જવા દો અને કહો કે આ અશ્વને તમે ક્યાંથી અને શી રીતે મેળવ્યો? આ અશ્વ મારો છે અને એટલા માટે જ હું તમને આ પ્રશ્નો પૂછવાનું સાહસ કરૂં છું. જો તમે મારા સવાલોનો બરાબર સંતોષકારક જવાબ નહિ આપો તો પરિણામ કાંઈક જૂદું જ આવશે."

શ્વેતાએ કહ્યું:—" જારે જા, ગાંડી, આવા સુંદર માણસને મૂકીને ઘોડામાં શું લોભાય છે? તારા અશ્વ કરતાં આ યુવકનું મૂલ્ય સેંકડોગણું વધારે છે, એનો વિચાર કેમ નથી કરતી? તારી આવી અલ્પ બુદ્ધિ જોઈને મને ખરેખર હસવું જ આવે છે. ઘોડો ઘોડો શું કરી રહી છે, આવો પ્રતાપી પુરુષ મળશે તો એક કરતાં એકવીસ અશ્વો મળી શકશે. માટે આવી કલ્પના કરવી મૂકી દે."

નીલાએ કહ્યું:—" કેમ તારા શરીરમાં પણ આજે આમ તાલાવેલી કેમ થવા માંડી છે? તું ઘણી જ મૂર્ખ અને નાદાન છોકરી છે. ગમે તેમ તોપણ હું તારાથી મોટી છું, એટલે તારે મારો મર્તબો રાખવાની જરૂર છે. આવી તોછડાઈ કરવી એ તારા માટે સર્વથા અયોગ્ય છે."

શ્વેતાએ કહ્યું:—" તેથી શું કહેવા માગે છે? ગોદમાં સૂતી તું અને મૂર્ખ મને ઠરાવી? વાહ–વાહ ન્યાય તો બહુ સારો ઉતાર્યો. વાંક પોતાનો અને ગુન્હેગાર બીજાને ઠરાવવો એ ક્યાંનો ઇન્સાફ?"

નીલાએ કહ્યું:—" તારી સાથે હું હવે વધારે વાદવિવાદ કરવાનું પસંદ કરતી નથી. કારણ કે, આ રાજપૂતનો અશ્વ ચોરના હાથમાં ચાલ્યો જાય તેવો સંભવ છે. કહો, રાજપૂત નર! તમે આ ઘોડો ક્યાંથી ચોરી લાવ્યા છો?"

રાજપૂતે કહ્યું:—" મેં ઘોડાની ચોરી કરી નથી; પરંતુ ઘોડાએ

મારી ચોરી કરી છે. તારા જેવી જ કોઇ એક છોકરી દાઢી મૂછો ચઢાવીને મારી પાસે અશ્વ વેચવા આવી હતી. તેની પાસેથી જ મેં આ અશ્વ વેચાતો લીધો છે. તું ચોરી કરવાનો મારાપર જે ભયંકર આરોપ મકી મને ચોર ઠરાવે છે, એ કેવળ તારા અવિચાર અને અલ્પબુદ્ધિનું જ પરિણામ છે. ઇશ્વિરે જો તને કાંઇકિ બુદ્ધિ આપી હોત, તો તારાથી મને આમ વિના કારણ ચોર ઠરાવવાનું સાહસ કદી પણ કરી શકાત નાહ."

**નીલા**એ કહ્યું:—"પરંતુ આ અશ્વ મારો છે. બરાબર આવોને આવો જ પંચકલ્યાણી અશ્વ તમને આગળ જતાં જોવામાં આવશે. મારા આ અશ્વને અહીં મૂકી આ બીજો અશ્વ લઈ જાઓ. **મીર**-પૂરમાં યુદ્ધક્ષેત્રની સમીપમાં બીજા એક મનુષ્ય તથા અશ્વને પણ તમે જોઈ શકશો. થાકેલા અશ્વને ત્યાં રાખી ત્યાંથી બીજા તાજા અશ્વને લઇ જવાથી તમારા કાર્યમાં તમે અવશ્ય વિજયી થઈ શકશો. 'જયદેવી'ના નામનો સંકેતસૂચક શબ્દ ઉચ્ચારવાવી અશ્વરક્ષક પોતાનો અશ્વ તરત જ તમોને આપી દેશે. પણ જો જો, આ બધાં કામોમાં કોઈ પણ જાતની ગફલત ન થાય એની ખાસ સંભાળ રાખજો."

આમ કહી **નીલા**એ ફરીવાર અશ્વપર સ્વાર થઇ અશ્વને દોડાવી મૂકયો. **રાજપૂત** તથા **શ્વેતા** પણ પોતપોતાના અશ્વપર સ્વાર થયાં. ઉર્મિબાલા રાજપૂત પાસે આવી નહિ, તે દૂર ઉભી ઉભી જ બધી બીના જોવા લાગી. આ વખતે ઝાંખા પ્રકાશમાં તેના મુખના અવયવો સ્પષ્ટ રીતે જોઇ શકાતા નહતા. **નીલા** અશ્વ દોડાવી રાજ-પૂતની પાસે જતી જતી બોલી:–"જૂઓ, આ અમારો સ્વામી આગળ ચાલ્યો જાય છે. તેની પાસેથી એક પત્ર લઇને હું તમોને આપું છું. તમે આ પત્ર લઈ કોઈ પણ ઉચ્ચ રાજકર્મચારીને આ-

પશો, તો સૈનિક વર્ગમાં સહજમાં સ્થાન મેળવી શકશો. આ પત્રના યોગે સૈન્યનો કોઈ પણ સૈનિક તમારૂં અપમાન કરી શકશે નહિ. દરેક રીતે તમારૂં સન્માન જળવાઈ રહેશે અને યુદ્ધભૂમિમાં આગળ પડતો ભાગ લેવાની તમારી જે બળવાન ઈચ્છા છે, તે ઈચ્છા પણ ઘણા જ થોડા સમયમાં પૂર્ણ થઈ શકશે. મારા સ્વામીની સત્તા એટલી બધી પ્રબળ છે કે, જો તેઓ ધારે તો તમને દરેક જાતની જોઈતી સગવડો સહજમાં જ કરી શકે તેમ છે."

રાજપૂતે ગર્વની સાથે કહ્યું:—"મને તેમના પરિચયની કશી પણ પરવાહ નથી. હું કોઈની ભલામણ દ્વારા મારી વીરતાનો પરિચય કરાવવા ઈચ્છતો નથી. ખરો રાજપૂત વીર રણભૂમિમાં પોતાનો પરિચય પોતાની તલ્વારથી જ કરાવી શકે છે. મારી સાચી સહાયકા દેવી ભવાની છે અને તે ભવાનીની કૃપાથી જ હું મારી મનઃકામનાને પૂર્ણ કરી શકીશ. મને તમારા સ્વામીની ભલામણ જોઈતી નથી.

"જઇને યુદ્ધભૂમિમાં, બતાવું વીરતા મારી,
સંહારી શત્રુના દળને, અસિને હાથમાં ધારી;
ગજાવી હાક ભૂમિમાં, કરૂં હું નામના સારી,
બજાવી ધર્મ હું મારો, દઉં આ દેહને તારી.
ઝઝૂમી વીરતા માટે, વપુને દઈશ હું ભેદી,
થઈ નિજ જાતને માટે, અરિના હાથનો કેદી;
ધરાને ખૂબ ડોલાવી ગજાવું કીર્ત્તિ ક્ષત્રીની,
દઉં હું આત્મઆહુતિ, તનુના લોહીને રેડી."

નીલા, મને મારા પોતાનામાં પૂરતો વિશ્વાસ છે, હું આત્મ બળથી જ વિજય કરવા ઈચ્છું છું. મને તમારી આવી સલાહ સાંભળવાની લેશ માત્ર પણ ઈચ્છા નથી."

નીલાએ કહ્યું:—"રાજપૂત વીર! તમારા આ ગર્વ ભર્યા શબ્દો એક આદર્શ રાજપૂતના ગૌરવમાં ખરેખર વૃદ્ધિ કરે તેવા ભૂષણીય જ છે, પરંતુ તેમ છતાં પણ સૈન્યમાં દાખલ થતી વેળાયે તમારે તમારા વંશનો, નિવાસસ્થાનનો, જાતિનો અને દેશનો પરિચય તો અવશ્ય આપવો જ જોઇશે. કારણ કે; તે વિના તમને રણભૂમિમાં પ્રવેશ કરવાનો પ્રસંગ પણ પ્રાપ્ત થઈ શકશે નહિ; હું ધારૂં છું કે, તમે આ સર્વ પરિચય આપવામાં કોઈ પણ પ્રકારે સંકુચિત તો નહિ જ થાઓ."

રાજપૂતે કહ્યું:—"મારો પરિચય, મારા વંશનો પરિચય અને મારી જાતિનો પરિચય મારી કમરપર લટકતી તલ્વારના મ્યાનમાં જ સમાયલો છે, એટલે એ વિશે બીજો કશો પણ પરિચય આપવાની અગત્ય હું ઇચ્છિતો જ નથી. યુદ્ધમાં ઉતર્યા પહેલાં રાજપૂત વીર કદાપિ પોતાનો પરિચય આપતો નથી, પરંતુ યુદ્ધક્ષેત્રમાં પોતાનો અને પોતાના વંશનો પરિચય આપે છે. હું વીર કુળમાં જન્મ્યો હોઇશ, તો રણભૂમિમાં તલ્વારનો નાચ નચાવી, દુશ્મનોનાં કાળજાં છેદીને રક્તની સરિતાઓ વહાવીને જ મારોપરિચય કરાવી આપીશ. મુખથી પારચય આપવો એ કાર્ય કાયરોનું છે, પરંતુ કાર્યથી પોતાનો પવિત્ર પરિચય આપવો એ જ ખરા વીર પુરુષોનું કાર્ય છે."

આમ કહીને રાજપૂત તરુણે પોતાના અશ્વને એવો તો વેગપૂર્વક દોડાવ્યો કે, તીરનો વેગ પણ તેની આગળ તુચ્છ જણાવા લાગ્યો. નીલા અને શ્વેતાએ તેની સાથે ચાલવાનો ઘણો પ્રયત્ન કર્યો, પરંતુ કોઈ પણ રીતે તેઓ તેની સાથે દોડી શકી નહિ. રાજપૂત થોડીવારમાં અદૃશ્ય થયો.

નીલા પોતાના મનમાં ને મનમાં જ વિચારતી હતી કે;—"આ રાજપૂત ખરેખર કોઈ એક વીર પુરુષ જ છે. એની વીરતાપૂર્ણ ગંભીર ભાષા, મુખની વિલક્ષણ છટા અને શરીરના વીરત્વસૂચક હાવભાવ જોતાં

એ કોઈ કુલીન, ઉચ્ચ અને વીરવંશમાં જન્મેલો હોય એમ જ જણાય છે. વિશાળ વક્ષઃસ્થળ, ઉન્નત લલાટ, આજાનુબાહુ તથા વધુ ધનુષસમાન ભ્રકુટી આદિ સર્વ એક આદર્શ યોદ્ધાનો પરિચય કરાવી આપે છે. વીર્ય વીના આવું તેજ કદાપિ સંભવી શકે નહિ. ખરેખર એ કોઈ વીર્યવાન્ પુરુષ છે. એના મુખમાંથી અત્યાર સૂધી જે જે શબ્દો નીકળ્યા છે, તે સર્વ વીરતામય જ છે. અહા! રાજપૂતાની રણભૂમિમાં જનારા જે જે યોદ્ધાઓ મેં જોયા છે, તેમાંનો કોઈ પણ એની તુલનામાં આવી શકે તેમ નથી. રાજપૂતાના રણમાં એ અલૌકિક અથવા અદ્વિતીય વીરત્વને પ્રકટ કરી બતાવશે, એમાં સંદેહનો લેશમાત્ર પણ સંભવ નથી તે નથી જ."

અશ્વના વિનિમયમાં તેણે જે વીંટી આપી છે, તેમાં ભવાની-પ્રસાદનું નામ કોતરેલું છે. ભવાનીપ્રસાદ નામનો એક પણ પુરુષ આ દેશમાં અસ્તિત્વ ધરાવતો હોય એમ મારા સાંભળવામાં આવ્યું નથી. ત્યારે આ પુરુષ કોણ હશે અને શા ઉદ્દેશથી આ દેશમાં આવ્યો હશે, એ મારાથી કોઈ પણ રીતે સમજી શકાતું નથી. પણ ચિંતા નહિ, એનો ઉદ્દેશ નિર્માલ્ય નથી, આદર્શ છે, મહત્વમય છે."

આ પ્રમાણે વિચાર કરી નીલાએ રાજનંદિની પાસે જઈ કહ્યું:- "અરે ઓ સ્વામી મહાશય, આટલી બધી શર્મ શા માટે રાખો છો? શર્મમાં રહીને આ યુવકથી અત્યાર સૂધી અળગાં ને અળગાં જ રહ્યા છો, એ ઉચિત્ ગણાય ખરૂં કે? યુદ્ધભૂમિમાં જતી વેળાયે આવી શર્મ રાખશો તો પછી કેમ ચાલી શકશે? જે હૃદયમાં કદાપિ લજ્જાનો અંશ માત્ર પણ જોવામાં આવ્યો નથી, તે હૃદય આજે લજ્જાથી છલા-છલ કેમ ભરાઈ ગયું છે?" રાજનંદિનીએ કહ્યું:—"કોણ જાણે શા કારણથી આવા પુરુષ વેશમાં પણ એ નકટી લજ્જા મારા હૃદયમાં આવી ભરાઈ છે, તે હું સમજી શકતી નથી."

ષષ્ઠ પરિચ્છેદ

# વીરત્વ

"ગર બર્કે મિનિહદ સદકોહે મેહનત રોજગાર;
યાને પેશાની નબીનદ ગોશયે આસ્રુય મા;
અગરચે કુત્બ જગહસે ટલે તો ટલ જાયે;
હિમાલા બાદ કી ઠોકરસે ગો ફીસલ જાયે;
અગરચે બહરભી જુગુનુ કી દુમસે જલ જાયે;
ઔર આફતાબ ભી કબલે ઉરૂજ ઢલ જાયે;
કભી ન સાહબે હિમ્મતકા હૌસલા છુટે;
કભી ન ભૂલે સે અપની જવીં પબલ આયે.

**સ્વામીરામ.**

---

"તમારૂં નામ શું છે?"

"પ્રસાદ."

"તમે ક્યાંના નિવાસી છો?"

"હમણાં તે હું જણાવી શકીશ નહિ."

"જ્યાં સુધી તે સ્થાન જણાવશો નહિ, ત્યાં સુધી તમને સૈન્યમાં દાખલ કરવામાં આવશે નહિ."

"તો પછી જેવી મહારાજની ઇચ્છા."

"જો યુદ્ધ કરવાની જ તમારી પ્રબળ ઇચ્છા હોય, તો તમે સિરોહીના સૈન્ય પક્ષમાં પણ સામેલ થઈ શકો તેમ છે. ત્યાં જવાથી તમારી મનોભાવના સંપૂર્ણ થઈ શકે તેમ છે."

"આપનું કહેવું સત્ય છે, પણ મારી તેવી ઈચ્છા જ નથી. કારણ કે; જો મારી તેવી જ ઇચ્છા હોત તો હું પ્રથમથી જ સિરોહીના સૈન્યમાં જોડાઈ જાત અને આપની પાસે આવી નમ્ર યાચના કરવા પણ કદાપિ આવત નહિ. જ્યાં જવાને હૃદય જ મના કરતું હોય, ત્યાં જવાથી ઇચ્છિત કાર્ય કદી પણ ફળીભૂત થઈ શકે જ નહિ. અંતરની ઈચ્છા વિના કાર્યની સિદ્ધિ થવી સર્વથા અસંભવિત જ ગણાય છે."

અમારા વાચકો સારી રીતે જાણી શક્યા છે કે, નૂરહારનો યુવરાજ ભવાનીપ્રસાદ તથા અજમેર નગરની અધિષ્ટાત્રી દેવી જયદેવીના મંદિરમાં ઉપાસક રૂપે ગયેલો રાજપૂત તરુણ એક જ હતા, એટલે હવે તેનો વિશેષ વિસ્તારપૂર્વક પરિચય આપવાની અમને પુનઃ કશી પણ આવશ્યક્તા લાગતી નથી. પરંતુ યુવરાજે પોતે જ પોતાની ઈચ્છાનુસાર અજમેરપતિ પાસે પોતાનો પ્રસાદના નામથી પરિચય આપ્યો છે, એટલે અમે પણ હવે પછી એનો પ્રસાદના નામથી જ પરિચય આપીશું. ભવાનીપ્રસાદને બદલે ફક્ત પ્રસાદના નામનો જ ઉલ્લેખ કરીશું."

અજમેરના મહારાજા શૂરસિંહે કેટલીક વાર સુધી કાંઈક વિચાર કર્યા પછી પૂછ્યું:—"રાજપૂત વીર! સિરોહી પ્રતિ તમારી સહાનુભૂતિનો અભાવ શા કારણથી થયો છે વારૂ?"

પ્રસાદે જવાબમાં જણાવ્યુ કે:—"સિરોહી દ્વારા મારા પિતાનું મૃત્યુ થયું છે અને એ મૃત્યુનો બદલો લેવાની ઈચ્છાથી જ મારી સહાનુભૂતિ તેમના પ્રતિથી ઘટી ગઈ છે. પિતાનું ખૂન કરનાર રાજ્ય પ્રતિ સહાનુભૂતિ અથવા સદ્‌ભાવ દર્શાવવામાં હું એક પ્રકારનું ભીષણ પાપ માનું છું અને એના યોગે જ હું તેની વિરુદ્ધમાં રહેવાના નિશ્ચય પર આવી ગયો છું."

શૂરસિંહે પૂછ્યું:—"કોણે તમારા પિતાનું ખૂન કર્યું છે? સિ-

રોહીના કયા યુદ્ધમાં તમારા પિતા માર્યા ગયા છે અને તે યુદ્ધમાં તેમનો વિનાશ થવાનું મુખ્ય કારણ શું છે વારૂ ?"

"ખૂન કરનાર વ્યક્તિ મહા પ્રબળ છે અને સેહરાના યુદ્ધમાં મારા પિતાનો પાત થયો છે. શા કારણથી પાત થયો છે, તે હું પણ બરાબર જાણી શક્યો નથી, તથાપિ એટલું તો અવશ્ય મારા જાણવામાં આવી શક્યું છે કે, શરણાગતનું રક્ષણ કરવા જતાં તેમની એવી શોચનીય દશા થવા પામી છે. રાજ્યના ઝગડાઓ જ એવા વિલક્ષણ હોય છે કે, તેનું સત્ય રહસ્ય સહજમાં કોઈ ચાલાકમાં ચાલાક મનુષ્યથી પણ સમજી શકાતું નથી." વીરવરપ્રસાદે સન્નસૂચક ઉત્તર આપ્યો.

"તમારા પિતાનું નામ શું હતું વારૂ ?" રાજા શૂરસિંહે આતુરતાથી પૂછ્યું.

"ક્ષમા કરો રાજન્! હાલ તરત તો હું તે નામ કહી શકીશ નહિ, પણ સમય આવ્યે હું મારો સર્વ વૃત્તાંત આદિથી આરંભીને અંત સૂધી કહી સંભળાવીશ." રાજપૂત યુવક પ્રસાદ બોલ્યો.

મહારાજાએ ફરીવાર કાંઈ પણ કહ્યું નહિ. જે સમયે તેઓ બન્ને આ પ્રમાણે વાતચીત કરી રહ્યા હતા, તે સમયે નજીકના એક નાના પહાડપર સાધારણ યુદ્ધ ચાલી રહ્યું હતું, તે તરફ રાજા શૂરસિંહ એકાગ્ર દૃષ્ટિથી જોવા લાગ્યો. હજી સૂધી યુદ્ધ પૂર્ણ વેગથી આરંભાયું નહોતું; તેમ છતાં પણ ઠેક ઠેકાણે જગ્યાઓ મુકરર થઈને નાના નાના ઝગડા ચાલી રહ્યા હતા. બન્ને પક્ષ વચ્ચે લગભગ બાર હજાર સૈનિકોનું એક વિશાળ સૈન્ય એકઠું થયું હતું. સિરોહીનું સૈન્ય અર્ધચંદ્રાકારમાં ગોઠવાઈ ગયું હતું. પહાડ, ગુહા, વન આદિ સર્વ સ્થળે સિરોહીનું સૈન્ય ઘણીજ કુશળતાની સાથે ગોઠવાઈને યુદ્ધની વાટ જોતું, હથિયારોના ભીષણનાદ કરતું ઉભું હતું.

અજમેરનું લશ્કર ચોખૂણુ આકારમાં ઠેક ઠેકાણે સંરક્ષિત થઈ રહ્યું હતું, તે સૈન્યના મોટા ભાગે કન્દરાઓમાં તથા નાની નાની નદીઓના કિનારાઓની ભેખડોમાં આશ્રય લીધો હતો. તે સ્થળે ઉંચી જગાની ઘણીજ ખોટ જણાતી હતી. ફક્ત એક નાનો પહાડ જ જોવામાં આવતો હતો, પણ તેને પોતાના અધિકારમાં લઈ લેવાની ઈચ્છાથી એક અશ્વારોહી સૈન્યની ટુકડીને સૂર્યનો ઉદય થતાં પહેલાં જ મોકલી આપવામાં આવી હતી. તેમણે ત્યાં જઈને જોયું તો, પ્રથમથી જ તે સ્થાનને શત્રુઓ દ્વારા ઘેરાયેલું અને તેમના અધિકારમાં ગયેલું જોયું. અજમેરનું સૈન્ય પહાડપરથી શત્રુને હઠાવી દઈને તે જે કબ્જે કરવાની કોશિશ કરી, પરંતુ હારીને તેને પાછાં ફરવું પડ્યું. તે સમયે રાજા શૂરસિંહે જયન્તકુમારને પોતાની પાસે બોલાવી લીધો. જયન્તકુમારે આવીને કહ્યું:—" કેમ રાજન્. સેવકને ક્યા કાર્યની ઉધાપના માટે બોલાવવામાં આવ્યો છે."

શૂરસિંહે કહ્યું:—"જયન્તકુમાર, તમે આ નાના પહાડને તમારા કબ્જામાં લઈ શકશો ખરાકે?"

જયન્તકુમારે કહ્યું:—"મહારાજની આજ્ઞા હશે તો તે કાર્ય ઘણી જ સરળતાથી થઈ શકશે. મારા ધારવા મૂજબ તેમ કરવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવશે નહિ."

રાજા શૂરસિંહ કાંઈક વિચાર કરી બોલ્યો:—"બહુ સારૂં ત્યારે, બસો ઘોડેસ્વારો સૈનિકો લઈને તમે સત્વર એ પહાડને અજમેરના અધિકાર લઈ લો. પણ જોજો, બહુ સંભાળીને વર્તજો. દુશ્મનો ઘણા ચાલાક અને ખેલાડી હોવાથી જો એક ડગલું પણ ભૂલશો, તો વિજયની લેશ માત્ર પણ આશા અવશિષ્ટ રહેશે નહિ અને તે સાથે કદા-

ચિત્ તમારૂં જીવન પણ ભયંકર આપદના અરણ્યમાં આવી પડશે. જાઓ, જલ્દી ફતેહ કરી પાછા આવો.

રાજાની આજ્ઞા મળતાંની સાથે જ જયન્તકુમારે વાયુવેગે પોતાના અશ્વને દોડાવી મૂક્યો. તેની પાછળ બસો ઘોડસ્વારો પણ રવાના થયા. ભીમના સમાન ભીષણ પરાક્રમ દર્શાવતો જયન્ત કુમાર શત્રુના સૈન્યપર ધસી આવ્યો. તે પ્રબળ વેગ સહન ન થઇ શકવાથી શત્રુઓ પાછા હઠવા લાગ્યા. પહાડ પર અજમેરની વિજયપતાકાને ગર્વની સાથે ફરકાવતો જયન્તકુમાર રાજા પાસે આવવા માટે પાછો ફર્યો. તેની પ્રચંડ વીરતા જોઇને સકળજનો વિમુગ્ધ થયાં. શૂરસિંહે ધાર્યું કે;—"મારા સૈન્યમાં આવો નિષ્ણાત વીર અન્ય કોઈ પણ નથી.

પાસેના એક વૃક્ષ તળે ઉભી ઉર્મિબાલા યુદ્ધ જોઇ રહી હતી. તેની સમીપમાં શ્વેતા અને નાલા પણ ઉપસ્થિત હતી. ત્રણે જણીઓ પુરુષવેશ ધારણ કરી અશ્વ પર સ્વાર થઇ ઉભી હતી. જયન્તકુમારનું આવું વીરત્વ જોઈ શ્વેતા વિસ્મિત થઈ બોલી:—"આફરીન, આફરીન! જયન્તકુમાર! તમારી વીરતા પર આફરીન છે! અહા! કેવું અપૂર્વ સાહસ! કેવી પ્રચંડ વીરતા! કેવી અલૌકિક વીરતા! રાજપૂતાનાના મુકુટ મણિ વીરનર! આજે તમે અજમેરના સૌભાગ્યાકાશમાં વીરતા રૂપી ઇન્દુનો આલોક કર્યો છે! તમારી આ વીરતા અત્યંત પ્રશંસનીય અને ગૌરવાન્વિત છે! વીર પુરૂષોને છાજતા ઉચ્ચ ધર્મનો તમે આજે પરિચય કરાવી આપ્યો છે. ખરેખર:—

વહાવી રક્તની ધારા, નિભાવ્યું નામ ક્ષત્રીનું;
ઉડાવી ધર્મની ધ્વજા, બજાવ્યું કામ ક્ષત્રીનું;
કીધી છે વીરતા ભારી, નમાવી શીર શત્રુનાં;
ખરેખર ધન્ય છે તમને અરિનો ગર્વ હણનારા."

શ્વેતાના આવા પ્રશંસાત્મક શબ્દો સાંભળી ઉર્મિબાલા એકદમ બોલી ઉઠી:—" શ્વેતા, આવી સામાન્ય વીરતા જોઇને ફૂલાવાનું કશું કારણુજ નથી. કારણુ કે, આ કાર્ય તું ધારે છે, તેવું વીરત્વમય નથી. જો મારા જેવી રણુનીતિથી સર્વથા અજ્ઞાત રહેલી કોઇ અબળાને પણુ બસો અશ્વારોહી સૈન્ય આપી શત્રુ સમક્ષ લડવા મોકલવામાં આવે તો, તે પણુ બહુજ સરળતાથી વિજય મેળવી શકે તેમ છે. તું હજી પ્રચંડ યોદ્ધાઓના પરાક્રમને જોઇ શકી નથી, તેથી જ જયન્તકુમારની આ સામાન્ય વીરતામાં આટલી બધી લોભાઇ ગઇ છે, તેની પ્રશંસા કરવામાં નિમગ્ન બની ગઇ છે. જો તને કોઇ રણુભૂમિને કંપાવનાર મહાશક્તિશાળી નરની વીરતાનું નિરીક્ષણુ કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત થયું હોત, તો તું કદાપિ આવા શબ્દોનો ઉચ્ચાર કરવાનું સાહસ કરત જ નહિ. કારણુકે;—

હશે જે વીર સાચો તે, વસુધા માંહિ વખણાશે;  
ગવાશે ગીત તેનાં ને, બહુ સન્માન સચવાશે;  
સદાયે શત્રુનું દળ પણુ, કરી પોકાર વીરતાનો;  
નમીને પાય લાગીને, કરે સ્વીકાર દીનતાનો;  
કર્યો સ્વીકાર શત્રુએ, પરાક્રમ ને સુનીતિનો;  
ખરો એ વીર છે જન્મ્યો, અફળ અવતાર છે બીજો;

શ્વેતા, જ્યાં સુધી શત્રુપક્ષમાંના કોઇ પણુ યોદ્ધાના મુખમાંથી પોતાના પ્રતિસ્પર્ધીની પ્રશંસાના શબ્દો ન સંભળાય, ત્યાં સુધી તેને વીરની પદવીથી વિભૂષિત કરવો એ પણુ એક મહા ભયંકર ભૂલ છે."

આ સમયે જયન્તકુમારે રાજા પાસે આવી યુદ્ધનો વૃત્તાંત નિવેદિત કર્યો. એ સાંભળી રાજા પ્રસન્ન થઇને બોલ્યો:—"જયન્તકુમાર! તમે તમારા પિતાના યોગ્ય પુત્ર છો. સેનાપતિના પુત્રને છાજે તેવી વીરતા દર્શાવીને તમે ખરેખર મારા ગૌરવમાં વૃદ્ધિ કરી છે. અત્યારના આવા

વિલક્ષણ સંજોગોમાં વિજય પ્રાપ્ત કરવો એ અતિ કઠિન વાત છે, એ હું બહુ સારી રીતે જાણું છું અને તેવા સંજોગોમા પણ તમે આવી ન ધારેલી વીરતા દર્શાવીને જે અવર્ણનીય વિજય મેળવી આવ્યા છો, એના માટે હું તમને અત્યંત ધન્યવાદ આપું છું. હું તમને આશીર્વાદ આપું છું કે, રણભૂમિમાં તમે ચિરવિજયી થાઓ અને તમારા યશની વિજયવતી વૈજયંતીને દશેદિશામાં ગૌરવની સાથે ફરકાવો. ”

સન્માનની સાથે પ્રણામ કરી જયન્તકુમારે રાજાના આશીર્વાદને ગ્રહણ કર્યો. થોડીવાર પછી તે બોલ્યો:—“ મહારાજ, મેં સાંભળ્યું છે કે, રાજકન્યા ઉર્મિમાલા આ યુદ્ધ જોવા માટે રણભૂમિમાં આવ્યાં છે. પરંતુ તેઓ અત્યારે રણભૂમિના કયા ભાગમાં વિરાજે છે, તે હું જાણતો નથી. ’

રાજાએ આંગળીના ઈશારાથી એક સ્થાન બતાવીને કહ્યું:—“ પેલા વૃક્ષતળે બે દાસીઓ સાથે ઉર્મિમાલા કોઇની વાટ જોતી તથા યુદ્ધનું નિરીક્ષણ કરતી ઉભી છે. જો તમારી ઈચ્છા તેને મળવાની જ હોય, તો જાઓ, ઘણી જ ખુશીની સાથે જાઓ અને તેને યુદ્ધના સર્વ સંવાદ સંભળાવો. ”

જયન્તકુમારે પૂછ્યું:–“ રાજન્ ! તેમની રક્ષા માટે પ્રહરીની વ્યવસ્થા કરવામાં આવી છે ખરી કે ?”

રાજા શૂરસિંહે જવાબ આપ્યો:“ હા, પચાસ હથિયારબંધ રણકુશળ સૈનિકોને તેની રક્ષા માટે નિયુક્ત કર્યા છે. એટલે હવે તેની ચિંતા કરવાનું કશું પણ કારણ રહેતું નથી. ”

જયન્તકુમાર કાંઇક વિચાર કરવા લાગ્યો, વિચાર કરતી વેળાયે તેણે એક પણ શબ્દનો ઉચ્ચાર ન કર્યો. ત્યાર પછી રાજાએ પ્રસાદને ઉદ્દેશીને કહ્યું:–“ કેમ પ્રસાદ ! આ રાજપૂત વીરનરને તમે ઓળખો

છો ખરા કે ? થોડીવાર પહેલાં સિરોહીના પ્રબળ સૈન્યને પરાસ્ત કરી આપણા અધિકારનો પર્વત પુનઃ પ્રાપ્ત કર્યો છે, તેનું સર્વ માન મારા સેનાપતિના વીરપુત્ર આ જયન્તકુમારને જ ઘટે છે. મારા રાજ્યમાં સર્વ યોદ્ધાઓ કરતાં એનુ સ્થાન અગ્ર છે. મારા વિજયનું પ્રધાન સાધન પણ આ વીર તરુણ જ છે."

ત્યાર પછી તેણે જયન્તકુમાર તરફ નજર કરીને કહ્યું:–"જયન્તકુમાર! આ બાળક સૈનિકના પદપર નિયુક્ત થઇને પોતાની વીરતાનો પરિચય કરાવવા ઇચ્છે છે. અત્યારે તેઓ પોતાના વીર વપુને યુદ્ધમાં જ અર્પણ કરવાના ઉદ્દેશથી આપણી પાસે આવ્યા છે. હમેશના રિવાજ મૂજબ આ અપરિચિત બાળકને આપણા સૈન્યમાં દાખલ કરી શકાય તેમ નથી. પરંતુ એનું સરલ અને સુંદર મુખ જોઇને એને નિરાશ કરવાની ઇચ્છા થતી નથી. શરણાગત શત્રુને પણ વીર ક્ષત્રીયો આશ્રય આપવામાં કુંઠિત થતા નથી, ત્યારે એક સહાયતા કરવાની ઇચ્છાથી આવેલા શુભાકાંક્ષીને પાછો કાઢવામાં હું એક પ્રકારનું પાપ માનું છું. જે પોતાના પ્રાણનું બલિદાન આપવાની, ક્ષત્રીધર્મનું પાલન કરવાની તથા મને મદદ કરવાની ઇચ્છાથી અહીં આવેલ છે, તેની અનુપમ યાચનાનો અસ્વીકાર તથા અવહેલના કરવાની મારામાં શક્તિ નથી. જયન્તકુમાર! આ બાળકની સરલ પ્રકૃતિ જોતાં તે કોઇ વીર પિતાનો પુત્ર હોય એમ સ્પષ્ટ જણાઈ આવે છે, માટે તેની લાગણી દુઃખાવવાનો મારો તો વિચાર જ નથી; પણ તે સાથે તમે પણ વીરતાના પરીક્ષક હોવાથી આ વિષમાં હું તમારી સલાહ લેવી ઉચિત ધારૂં છુ. માટે કહો જોઇએ કે, તમારો શો અભિપ્રાય છે વારૂ ?"

જયન્તકુમારે કહ્યું:—"મહારાજ, મારો અભિપ્રાય પણ આપના અભિપ્રાયને મળતો જ છે. જે બાળકનું હૃદય વીરતાપૂર્ણ છે, જેના

રોમેરોમમાં વીરતાનું ઉષ્ણુ રુધિર વ્યાપી રહ્યું છે અને જે પોતાના પિતાના વૈરનો પ્રતિશોધ લેવાના ઉદ્દેશથી રણભૂમિમાં પોતાના પ્રાણુ પણુ સમર્પણુ કરવાને તૈયાર થયો છે, તેને નિરાશ કરી પાછો કાઢવામાં ક્ષત્રિય ધર્મનું કાંઇક હીણું કહેવાવાનો સંભવ રહે છે. મારી ઇચ્છા તો આ બાળકને હમણાં અને આ ક્ષણે જ સૈનિકના પદપર સ્થાપિત કરી દેવાની છે. કેવળ આપની આજ્ઞાની જ રાહ છે. આપ જ્યારે આજ્ઞા ફરમાવશો કે તરત જ હું તેને એક સારા સૈનિકના પદ પર સ્થાપિત કરી દઇશ. વીરને આશ્રય આપવો એ ખરા વીરનું કર્તવ્ય જ ગણાય છે."

રાજાએ કહ્યું:—"બહુ સારૂં, જયન્તકુમાર! જ્યારે તમારી ઇચ્છા પણુ મારી ઇચ્છાને અનુસરતી જ છે, ત્યારે એ બાળકને સૈન્યમા દાખલ કરવામાં હું કોઇ પણુ પ્રકારનો પ્રત્યવાય જોતો નથી. પરંતુ એને સૈન્યમાં દાખલ કરતાં પહેલાં હું એની એકવાર પરીક્ષા કરવા ઇચ્છું છું, જો તે પરીક્ષામાં આ બાળક પસાર થશે, તો મારા આનંદનો અવધિ જ થશે અને તે સાથે મારા વિજયની આશા પણુ બંધાશે."

આ પ્રમાણે વાતચીત ચાલી રહી હતી, એ સમયે રાજા શૂરસિંહે ગભરાયલા ચિત્તે જોયું કે, સૈન્યના મધ્ય ભાગના ઘણા ખરા સૈનિ-પાછા હઠી રહ્યા છે અને જો તેમને સત્વર સહાયતા નહિ આપવામાં આવે તો તેઓમાં ભારી ખળભળાટ જાગી ઊઠશે તથા થોડા વખતમાં જ બધું સૈન્ય આડું અવળું વિખરાઈ જશે. આ જોઇને રાજાએ કહ્યું:—"જયન્તકુમાર! સૈન્ય પાછું હઠી રહ્યું છે. જો હવે તેને બરાબર સહાયતા નહિ આપવામાં આવે તો આપણી ભયંકર હાર થશે અને અજમેરનું આધિપત્ય સિરોહીના ભાગ્યમાં ચાલ્યું જશે. માટે જાઓ થોડું ઘણું સૈન્ય લઇને સત્વર તેમની સહાયતા માટે જાઓ અને ન્હાસવાની અણીપર આવેલા સૈન્યને શાન્ત કરો."

જયન્તકુમાર આજ્ઞા મળતાંની સાથે જ પોતાના અશ્વપર સ્વાર થઇ તેની પીઠપર ચાબૂકનો આઘાત કરી વિદ્યુતવેગે રણભૂમિના મધ્ય ભાગ ભણી વિદાય થયો. પ્રસાદ એક દર્શક તરીકે રાજાની સમીપમાં ઉભો રહી યુદ્ધની ઝપાઝપી જોઇ રહ્યો હતો. યુદ્ધક્ષેત્રની સ્થિતિ જોઇ પ્રસાદ સહજ ચિંતાતુર થયો. તેણે જોયું કે, સર્વ સ્થળેથી અજમેરનું સૈન્ય જ પાછું હઠી રહ્યું છે. તેણે દક્ષિણ દિશામાં એક પ્રકારના ભયની સૂચના કાંઇક વિશેષતાથી જોઇ. એ જોઇને તે યુદ્ધ વ્યવસાય સંબંધી નાના પ્રકારના વિચારો કરવામાં નિમગ્ન થયો. સિરોહીના ઘણા ઘણા સૈનિકો દક્ષિણમાં એકઠા થઇને અજમેરના સૈન્યને ઘેરી લેવાની કોશિશ કરી રહ્યા હતા. એ દક્ષિણ દિશામાં જ એક ક્ષુદ્ર પહાડ પાસેના વૃક્ષ તળે અજમેર પતિની વ્હાલી કન્યા ઉર્મિબાલા ઉભી હતી.

પ્રસાદે સહજ ગભરાઇને રાજાને કહ્યું:—"મહારાજ! દક્ષિણમાં લગભગ એક હજાર શત્રુ સૈનિકો એકઠા થયા છે. તેમના પ્રબળ વેગને અટકાવનાર પાંચસો સૈનિકોથી વધારે સૈનિકો ત્યાં જોવામાં આવતા નથી. શત્રુનો ઉદ્દેશ આપણા સૈન્યને ઘેરી લેવાનો હોય એમ સ્પષ્ટ જણાઇ આવે છે. હવે જો તેઓ પોતાની ધારણામાં ફળીભૂત થશે તો અજમેરનો પરાજય અવસ્ય થશે. રાજન્! આવા સંજોગોમાં શાંતિને ધારણ કરી બેસી રહેવાથી સખત હાર વેઠવી પડશે. વળી જો સાધારણ સૈન્ય મોકલવામાં આવશે તો તેથી પણ ચાલી શકશે નહિ. અત્યારે વીરતાનો પરિચય કરાવવાની સાથે કાંઇક કુશળતા તથા ચાતુર્યનું અવલંબન કરવાની પણ આવશ્યકતા છે. જો આપની આજ્ઞા હોય તો હું તેવા કોઈ સરળ ઉપાયની યોજના કરવાની ઇચ્છા ધરાવું છું."

શૂરસિંહે અજાયબીની સાથે જોયું કે, દક્ષિણ દિશામાં પોતાના સૈન્યની ભારી ખુવારી થવા માંડી છે તથા તેમની આફત એકદમ વધી

ગઇ છે. બાળકની તીક્ષ્ણ બુદ્ધિ જોઇને રાજા ઘણો જ સંતુષ્ટ થયો. પરંતુ તે સમયે વધારે વાતચીત કરવાનો અવસર નહોતો, દુશ્મનો પોતાને ઘેરી લેવાની કોશિશ કરી રહ્યા હતા. રાજાએ તે ઘડીએ જ બસો સૈનિકો લઇને દક્ષિણ દિશામાં ધસારો કર્યો.

દક્ષિણમાં પેલા પહાડ પાસે, છેક દક્ષિણમાં એક નાનું જંગલ હતું. તે જંગલમાં દુશ્મનોએ થોડુંક લશ્કર છૂપાવી રાખ્યું હતું. એ જંગલની પશ્ચિમમાં એક ઘણી જ ઊંચાણવાળી જમીન હતી. એ ભૂમિ પરના ઊંચા વૃક્ષ તળે લગભગ પચાસ પ્રહરીઓથી રક્ષાઇને રાજકુમારી ઉર્મિબાલા અશ્વપર સ્વાર થઈ ઉભી હતી. આ સમયે તેની સદાની શાંતિદાયિની સખી નીલા અને શ્વેતા પણ હાજર હતી.

પ્રસાદે કદાપિ રાજકુમારીને જોઈ જ નહોતી. જે વૃક્ષને થોડીવાર પહેલાં રાજાએ જયન્તકુમારને આંગળીના ઇશારાથી બતાવ્યું હતું, તે વૃક્ષ તરફ જ પ્રસાદે જોઈ જોયું; પરંતુ તેની આજૂબાજૂમાં કોઇપણ સ્થળે રમણીની પ્રતિમા જોવામાં આવી નહિ. તેણે માત્ર એટલું જ જોયું કે, ફક્ત ત્રણ બાળકો જ કેટલાક સૈનિકોથી રક્ષાઇને ઉભા હતા. આ જોઈ તે સહજ શંકાશીલ થઇને જરા આગળ વધ્યો, છેવટે જ્યારે તે નીલાને ઓળખી શક્યો ત્યારે ઉર્મિબાલાનો પરિચય મેળવવામાં તેને કશી પણ વાર લાગી નહિ. રાજમાર્ગમાં નીલાની સાથે જે એક ત્રીજી વ્યક્તિ જોવામાં આવી હતી એનું તેને સ્મરણ થઇ આવ્યું. નીલાના સ્વામીની વાત પણ તરત જ તેના મનમાં સાંભરી આવી.

રાજકુમારી તે સમયે પાછી ફરીને ઉભી હતી; તેથી પ્રસાદ તેના મુખના કોઈ પણ અવયવને જોઈ શક્યો નહોતો. પરંતુ પ્રસાદને તે સમયે જણાયું કે, જાણે રાજકુમારીએ પોતાની ઇચ્છાનુસાર જ મુખ

ફેરવી લીધું છે. શ્વેતા અને નીલા ધીમે ધીમે હસી રહી હતી અને પ્રસાદના તરફ જોઈ રહી હતી.

એ સમયે તે નાના જંગલમાંથી એક ભયંકર અવાજ સંભળાયો અને તે સાથે લગભગ એક સો શત્રુ સૈનિકો તેમાંથી બહાર નીકળી આવી પચાસ પ્રહરીથી ઘેરાયલી રાજકુમારી પાસે આવી પહોંચ્યા.

પ્રહરીઓ અસાવધ હતા, તેથી તેઓ ઘાયલ થઇને ન્હાસવાની કોશિશ કરવા લાગ્યા.

તે સમયે પ્રસાદ કોઇની પણ આજ્ઞાની વાટ જોયા વિના ક્ષણુ વારમાં રાજકુમારીની સમીપમાં જઇ પહોંચ્યો તથા સૈન્યના કોલાહલ અને ત્રાસજનક શબ્દોને ડુબાવીને મેઘોની ગર્જના જેવા ભીષણુ રવથી બોલ્યોઃ—"નાદાન અને કાયર સિરોહીવાસિયો! તમોને આવી દગાબાજી કરતાં જરા પણુ શર્મ નથી આવતી? એક અબળાપર આક્રમણુ કરતાં તમારા મનમાં લેશ માત્ર પણુ લજ્જા ઉત્પન્ન થતી નથી? ધિક્કાર છે, પામરાત્માઓ! તમારી આવી કાયરતાને સહસ્રવાર ધિક્કાર છે. ક્ષત્રિયકુળમાં જન્મ ધારણુ કરી આવી શઠતાની ચલાવવી એ ક્યાંનો ઇન્સાફ છે? કાપુરુષો! ચાલો ઊઠાવો તમારાં હથિયાર અને થાઓ લડવાને તૈયાર. ક્ષત્રિયનો ખરો ધર્મ શો છે, તેનાથી તમો સર્વ સર્વથા અજ્ઞાન છો. તમારી આ ભીરુતા જોઇને મને તમારા પ્રતિ અત્યંત ઘૃણા ઉત્પન્ન થાય છે. આવી રીતે ચુપકીથી ધસી આવવાથી વીરતાની કસોટી થઈ શકતી નથી. પણુ સ્હામી છાતીએ લડવાથી જ ખરા બળની પરીક્ષા થઈ આવે છે.

"રણુભૂમિમાં જઇને સદા, નિર્ભય બની જે યુદ્ધને છે આચરે;
શીર સોંપી શત્રુ હસ્તમાં ને, ધીરતા ધરી જે વીચરે;
ધન્ય છે નર તે તણુા સુનામને કે, જે કદી ના ડરે;
ભીમ ભૈરવ નૃત્ય કરીને, શત્રુનાં શિરો હણે."

"ચોહાણ વીરો ! લેશ માત્ર પણ ન ડરો, ઉરમાં આશા ધરો અને શત્રુનો ધ્વંસ કરવાની ચેષ્ટા કરો. જુઓ, ચારે બાજૂથી ચક્રના આકારમાં ગોઠવાઇને રાજકુમારીને વીંટાઇ વળો, આ પાપાત્માઓના પંજામાંથી બચાવો. હું વ્યૂહના દ્વારપર ઉભો છું. સાવધ રહો, શત્રુઓ ચોમેરથી ઘેરાઇ વળ્યા છે. પાછા ફરવાની કશી જરૂર નથી, રાજકુમારીની રક્ષા કરો. પણ હા—મારી એક વાત સાંભળી લો. આજના આ અમૂલા અવસરને એળે જવા દેશો નહિ. આજે આપણે માટે સુવર્ણનો દિવસ ઉદય પામ્યો છે. આપણા ભાગ્યકાશમાં યશરૂપી ચંદ્રનાં આછાં કિરણોની ઝાંખી થઇ છે. માટે આવા અવસરને નષ્ટ થવા દેશો નહિ. વીરોને માટે રણભૂમિજ સ્વર્ગનું સૌંદર્યમય સ્થાન છે.

"સદા સંસારમાં રણરંગ અમૂલો લાભ લેખાતો;
નહિ છે સાર સંસ્કારે, વીરોને કાજ તો બીજો.
ધરાને ધર્મને માટે દીધી આહુતિ, છે જેણે;
લીધું છે માન ને ગૌરવ સદા સંસારમાં તેણે.
ઊઠો વીરો ! (તમે વ્હાલા) હૃદયમાંહિ (ધીરતા)ધારો;
કરી ટંકાર શરનો ને રિપુના દળ સંહારો."

સિરોહીનું સૈન્ય પ્રથમ જાણતું નહોતું કે, રાજકુમારી ઉર્મિબાલા વૃક્ષતળે ઉભેલી છે. કેટલાક અજમેરી સિપાહીઓ અતિ ઉચ્ચ સ્થાનપર વાટ જોતા ઊભા હતા તેમને શરના આઘાતથી મારવાના હેતુથી છૂપાયલા સિરોહીના સિપાહીઓએ (તેમનાપર) એકદમ આક્રમણ કર્યું. પછીથી જ્યારે તેમણે જોયું કે, રાજકુમારી મુઠ્ઠીભર સૈન્ય લઇને વાટ જોતી ઊભી છે, ત્યારે તેઓ બમણા ઉત્સાહથી અજમેરના સૈન્યને ઘેરી લઇ ઘણા જ વેગની સાથે ઝપાઝપી કરવા લાગ્યા.

ઉર્મિબાલાએ જ્યારે જોયું કે, પ્રસાદ આવીને અજમેરના સૈન્યને ઉત્સાહિત કરી રહ્યો છે, ત્યારે તેણે શર્મભરેલા સ્વરથી નીલાને ઉદ્દેશીને કહ્યું:—" નીલા ! આપણે પુરુષનો પોશાક ધારણ કરીને શા માટે યુદ્ધ ભૂમિમાં આવ્યાં છીએ ? આપણી આ ભીરુતા પિતાજીના નામના ગૌરવને કલંકિત કરે તેમ છે. હવે આપણે આપણી લજ્જાનું રક્ષણ કરવું એ પણ ભારી થઈ પડશે. "

આમ કહીને તેણે પોતાના મસ્તકપરના ઉષ્ણીષ અથવા ફેંટાને દૂર ફેંકી દીધો. ઘનઘોર ઘટાવાળો ખુલ્લો કેશ રાશિ ચારે બાજૂએ ફેલાઇ ગયો; કપોલ, ગંડ, વક્ષ આદિ સર્વ વિભાગોપર વિખરાઈને પીઠપર છવાઈ ગયો. ગુંથેલા કાળા કેશરાશિથી વીંટળાયલા ગુલાબના ફૂલને લજ્જાવી દે તેવા મધુર મુખડાંએ પ્રસાદના નયનને આકર્ષી લીધાં. પ્રસાદ તે ઉઘડવાની અણીપર આવેલા કમળના જેવું કોમળ મુખ જોઈને મોહિત થયો. તેનાં આકર્ણ સુધી વિસ્તરેલાં નયન જોઈને તે મુગ્ધ થયો, વિહ્વલ થયો. શત્રુ, મિત્ર, યુદ્ધ, રાજકન્યા, પોતાના અસ્તિત્વ આદિ સર્વથી તે વિસ્મૃત થયો. તે અનિમેષનયનથી તેના મુખ ભણી જોઇ રહ્યો. ઉર્મિબાલા તેની તે તીવ્ર દૃષ્ટિથીને સહી શકી નહિ. તેનું આખું શરીર રોમાંચિત થયું. આંખો પોતાની મેળે જ ઢળી પડી. લજ્જાથી વદન લાલ ચંદનથી ચોપડાયલું હોયની ! તેવું જ શોભવા લાગ્યું. મુખપરની ગુલાબી લાલી અપૂર્વ જણાવા લાગી.

ભીમના જેવા ભયંકર શબ્દોનો ઉચ્ચાર કરતા શત્રુઓ મહા-વેગપૂર્વક ધસી આવ્યા. તે કોલાહલથી પ્રસાદની સમાધિનો ભંગ થયો. તેના શત્રુની સમીપમાં પંહોંચતાં ન પહોંચતામાં તો આગળ આવેલા સિરોહીના બે સિપાહીઓએ તેને ઘેરી લીધો. ક્ષણવારમાં જ પ્રસાદના હાથથી તેમનાં મસ્તકો ધરાપર આળોટવા લાગ્યાં. ફરીવાર બે જણાએ

આવી પ્રસાદને ઘેરી લીધો, પણ તેમાંના એક જણનો જમણો હાથ કપાઇને દૂર જઈ પડયો અને બીજો જણ પ્રચંડ આઘાતથી અશ્વ-સહિત બે ટુકડા થઇને ભૂમિપર આળોટવા લાગ્યો. એક સાધારણ બાળકની આવી અસાધારણ વીરતા તથા તલ્વાર ચલાવવાની અપૂર્વ વિદ્યા જોઈ બન્ને પક્ષના સૈનિકો અત્યંત વિસ્મિત થયા. અજમેરનું સૈન્ય આનંદની સાથે ચીત્કાર કરવા માંડયું અને ભયંકર નિનાદ કરી કહેવા લાગ્યું કે;–"જય, અજમેર પતિનો જય!"

તે સમયે એક પ્રચંડ કાયાવાળા બળવાન સિરોહી સૈનિકે આગળ વધી પ્રસાદને તાકીને એક લાંબો ભાલો ઉઠાવ્યો. એ જોઈ ઘણી જ કુશળતાની સાથે પ્રસાદે એક ચકિત થયેલા મનુષ્યની પેઠે પોતાના અશ્વને ડાબી બાજૂમાં સેરવી લીધો તથા ડાબા હાથમાં ઝાલેલા ભાલાને જમણા હાથમાં લઇ સિરોહીના સૈનિકનું મસ્તક તાકીને ભીમવેગે ફેંક્યો. એ ભાલાના સખ્ત આઘાતનાથી સિરોહીનો તે સૈનિક વીંધાઇને એકદમ જમીનપર ગબડી પડયો.

આથી મહા ક્રોધિત થઇને સિરોહીનું સૈન્ય પ્રચંડ વેગથી અજમેરના સૈન્યપર ટૂટી પડયું. જે સ્થળે પ્રસાદ વ્યૂહના દ્વારની રક્ષા કરી રહ્યો હતો, તથા અજમેરના સૈન્યને ઉત્સાહિત બનાવી રહ્યો હતો, તે સ્થળે શત્રુઓ બહોળા પ્રમાણમાં વધી શકતા નહોતા. પરંતુ પાછળ ભયંકર સર્વનાશ ઉપસ્થિત થયો હતો. વ્યૂહના ચક્રને ભેદીને શત્રુઓ વ્યૂહમાં પ્રવેશ કરતા હતા. પ્રસાદ પાછળ ધ્યાન આપતો નહોતો, સ્હામેના સૈન્યને માર મારવામાં તે એટલો બધો ગુંથાઇ ગયો હતો કે, તેને પાછળ જોવાનો અવકાશ પણ નહોતો. એ સમયે રમણીના કંઠમાંથી નીકળતો અવાજ સાંભળી પ્રસાદે ચમકીને પાછું વાળી જોયું

તેને જણાયું કે, સૈન્યની ભારી ખુવારી થઇ રહી છે, રાજકુમારીપર આફત આવી પડી છે અને વ્યૂહરચના ભેદીને કેટલાક શત્રુ સૈનિકોએ રાજકુમારીને ચારે બાજૂએથી ઘેરી લીધી છે. એ જોઈને તે ઉન્મત્ત થયેલા માનવીની પેઠે તે દિશા ભણી દોડી ગયો.

તે સમયે તેણે પોતાના મનમાં ને મનમાં જ ભગવતી માતાની સ્તુતિ કરી કહ્યું:—

" કરાલવદના કાલી કામિની કમલાકલા,
ક્રિયાવતી વિશાલાક્ષીકામાખ્ય કામ સુંદરી;
ભગવતી દેવી માતા ચામૂંડા તારિણી,
રક્ષજે લજ્જા જગત્ તારિણી, ભવદુઃખ હારિણી."

" માતા! જગદમ્બા! આજે આ વિપદની વેળાયે પિતાની આપેલી આ પવિત્ર અસિની લજ્જાનું તું રક્ષણ કરજે. ક્ષત્રિયના વીર નામને કલંકની કાલિમાથી ભ્રષ્ટ ન થવા દેતાં યશના શિખરપર સ્થાપિત કરજે. આજે મારી પરીક્ષાના પ્રથમ દિવસે જ મને નિરાશ ન કરતાં ફળીભૂત કરજે."

આ સમયે શ્વેતા સહસા ચીત્કાર કરી બોલી ઉઠી:—' અરે ઓ રાજપૂત વીર! આવો, આવો, અમારી રાજકુમારીને દુશ્મનોના પંજામાંથી છોડાવો. અત્યારે જો તમે અમોને આશ્રય નહિ આપો તો કોઇ પણ રીતે અમારી લજ્જાનું રક્ષણ થઈ શકશે નહિ. શત્રુઓ ચારે બાજૂએ ફરી વળ્યા છે, હવે છટકવાનો એક પણ ઉપાય અવશિષ્ટ રહ્યો નથી. માટે આવો સત્વર આવો."

ત્યાર પછી નીલાએ કહ્યું:—" મહારાજાધિરાજને પણ આ ભયંકર સંવાદ પહોંચાડી દો. તથા તેમને સહાયતા આપવાનો સંદેશો મોકલાવો. નહિ તો પરિણામ અતિ ભીષણ આવશે. રાજતનયાના પ્રાણ બચાવવાનું કાર્ય પણ ઘણું જ કઠિન થઈ પડશે."

ઉર્મિબાલાએ પોતાના મનમાં જ વિચાર્યું કે,–"અત્યારે આ રાજપૂત વીર જ મને બચાવશે, મૃત્યુની વિભીષિકામય રજનીમાં જતી અટકાવશે. હવે મારે ભય રાખવાનું શું કારણ છે! જેને બચાવનાર આવો પ્રબળ શક્તિ સંપન્ન વીર છે, તેને મારવાની શક્તિ કોનામાં છે? બસ, હવે હું તદ્દન નિર્ભય છું."

સપ્તમ પરિચ્છેદ

## કર્ત્તવ્યનો મહામંત્ર



"लोकनाथं शशिप्रभं
ह्रीः काराक्षरसम्भूतं जटामुकुट मण्डितं
वज्रधर्मजटान्तःस्थं अशेषरोगनाशनं
वरदं दक्षिणे हस्ते वामे पद्मधरं तथा
ललाटेऽपि संस्थे तु महासौम्यं प्रभास्वरं
वरदोत्पलका सौम्या तारा दक्षिणतः स्थिता
वन्दनादण्डहस्तस्तु हयग्रीवोथ वामतः
रक्तवर्णा महारौद्रा व्याघ्रचर्म्माम्बरप्रियः
ॐ ह्रीः स्वाहा।"

---

સિરોહીના પાંચ સાત સૈનિકોએ વ્યૂહ ભેદીને રાજકુમારી ઉર્મિબાલાને ઘેરી લીધી. તેમાંના એક જણે રાજકુમારીના અશ્વની લગામ પકડી લીધી. એ જોઇને શ્વેતા રડી પડી. પરંતુ રાજબાલા ઉર્મિબાલાએ જરા પણ ભયભીત ન થતાં તલ્વારના આઘાતથી તેના હાથના

કકડે ટુકડા કરી નાખ્યા તે જોઇને એક દેવડા સનિકે આવીને રાજ-કુમારીનું હથિયાર પકડી લીધું. તે સમયે પાછળથી કોઈ એક જણે આવી પદાઘાતથી તેને અશ્વપરથી નીચે ગબડાવી દીધો. રાજકુમારીએ પાછું વાળી જોયું તો, પોતાની રક્ષા કરનાર અન્ય કોઈ નહિ, પરંતુ તે અસાધારણ શક્તિધારક વીર બાળક જ દેખાયો.

પ્રસાદે જોયું કે, પોતાની સન્મુખ જે ભુવનમોહિની રાજેશ્વરી પ્રતિમા ઉભી છે, તે અજમેરપતિની પ્રિય દુહિતા ઉર્મિમાલા જ છે. ક્ષણવારને માટે તેઓ બન્ને એક બીજાનાં મુખ ટકામું જોતાં ઉભાં રહ્યાં. તે સમયે તેમની બન્નેની દૃષ્ટિમાં કોણ જાણે કેવા પ્રકારની મોહિની શક્તિનો સંચાર થયો હશે, તે તો અમારાથી કહી શકાતું નથી. પણ તેમ છતાં પણ અમે એટલું તો અવશ્ય કહી શકીએ છીએ કે, એ મોહિની શક્તિનાયોગે તેઓ આત્મવિસ્મૃત થઇ ગયાં, બન્ને પોત-પોતાનું ભાન ભૂલીને એક અજબ મોહિનીજાળમાં સપડાઈ ગયાં.

આ સમયે પ્રસાદના બખ્તરથી ઢંકાયલા શરીરપર સહસા કોઇએ એક પ્રચંડ આઘાત કર્યો, એ જોઇને પ્રસાદ જેવી રીતે સૂતેલા સિંહના શરીરપર અણધાર્યો આઘાત કરવામાં આવે અને ત્યાર પછી તે વીશ્વને કંપાવનારી જેવી ભીષણ ગર્જના કરી મૂકે, તેવી ભીષણ ગર્જના કરી ઉઠયો. તેની તે વીરહાકથી રિપુપક્ષનાં વક્ષઃસ્થળો થરથરી ગયાં અને અજમે-રના સૈનિકો પણ આશ્ચર્યચક્તિ બની ગયા. પળ માત્રમાં આઘાત કર-નારનું પતન થયું, તેની જીવહીન કાયા વસુધા સુંદરીના વક્ષપર આ-ળોટવા માંડી આ જોઇને બીજા ત્રણ ચાર સિરોહીસૈનિકો આગળ ધસી આવી પ્રસાદના શરીરપર ટૂટી પડયા. પ્રસાદે એક પ્રકારની ઘણીજ કુશળતાભરી શિક્ષાના પ્રભાવથી આમ તેમ અશ્વ કૂદાવીને ચો તરફ ચક્કરી ખાવા માંડી તથા એકી સાથે હલ્લો કરવાનો તે લોકોને અવ-

સર પણ મળવા દીધો નહિ. પણ તેણે તો વીણી વીણીને તેમાંના તમામ શત્રુઓને ધીમે ધીમે સ્વર્ગમાં મોકલવાનો આરંભ કરી દીધો. રાજકુમારીના અશ્વપાસેથી તમામ શત્રુઓને વિખરાઈ ગયેલા જોઇને પ્રસાદે પુનઃ વ્યુહનું મુખ અથવા મોરચો બંધ કરી દીધો તથા કેટલાક અજમેરી સૈનિકો લઇને પૂર્વ ભાગમાંના ન્હાસવાની અણીપર આવેલા તથા આમતેમ આડા અવળા વિખરાયલા સિરોહીના સૈનિકોપર હલ્લો કર્યો. તે ભયંકર હુમલાથી, તે અસાધારણ તલ્વાર ચલાવવાની વિદ્યાથી, તે કુશળતાથી તથા સાહસથી સર્વેજનો મુગ્ધ થયા અને ચોમેરથી પ્રસાદની પ્રશંસાના શબ્દોનો ઉચ્ચાર કરવા માંડયા. એ પ્રશંસા સૂચક ભીષણ નિનાદથી સમસ્ત વ્યોમ મંડળ જાણે વિદીર્ણ થતું હોયની ! એવોજ ભાસ થવા લાગ્યો. જેમણે તેની એ અપૂર્વ કાર્યકુશળતા જોઇ, તેઓ જીંદગી પર્યન્ત તેને વિસરી શક્યા નહિ."

પ્રસાદની નજર આગળ દુશ્મનો ઉપરાઉપરી મરવા, કપાવા તથા ધરાપર રગદોળાવા લાગ્યા. કોઇનો હાથ, કોઇનો પગ, કોઈનું માથું તો કોઇના અશ્વ પૃથ્વીપર પડી તરફડીયાં ખાવા લાગ્યા. તે વીર પિતાના વીર બાળકની ભીષણ વીરતાને, અપૂર્વ પરાક્રમને તથા પ્રબળ વેગને અટકાવવાની તાકાત કોઈ પણ સૈનિકમાં રહી નહિ. બાળકને નજીકમાં આવતો જોઇને સૈનિકો ભયભીત બની પલાયન કરવા લાગ્યા. ધીમે ધીમે સિરોહીના સૈન્યમાં ભીતિનો એટલી બધી સીમાપર્યંત સંચાર થયો કે, રણભૂમિમાં જ્યાં જોઇએ ત્યાં તેઓ હાહાકાર અને નિરાશા સૂચક શબ્દોનો કરવા માંડયા ઉચ્ચાર. છેવટે છત્રભંગ થઈ અથવા તો વિખરાઈ જઇને કેટલાક સૈનિકો કેવળ પોતાના પ્રાણનું રક્ષણ કરવાના ઉદ્દેશથી રણભૂમિનો પરિત્યાગ કરી ઇચ્છામાં આવે તે દિશામાં પ્રયાણ કરી ગયા.

અજમેરના સૈન્યનો પણ કચડઘાણ વળી ગયો. પચાસ સૈનિકોમાંથી અર્ધ ઉપરાંત તો મરણને શરણ થઈ ચૂક્યા. બાકીના જે કાંઈ જીવતા હતા, તેમાંના કેટલાક પણ ઘાયલ થયા હતા. પ્રસાદના શરીરમાં ઠેકઠેકાણે જૂદાં જૂદાં અસ્ત્ર શસ્ત્રોના આઘાત થયા હતા અને તે આઘાતના યોગે તેનું આખું શરીર તદ્દન કલાન્ત થઈ ગયું હતું, તેમાંથી લોહીની અનગલ ધારાઓ વહી રહી હતી. તેમ છતાં પણ તે પોતાની હિમ્મત હાર્યો નહોતો. તેવી ભયંકર સ્થિતિમાં પણ તે શત્રુની પાછળ ધસી જતો હતો, પરંતુ એવામાં નીલાએ તેને આગળ જતો અટકાવી કહ્યું:—" વીર પુરુષ ! ધન્ય છે ! તમારા જેવો વીરનર મેં અત્યાર સુધી આ રાજપૂતાની વીર ભૂમિમાં બીજો એક પણ જોયો નથી. આ વીરપ્રસૂતિ રાજપૂતાના ભૂમિમાં તમે એક વીર ચૂડામણિ છો.

નમાવી બાહુના બળથી, દશાનન સમ મહાવીરો;
હતા દિગ્પાળ મોટા ને કર્ણ સમ જે મહાધીરો,
બનાવ્યા દાસ શક્તિના, બતાવી તેજનો હીરો;
દિપાવ્યું નામ ક્ષત્રીનું, હરાવીને મહાવીરો "

વીર કુમાર ! આજે તમે અમારી રાજકન્યાની રક્ષા કરી છે. તમારા એ ઉપકારને અમે કદાપિ વિસરી શકીશું નહિ. તમારા તે ઉપકારના સંભારણા તરીકે અમારી રાજકુમારીએ એક અંગુઠી આપવાનો ઈરાદો કર્યો છે. મને આશા છે કે, તમે તેમની તે ઇચ્છાને અવશ્ય તૃપ્ત કરશો જ. "

આમ કહીને નીલાએ રાજબાલાઉર્મિની આંગળીમાંથી એક વીંટી કાઢીને પ્રસાદને આપી.

આ સમયે ઉર્મિબાલા શર્મથી સંકોચાઇને નીચું મુખ કરી ઉભી રહી. નીલાએ કહ્યું:—" રાજપૂત વીર ! નાસતા શત્રુનો પીછો કરવો

છોડીને હવે રાજબાલાનું રક્ષણ કરવા માટે અહીંજ ઉભા રહો. શૃગાલની પેઠે નાસેલા શત્રુની પૂંઠ પકડવી એ વીરજનોનો ધર્મ નથી, માટે એ તમારા વિચારનો પરિત્યાગ કરો. રાજકુમારીની ઇચ્છા અત્યારે તમને પોતાની પાસે જ રાખવાની છે. કારણ કે, દુશ્મનો કઇ ઘડીએ ચઢી આવશે એનો કશો નિર્ધાર નથી. માટે આવા સમયમાં સાવચેત રહેવાની ખાસ જરૂર છે. કેમ, તમને આમ કરવામાં કોઈ પણ પ્રકારની અડચણ તો નથી ને? હું ધારૂં કે, એક અબળાના રક્ષણાર્થે જે પુરુષે આટલું બધું સાહસ વેઠયું છે, તે પુરુષ આ વિષયમાં પણ અવશ્ય સહાનુભૂતિ જ પ્રકટ કરી બતાવશે.”

આ સમયે રણક્ષેત્રમાં એકાએક એક પ્રકારનો કોલાહલ થતો સંભળાયો. એ કોલાહલનું કારણ જાણવાના ઉદ્દેશથી સર્વ સૈનિકે તથા અન્યાન્ય જનોએ પાછું વાળી જોયું. તે વખતે તેમને જણાયું કે, પ્રથમ જણાવેલા પહાડ પાસે જ્યાં અજમેરનો અધિપતિ મહારાજ શૂરસિંહ માત્ર સાતસો સૈનિકો લઇને હજારો શત્રુ સૈનિકોની ગતિને અટકાવવાની કોશિશ કરી રહ્યો હતો, ત્યાંઆગળ કોઇ એક અનર્થપાત વ્યાપી ગયોછે. જે સ્થળે રાજકુમારી ઉભી હતી, ત્યાંથી એ નાનો પહાડ કાંઈ વધારે દૂર નહોતો. રાજકુમારી, પ્રસાદ તથા તેની આસપાસનાં માણસો તરત જ જાણી ગયાં કે, જાણે એ પહાડ પાસેના અજમેરી સૈન્યમાંજ અસ્પષ્ટ હાહાકારનો ધ્વનિ ઉત્પન્ન થવા પામ્યોછે. ત્યારપછી રાજકુમારી એક પ્રકારના અજ્ઞાત ભયથી ભયભીત થઇને વ્યાકુળતાથી પ્રસાદ તરફ જોતી કહેવા લાગી:—“પ્રસાદ, મારા પિતા પર કોઇ ભારી આફત આવી પડી હોય તેમ જણાય છે. માટે કૃપા કરી તેમને સહાયતા કરો. જો અત્યારે તમે સહાયતા નહિ કરો, તો અજમેરનો ભાગ્યરવિ સદાને માટે અસ્ત થઇ જશે તથા સિસોદીનો

વિજયી વાવટો અજમેરના દુર્ગપર વિજયના રંગના ગર્વથી ફુલાઇને ફરકવા માંડશે. જાઓ, કૃપા કરી તેમને સત્વર સહાયતા કરો. ”

પ્રસાદે કહ્યું:-“ પરંતુ તમો સર્વને નિઃસહાય સ્થિતિમાં મૂકીને, અહીંથી જવાની મારી બિલકુલ ઇચ્છા નથી. કદાચિત્ ન કરે નારાયણને કાંઇક વિપરીત પ્રસંગ આવી લાગે, તો તે અપયશનું કલંક મારા શિરપર જ ચોંટે, તેવો સંભવ છે. રાજદુહિતા ! તમે નિશ્ચિંત રહો, હું થોડીવાર પછી તમારા પિતાને બચાવવાની પણ કોઈ ઉત્તમ રીત શોધી કાઢીશ. ”

રાજકુમારીએ કહ્યું;—“ અમારી ચિંતા કરવાનું કશું કારણ નથી. અમો કોઇ સહી સલામતી ભરેલી જગાએ જઇને અમારૂં સંરક્ષણ કરીએ છીએ. વળી એક ક્ષત્રિય તનયા જ્યારે યુદ્ધનું નામ સાંભળીને આવી કાયરતાને દર્શાવે તો તેના જેવી બીજી શોચની વાર્ત્તા પણ કઇ કહી શકાય ? હું મારૂં તનુનું બલિદાન આપીને પણ શત્રુઓના પ્રબળ વેગને અટકાવવાનો પ્રયત્ન કરીશ. વીર પિતાની પુત્રી તરીકેનો પરિચય કરાવી આપીશ. રણભૂમિમાં ઉભેલી રાજતનયા જ્યારે ભીરુતાને હૃદયમાં ધારણ કરશે, તો પછી વીરતાનો સંભવ જ ક્યાંથી રાખી શકાશે. જાઓ, તમે નિશ્ચિંત ચિત્તથી તેમને સહાયતા કરો. હું શત્રુઓને પહોંચી વળીશ, તેમને ખેદાન મેદાન કરીશ. કારણ કે હું:—

શત્રુ નિશાચર કાપવા કાળી સમી વિકરાળ છું;
પાપી પ્રપંચી પીડવા હું કાળ કેરી કાળ છું;
ધર્મ, નીતિ, ન્યાયને ગુણતણી રખવાળ છું;
હણવા સદા અન્યાયને હું સિંહકેરી બાળ છું;
તલ્વાર તૂટે શિર પરે તોયે નહિ ડરનાર છું;
જુલ્મી અને નીતિ તણા હરનારની હણનાર છું.

ત્યાર પછી પ્રસાદ ફક્ત વીસ ઘોડેસ્વારોને લઇને અજમેરના અધિપતિની સહાયતા માટે એકદમ રવાના થયો. અજમેરરાજ તે વખતે ખરેખર આફતમાં આવી પડયો હતો. અસીમ શક્તિ અને સાહસપર આધાર રાખી તે સમયે રાજા શૂરસિંહે એકલાએ શત્રુના વ્યૂહને ભેદીને તેના મધ્ય ભાગમાં પ્રવેશ કર્યો હતો. અજમેરનું સૈન્ય પોતાના રાજાની રક્ષા કરવાના ઉદ્દેશથી આગળ વધી રહ્યું હતું પરંતુ દુશ્મનોના પ્રબળ વેગથી તેને પાછા હઠવું પડયું હતું. કેવળ કેટલાક વીર્યવાન સૈનિકોએજ તેમાં પ્રવેશ કર્યો હતો. તે બળવાન પુરુષોજ રાજાના પડખામાં તથા પાછળના ભાગમાં રહીને તેની રક્ષા કરી રહ્યા હતા. પરંતુ તેઓ પણ એક પછી એક ધરાશાયી થવા લાગ્યા હતા. શત્રુ પક્ષવાળાઓએ રાજાને પોતાના બંદીવાન બનાવી લેવાનો જ નિર્ધાર કરી લીધો હોય, એમ સ્પષ્ટ જણાતું હતું. થોડી વારમાં અજમેરના સૈન્યમાં ભારી ખળભળાટ મચી ગયો. અસીમ વીરત્વની સાથે પુનઃ કેટલાક અજમેરી સૈનિકોએ રાજાની રક્ષા કરવાની આશાથી શત્રુના વ્યૂહમાં પ્રવેશ કર્યો. પરંતુ તેઓ પણ ધીમે ધીમે પૃથ્વીમાતાની ગોદમાં ચુંબન લેવા લાગ્યા અથવા અન્ય શબ્દોમાં કહીએતો મરણને શરણ થઇ ગયા. રાજાનું શરીર શસ્ત્રના પ્રહારથી છેદાઇ ગયું હતું અને તેમાંથી લોહીની ધારાઓ વહી રહી હતી. તેનું શરીર છેક અવસન્ન થઇ ગયું હતું. એ સમયે પ્રસાદ વીરનાદથી તલ્વારનો આઘાત કરી શત્રુના વ્યૂહને છિન્ન વિચ્છિન્ન કરતો આગળ આવી લાગ્યો, તથા અજમેરપતિને પાછળ રાખીને શત્રુની સામો જઈ ઉભો રહ્યો. તેની પાછળ ઘણા ઘણા અજમેરી સિપાહીઓ આવીને રાજાની રક્ષા કરતા ઉભા રહ્યા. પ્રસાદની તલ્વારના ઘાવથી આક્રમણ કરનારાઓમાંના કોઇના કપાયલા હાથ, કોઇનું કપાયલું મસ્તક ધડાધડ શબ્દનો ધ્વનિ કરતાં જમીનપર પડવા લાગ્યા. રણભૂમિમાં નર-

માંસ, નરકંકાલ અને નર અસ્થિના ઢગલા થયા. લોહીની નીકો વહી ચાલી. રક્તના પ્રબળ પ્રવાહમાં મનુનાં મસ્તકો તણાવા લાગ્યાં. દશ્ય ઘણુંજ બિહામણું બની ગયું. કાયર પુરુષો તો એ ભીષણ દશ્યને જોતાંની સાથેજ કમ્પિત થઇને ખૂણા ખોચરાનો આશ્રય શોધવા લાગ્યા. વીરપુરુષોનો એ જોઇને ઉત્સાહ વધી ગયો, તેઓ ઉન્મત્ત બની કરમાં કરવાલ ધારી તાંડવનૃત્ય કરવા લાગ્યા. ઉભય પક્ષના યોદ્ધાઓ રિપુના વપુને વિદારવાનો સુયોગ શોધવા લાગ્યા. મરવું અને કાં મારવું એજ નિશ્ચય કરી સમસ્ત રાજપૂતો કેસરીયાં કરી તૂટી પડયા. વીરતાની પરીક્ષા આપવાના ઉદ્દેશથી વીરજનોએ જીવનની આશા ત્યાગી દીધી. શાશ્વત અને ચરમ પદને પામેલા મૃત્યુએ પોતાની ભયંકરતાનો પડદો છવરાવી દીધો. અસુરકુલનિકંદિની, ભવભયહારિણી, જગતાપનાશિની ચામૂંડા અથવા રણદેવી પણ હાથમા ખપ્પર ધારી માનવ હૃદયના રક્તનું બલિદાન લેવાના હેતુથી રણભૂમિમાં આવી ઉપસ્થિત થઈ, પિતા, માતા, ભગિની, બંધુ, બાંધવ પ્રતિની માયા–મમત્વનો સર્વ રણપ્રિય નરોએ પરિત્યાગ કરીને ' અર્થં સાધયામિ વા દેહં પાતયામિ ' મંત્રનો સ્વીકાર કરી લીધો. શૂરાઓનો સંગ્રામ જોવાની અભિલાષાથી આકાશના આવરણમાં અંતરિક્ષ રહીને દેવમંડળ પણ પોતપોતાનાં વિમાનો સહિત ઉપસ્થિત થયાં. વીસ વર્ષની બાળવયના પ્રસાદનું પરાક્રમ જોઈ વસુધા પ્રસન્ન થઇ, દશેદિશાઓમાંથી તેની પ્રશંસાના શબ્દો સુણાવા લાગ્યા. સિરોહીના દેવડાઓ તથા અજમેરના અજિત ચોહાણ યોદ્ધાઓએ પ્રસાદની વીરતાને ધન્યવાદ આપી ગંભીર અને ઘોર નિનાદથી વ્યોમ મંડળને વિદીર્ણ કરવાનો પ્રારંભ કરી દીધો. સર્વ સૈનિકોના હૃદયમાં શૂરતાના ઉછાળા ઉછળવા લાગ્યા. ઉભય પક્ષ પોતપોતાના ખરા રંગપર આવીને વિજય દેવીની પ્રાપ્તિના અભિપ્રાયથી ઘોરતમ સંગ્રામમાં પ્રવૃત્ત થયા.

રણવાદ્યો બમણા કે ચાર ગણા વેગથી વાગવા લાગ્યાં. સર્વત્ર 'મારો, કાપો, સંહારો' ના ગગનભેદક ભીષણ શબ્દો સંભળાવા લાગ્યા. અગણિત યોદ્ધૃજનો ઉન્મુક્ત કૃપાણ ધારી, રક્ત પિપાસુ વ્યાઘ્રની પેઠે પ્રતિપક્ષના વપુમાંથી ઉષ્ણ રૂધિરની ધારાનો પાત કરવાનો ઉપક્રમ કરવા લાગ્યા. ધરા ધ્રૂજવા લાગી, વાયુ ઉન્મત્ત બની ગયો, આકાશ કંપવા લાગ્યું અને પર્વતો શિખરો સહિત ડોલવા લાગ્યા.

સ્હામે અસંખ્ય શત્રુઓ કરાળકાળનું સ્વરૂપ ધારણ કરી ઉભા હતા, છતાં પણ પ્રસાદ તેમનો લેશમાત્ર પણ ભય રાખ્યા વિના મદોન્મત્ત કેશરીની પેઠે તેમની સન્મુખ ઝઝૂમી રહ્યો હતો. પ્રસાદને માર્યા સિવાય શત્રુઓથી રાજા ભણી એક ડગલું પણ આગળ ભરી શકાય તેમ નહોતું. પાંચ સાત સૈનિકોએ એકી સાથે પ્રસાદપર આક્રમણ કર્યું; પરંતુ પ્રસાદની અદ્ભુત અશ્વચાલનાની કુશળતાના યોગે તેમની સર્વ ચેષ્ટા વ્યર્થ થઇ. પ્રસાદ ફરતો ફરતો ધીમે ધીમે શત્રુઓનાં મસ્તક છેદવા લાગ્યો. તેનો અશ્વ કોઇ વેળાયે દક્ષિણમાં દોડતો તો કોઈ વેળાયે ઉત્તરમાં દોડતો હતો. ઘણીવાર એમ પણ બનતું હતું કે, જ્યારે દુસ્મનો અન્ય વ્યવસાયમાં ગુંથાયા હોય, ત્યારે એકદમ તેનાપર ધસી જઇને તે તેમને કચડી નાખતો હતો, તેની ચોમેર ફરતી તલ્વાર ક્વચિત્ કોઇના મસ્તક પર જઇ પડતી હતી: તો ક્વચિત્ કોઇનું વક્ષઃ વિદીર્ણ પણ કરી નાખતી હતી. ક્વચિત્ કોઇનો અશ્વ ઘાયલ થતો હતો તો ક્વચિત્ કોઇનો ઊંચો હાથ કપાઇને દૂર જઈ પડતો હતો. તેની લાંબી તલ્વારને કોઈ પણ મનુષ્ય જોઈ શકતું નહોતું. તે ઘણા જ વેગની સાથે ફરતી હતી. બન્ને સૈન્યો અજાયબીથી સ્તબ્ધ બની પ્રસાદની અપૂર્વ અસિચાલનાનું નિરીક્ષણ કરવા લાગ્યા. રાજા શૂરસિંહ ધારતો હતો કે;—"આ પહેલાં મેં મારા જીવનમાં આવી અસિચાલના, આવી કુશળતા, આવી વીરતા અને

આવી નિર્ભયતા કદાપિ જોઈ જ નહોતી. હા—આજથી ઘણા દિવસ પહેલાં એક પુરુષનું પરાક્રમ જોયું હતું, તે પુરુષ પણ અલૌકિક અને અદ્વિતીય વીર નર હતો. તેમ છતાં પણ તે આવો ચાલાક અને તેજસ્વી તો નહોતો જ. આજે આ વીર કુમારે પોતાની પ્રચંડ વીરતાના યોગે સમસ્ત વિશ્વબ્રહ્માંડને વિમોહિત કર્યું છે. હું જેને વિશ્વાસઘાતક ધારતો હતો, તે ખરેખરો વફાદાર નિવડ્યો છે. હાય! મેં એક અમૂલ્ય મણિને પત્થર માની લેવામાં અત્યાર સુધી કેવળ એક પ્રકારનો ભયંકર પ્રમાદ જ કર્યો છે. કેશરીના તનયને શૃગાલ ધારવામાં મેં ભારી અન્યાય કર્યો છે. આ પુરુષે જે પરાક્રમ દર્શાવીને મારૂં રક્ષણ કર્યું છે, તેના તે ઉપકારનો બદલો મારાથી કદાપિ વાળી શકાય તેમ નથી. અહા! કેવું એનું અંગ વળે છે! કેવી ચાલાકીથી તે યુદ્ધ કરે છે. ધન્ય છે! વસુંધરાના ગૌરવમંડિત સંતાન, તને અનેકધા ધન્યવાદ ઘટે છે.”

પ્રસાદની સ્હામેનો કેટલોક ભાગ સાફ થઈ ગયો. પ્રસાદના વીર્યથી ભયભીત થઇને કેટલાક સૈનિકો પાછા હઠી ગયા. તે સમયે એક સિરોહીના સૈનિકે બર્છો ઊપાડીને પ્રસાદના શરીર ભણી તાકયો. પ્રસાદ તરત જ તે જાણી ગયો અને પોતાના શરીરને સંભાળીને જરા પાછો હઠી ગયો. એથી પેલા સૈનિકે ફેંકેલો બર્છો પ્રસાદના પગમાં ન વાગતાં તેના અશ્વના મસ્તકમાં ખૂંચી ગયો. એ જોઇને પ્રસાદ અશ્વના જમીન પર પડતાં પહેલાં જ એકદમ કૂદકો મારી નીચે જઈ પડ્યો. ત્યાર પછી એક ક્ષણનો પણ વિલંબ કર્યા વિના તેણે બર્છો ફેંકનાર સૈનિકના બે ટુકડા કરી તેના અશ્વને પોતાના અધિકારમાં લઈ લીધો તથા થોડી વારમાં જ તે તેના પર સ્વાર થઈ ગયો. તેની આવી તીવ્ર ગતિ તથા સ્ફુર્તિ જોઇને અજમેરી સૈનિકોએ “કાલી માતાનો જય”ના સ્વરથી દિગ્મંડળને કંપાવી મૂકયું.

સમીપમાં ઉર્મિબાલા પોતાની શ્વેતા અને નીલા નામક ઉભય સહચરીઓથી ઘેરાઇને આ અદ્દભુત વીરત્વનું અવલોકન કરી રહી હતી. નીલાએ પૂછ્યું:—"કેમ રાજબાલા! શા વિચારમાં પડી ગયાં છો વારૂ?"

ઉર્મિબાલાએ જવાબ આપ્યો:—નીલા, આવું વીરત્વ મનુષ્યમાં કદાપિ સંભવી શકતું નથી. ખરેખર, આ કોઈ દેવતા જ છે. અજમેરની પવિત્ર ભૂમિની સ્વતંત્રતા સાચવી રાખવા માટે જ એણે આ વસુધાપર જન્મ ધારણ કર્યો છે. એની અલૌકિક વીરતા જોઇને મારા મુખમાંથી પ્રશંસાના શબ્દો સહજમાં જ નીકળી જાય છે. રાજપૂતાની રણભૂમિમાં ઘણા ઘણા વીરપુંગવો પોતાના પરાક્રમનો પરિચય કરાવી ગયા છે. ઇતિહાસ તથા દંતકથાઓ પણ અનેક વીરોનું સ્મરણ કરાવી રહી છે, તે સર્વ વીરશ્રેણીમાં આ વીરબાળકનું સ્થાન સર્વાગ્રજ આવે તેમ છે. જો આ તરુણને વીરત્વનો અવતાર કહેવામાં આવે તો પણ તેમાં કશોય પ્રત્ય-વાય નથી. કારણ કે, એની આજની વીરતાએ તો અવધિ જ કરી બતાવ્યો છે."

અજમેરનું સૈન્ય પ્રસાદના શૌર્યથી પ્રોત્સાહિત થઇને ધીમે ધીમે ગુમાવેલા સ્થાનોને પાછાં મેળવવાનો પ્રયત્ન કરવા લાગ્યા. શૂરસિંહ, સૈન્ય સહિત આગળ વધવાની ચેષ્ટા કરવા લાગ્યો. મોટે ભાગે અજ-મેરના સૈન્યે જ તે સમયે યુદ્ધ કરવાનાં યોગ્યસ્થાનો પ્રાપ્ત કર્યાં. પ્રસાદે એકવાર ચોમેર દૃષ્ટિ દોડાવીને યુદ્ધક્ષેત્રને જોઈ લીધું. તેણે જોયું કે, સિરોહીનું સૈન્ય જો કે સહજ પાછું હઠયું છે, તથાપિ તેની સંખ્યા અજમેરના સૈન્યના કરતાં ઘણી જ વધારે છે. જો બહારથી કાંઇ પણ સહાયતા નહિ મળી શકે, તો જયની આશા ઘણી જ ઓછી રાખી શકાશે. નજીકમાં જય-વકુમાર સમાન સંખ્યાના પ્રતિસ્પર્ધી સિરોહીના

સૈન્યથી આત્મરક્ષા કરવામાં રોકાયલો હતો; તેથી તેના તરફથી કોઈપણ પ્રકારની સહાયતા મળે તેવી આશા રાખી શકાય તેમ નહોતું. ઉત્તરમાં અજમેરી સૈન્ય પાછું હઠવા માંડયું હતું, તેથી તે સ્થળે પણ અમુક સહાયતા મોકલવાની ખાસ જરૂર હતી. આ સર્વ બાબતોનો વિચાર કરી પ્રસાદ સહજ ચિંતાતુર થયો. જ્યાં જ્યાં યુદ્ધ થતું હતું, ત્યાં ત્યાં તે ચિંતિત ચિત્તમાંથી છૂટકારો મેળવીને યુદ્ધ ક્ષેત્રને બરાબર જોવા લાગ્યો. તપાસ કરતાં તેને જણાયું કે, સિરોહીનું સૈન્ય ઘણી જ સુંદર રીતે ગોઠવાઈ ગયું છે. અમે પ્રથમ જ જણાવી ગયા છીએ કે, તેના હથિયારબંધ સૈનિકોની સંખ્યા લગભગ બાર હજાર ઉપરાંતની હતી. બન્ને સૈન્યો સંખ્યામાં સરખાં હતાં. પરંતુ સિરોહીનું સૈન્ય એવી કુશળતાથી રક્ષાઈ ગયું હતું કે, જ્યાં જ્યાં લડાઈ ચાલતી હતી, ત્યાં ત્યાં સિરોહીના સૈન્યની સંખ્યા જ પ્રબળ જોવામાં આવતી હતી.

વ્યૂહની બહારના વિભાગમાં કેટલાક અજમેરી સૈનિકોએ લડાઇ કરવાનું સ્થાન અને સગવડ મેળવી હતી. પ્રસાદે તેમની પાસે જઇને કહ્યું:—"કેમ શૂરા સુભટો ! યુદ્ધનો રંગ કેવોક જણાય છે ? ભવિષ્યમાં કયા પક્ષનો વિજય અથવા પરાજય થશે, એ વિષયમાં તમો કાંઇ પણ કલ્પના કરી શકો છો ખરા કે ?

એક અનુભવી અશ્વરોહીએ પ્રત્યુત્તરમાં જણાવ્યું કે:—"વીરબાળ! જ્યાં તમારા જેવા ભીમ પરાક્રમશાળી પુરુષો વસે છે, ત્યાં પરાજયની સંભાવનાની કલ્પના પણ શી રીતે થઇ શકે ? કેશરીસિંહને કંપાવનારા કાળસમા વિકરાળ પુરુષ ? મને તો સ્પષ્ટ ભાસે છે કે, વિજયનો રંગ આપણા પક્ષને જ પ્રાપ્ત થઇ શકે તેમ છે. કારણ કે, તમારી અનુપમ વીરતાના યોગે અમારી મૃત થયેલી વીરતા પણ સંજીવિત થઇ છે. હવે અમે અમારા રાજાના વિજય સિવાય અન્ય કાંઇપણ ઇચ્છતા નથી.

નિજ દેશના કલ્યાણુ કાજે પ્રાણુ સર્વે આપશું;
બંધન બધાંયે દેહનાં જડમૂળથી અમ કાપશું;
માયા અને મમતા તણી આસક્તિને તો ત્યાગશું;
કર માંહીં કરવાલ ધારી, રિપુ પ્રાણુને સંહારશું;
વરમાળ વિજયી અમ ભૂપતિના કંઠમાં આરોપશું;
ધરીને ધ્વજા અમ ભૂપની સહુ સ્થાનમાં ફરકાવશું. ”

આ સાંભળી પ્રસાદે અત્યંત આનંદિત થઇને કહ્યું:—“ ધન્ય છે, સ્વામી ભક્ત વીર તમને અનેકવાર ધન્ય છે. એક રાજપૂત પુરુષના વિચારો એવા ઉદાત્ત અને સ્વતંત્ર જ હોવા જોઇએ. આજે આ શબ્દોએ મારા હૃદયમાં અપૂર્વ ઉત્સાહનો ઉદ્‌ભવ કર્યો છે. પરંતુ વીર પુરુષ ! કેવળ પરાક્રમ અને આત્મબળપર જ યુદ્ધના વિજયનો નિર્ધાર રાખી શકાતો નથી. એ વિષયમાં કિંચિત્ અનુમાન શક્તિ તથા આસપાસના સંજોગો જોવાની પણ અગત્ય પડે છે. જૂઓ, અત્યારના યુદ્ધમાં આપણા પક્ષની સ્થિતિ કેવી શોચનીય થઈ ગઇ છે, તેનો જરા વિચાર કરો. ઉત્તર દિશામાં વ્યાપેલું પ્રચંડ યુદ્ધ જોતાં આપણા પક્ષનો પૂર્ણ પરાભવ થવાનાં લક્ષણો સ્પષ્ટ જણાઇ આવે છે. ઠેક ઠેકાણે અજમેરી સૈનિકોનો કચ્ચરઘાણ નીકળતો જોવામાં આવે છે. આવા વિલક્ષણ સંજોગોમાં કેવળ આત્મબળ પર વિશ્વાસ રાખવાથી પરિણામ વિપરીત આવવાની સંભાવના રહે છે. હવે જો અજમેરના સૈનિકોને યોગ્ય સહાયતા તથા પ્રોત્સાહન નહિ આપવામાં આવે તો વિજયરંગ દુશ્મનના ભાગ્યમાં પલટાઈ જશે. અત્યારસુધીની આપણી કરી કારવેલી મહેનત માટીમાં મળી જશે અને અજમેરના અધિપતિને શત્રુના હાથના ગુલામ થવું પડશે.”

અશ્વારોહીએ કહ્યું:—“ હેં આ શું ? આપણું સૈન્ય તો પાછળ

છૂટતું આવે છે, દુશ્મનો વેગપૂર્વક આગળ વધતા જણાય છે. રાજપૂત વીર ! તમારૂં કહેવું સંપૂર્ણ રીતે સત્ય છે. મારી કલ્પના ભૂલ ભરેલી છે. પણ હવે એ દુર્દાન્ત દુશ્મનોના દુર્દમનીય વેગને અટકાવવાનો શો છે ઇલાજ ? ”

પ્રસાદે કહ્યું:—“ ઇલાજ ! ઇલાજ એક નહિ પણ અનેક છે. પરંતુ તે ઇલાજ કરતાં પહેલાં આપણા પક્ષની થતી ખુવારીનું બરાબર નિરીક્ષણ કરી લો. જૂઓ, વચ્ચે જૂઓ, આજૂબાજૂમાં જૂઓ. જ્યાં ત્યાં કેવળ આપણા સૈનિકોના સંહાર સિવાય તમે બીજું શું જોઇ શકો છો ? અજમેરી યોદ્ધાઓના પતન સિવાય બીજું શું જોવામાં આવે છે ? જો હવે ઝાઝીવાર આવોને આવો પ્રકાર ચાલૂ રહેશે, તો તેનું પરિણામ શું આવશે અને વિજયલક્ષ્મી શત્રુના હાથમાં કયી ઘડીએ ચાલી જશે એની કશી પણ કલ્પના કરી શકાતી નથી. ”

“ હા—હા. અનુભવી યોદ્ધા ! તું સર્વ સત્ય જ કહે છે. સૈન્યમાં સર્વત્ર નિરાશાસૂચક હાહાકારના પોકારો સંભળાઇ રહ્યા છે, તે અજમેર પક્ષના સૈનિકો જ છે, એમ સ્પષ્ટ જણાઇ આવે છે. ત્યારે હવે શો છે ઉપાય કે જેથી કરી શકાય દુશ્મનોના આગમનમાં ભીષણ અપાય ? ”

“ આવો, મારી સાથે આવો. હું તમને હમણાં ને હમણાં જ એનો એક સરળ ઉપાય બતાવી આપું છું. ”

પ્રસાદનાં આ વાક્યોનો ઉચ્ચાર થતાંની સાથે જ સેંકડો સૈનિકો તેની સાથે દોડી નીકળ્યા સર્વના સ્મરણમાં જ હશે કે, જે નાન: પર્વતની નજીકમાં અજમેરનો મહારાજા શૂરસિંહ યુદ્ધ કરતો હતો: તે પહાડના દક્ષિણ વિભાગમાં એક નાનું જંગલ પણ હતું. પ્રસાદ તે જંગલમાં ઘુસીને સહસા સિરોહીના સૈન્ય પાછળ આવી ઉભો રહે

અને ઘણા જ વેગ સાથે તેનાપર હલ્લો કર્યો. શૂરસિંહ અને પ્રસાદ દ્વારા સિરોહીનું સૈન્ય ક્ષણવાર પણ ટકી શક્યું નહિ. તે છૂટું છવાયું વિખરાઇને જૂદી જૂદી દિશાઓમાં જીવ જવાના ભયથી ન્હાસવા માંડયું.

છેવટે રાજા શૂરસિંહ નાસતા શત્રુની પાછળ પડયો અને બીજી બાજૂએ પ્રસાદ થોડુંક સૈન્ય લઇને જયન્તકુમારની મદદ માટે દોડયો. બન્ને વીર નરોના સૈનિકો પણ વીરતાના ઘોર નાદ કરતા શત્રુના ધ્વંસ કરવાના ઉદ્દેશથી અત્યંત ઉત્સાહપૂર્વક દોડવા લાગ્યા.

બહારથી નવીન સૈન્ય દ્વારા જયન્તકુમાર કોઇ પણ પ્રકારની સહાયતા ન મળવાથી થાકીને ધીમે ધીમે પોતાના સૈન્ય સહિત પાછો હઠી રહ્યો હતો. એવામાં પ્રસાદે વાયુવેગે આવીને શત્રુની પાસેના એક વિભાગમાં જબરદસ્ત હલ્લો કર્યો. પ્રસાદની તલ્વાર આગળ દુશ્મનો પર દુશ્મનો પડવા લાગ્યા. ક્ષણ વારને માટે સિરોહીનું સૈન્ય સહજ હઠી ગયું, પરંતુ થોડી વારમાં તે પાછું ભયંકર વેગથી ધસી આવ્યું. તે સમયે પ્રસાદ પોતાના પ્રાણની કશી પણ પરવાર રાખ્યા સિવાય વક-રેલા સિંહની પેઠે કેવળ શત્રુઓનો સંહાર કરવાના કાર્યમાં જ ગુંથાઇ ગયો પણ ધીમે ધીમે તેના હાથ થાકવા લાગ્યા. શત્રુના ઉપરાઉપરી થયેલા આઘાતોથી તેનું અંગરક્ષક કવચ ઠેકઠેકાણે છેદાઇ ગયું અને લોહીના પ્રવાહથી તેનું આખું શરીર ભીંજાઇ ગયું. ત્યાર પછી તેનામાં લડવાની શક્તિ રહી નહિ, તેના હાથ છેક થાકી ગયા. આંખો આગળ અંધારા આવવા લાગ્યાં, મસ્તક તથા કમર પણ સ્થિર રહી શકી નહિ. મહાવીર પ્રસાદ પોતાના અશ્વપરથી જમીનપર ગબડી પડ્યો.



અષ્ટમ પરિચ્છેદ

# દેવળરાય



" લોકોમાં લાખેણી લાજ, કરે સદા પરમારથ કાજ;
ભિક્ષુકને ન ગણાય ગુલામ, ઉત્તમ કુળ તો એનું નામ;
અંતરમાં ન ધરે અભિમાન, કદી ધરે નહિ નિંદા કાન;
કરે નહીં દૂષણનું કામ, ઉત્તમ કુળ તો એનું નામ;

---

દલપત કાવ્ય.

આજકાલ કરતાં લગભગ ૭ માસ થયાં, અમોએ તે સ્વર્ગના સૌરભમય પુષ્પસમાન પવિત્ર દેવળનો પરિત્યાગ કર્યો છે. એ અવસરમાં તેની કશી પણ સંભાળ લીધી નથી ૭ માસ પહેલાં જે દિવસે ભવાની પ્રસાદ પોતાની સ્વતંત્રતાની શાંતિમયી ભૂમિ નિષધ દેશનો તથા પ્રિય રાજધાનો પરિત્યાગ કરીને ચાલ્યો ગયો હતો, ત્યારથી દેવળનો વૃત્તાંત ન જણાવવામાં આવે તો ઇતિહાસ પર અમારાથી અત્યાચાર થવાનો સંભવ છે, એમ ધારીને અમે આ સ્થળે તે કાળ પછીની સમસ્ત ઘટનાઓનો સાંગોપાંગ ઉલ્લેખ કરવાનું ઉચિત ધારીએ છીએ.

ભ્રાતા ચાલ્યો, પરંતુ દેવળ પોતાના તે પરમ પ્રિય ભ્રાતાની વાટ જોતો બેસી રહ્યો. વૈદ્ય તેનાં જખમો પર ઔષધનો લેપ કરવા આવ્યો. દેવળે તેમાં બાધા નાખી પ્રથમ જનાર્દનના શરીરની પરીક્ષા કરવાની આજ્ઞા કરી. વૈદ્યે સારી રીતે પરીક્ષા કરી જોયું કે, જનાર્દનના પ્રાણ હજી સુધી વિદ્યમાન છે, તેના શરીરનું સમસ્ત ચૈતન્ય હજી નષ્ટ થવા પામ્યું નથી. જખમમાંથી વ્હેતું લોહી બંધ કરી વૈદ્યે તેના પર બરાબર ઔષધનો લેપ કરાવ્યો, ખાસ કરીને એક ઔષધને તેનાં નસકોરાં

દ્વારા સૂંઘાડવાનો પ્રયત્ન કરવામાં આવ્યો. કંઠમાં પણ ઔષધનાં બે ચાર બિન્દુઓ રેડવામાં આવ્યાં. આ સર્વ ઉપચારના યોગે ધીમે ધીમે જનાર્દનના શરીરમાં શ્વાસનિઃશ્વાસનો પ્રવાહ વહેવા લાગ્યો; પરંતુ ચૈતન્યનો સંચાર થયો નહિ. બીજે દિવસે તેને સખ્ત જ્વર શરૂ થયો. અને તેની સાથે સાથે બકવાદનો આરંભ પણ થઇ ચૂક્યો. એકાંત ગૃહમાંની એક ઉત્તમ શય્યામાં જનાર્દનના શરીરને રાખવામાં આવ્યું, તથા તેની સેવા ચાકરી કરી કરવા માટે ઘટતો બંદોબસ્ત કરવામાં પણ દેવળરાયે કશી કચાશ રહેવા દીધી નહિ. દેવળની આજ્ઞાથી, તે ઓરડામાં ફક્ત વૈદ્ય અને એક વિશ્વાસુ નોકર સિવાય બીજા કોઇને પણ જવાની સખ્ત મના કરવામાં આવી.

આ તરફ યુવરાજની વાટ જોવામાં દેવળરાયે મધ્યાન્હપર્યન્ત નાના પ્રકારની દુશ્ચિન્તાઓમાં પોતાનો સમય વ્યતીત કર્યો. મધ્યાન્હ પછી યુવરાજની તપાસ માટે રાજપ્રાસાદમાં તેણે એક અનુચરને મોકલ્યો; પરંતુ ત્યાંથી કોઇ પણ પ્રકારનો સંતોષકારક ઉત્તર મળ્યો નહિ. પ્રહરીઓએ કહ્યું:—" તેઓ મહાલયમાં આવ્યા હતા ખરા, પરંતુ તરત જ પાછા ચાલ્યા ગયા હતા."

બીજે દિવસે સવારે ગભરાયલો દેવળ પોતાના પિતા પાસે દોડયો ગયો. તેણે પિતાના પગ પકડી રડીરડીને ભાઇની ભિક્ષા માગી, પણ અનંતરાયના કઠિન વજ્ર જેવા હૃદયપર તેની કશી પણ અસર થઇ નહિ. દયાને બદલે તેના હૃદયમાં વિષમ હલાહલનો સંચાર થયો. વિષધર નાગે સાક્ષાત્ કાળનું સ્વરૂપ ધારણ કરી લીધું. અનંતરાયે રડતા બાળકને લાત મારી દૂર ફેંકી દીધો.

દેવળ પથારીવશ થયો. તેના શરીરપરનાં જખમો તૂટીને ફરીથી લોહીની ધારાઓ વહેવા લાગી. જ્વર, વિકાર, બકવાદ આદિ અનેક

ભયંકર રોગોએ આવીને તેના સુકુમાર શરીરપર પોતાનો સંપૂર્ણ અધિકાર સ્થાપી દીધો. પ્રલાપમાં કેવળ ભ્રાતાનું નામ, ચૈતન્યનો ઉદય થયા પછી પણ તેના જ નામનું રટણ અને નિદ્રા અથવા સ્વપ્નાવસ્થામાં પણ ભ્રાતાની જ ઝંખના તે નિર્દોષ અને સરલ બાળકે આરંભી દીધી.

એક દિવસ જ્યારે દેવળરાય પોતાના શરીરનું સઘળું ભાન ભૂલીને જીવન મરણના સંધિસ્થળમાં આવી ઉભો રહ્યો, ત્યારે અનંતરાય પુત્રના મસ્તક પાસે આવી ઉપસ્થિત થયો. તે મર્દન થયેલા પુષ્પ જેવા સુંદર મુખને જોઈ પિતાનું હૃદય રડી પડયું. તેણે પોતાના મનમાંજ વિચાર્યું કે;—" હાય ! જે પુત્રના હિતની આકાંક્ષાથી સરળતાના અવતારરૂપ ભવાનીને મેં દેશપાર કર્યો, મારાં કુટિલ કારસ્થાનના ચક્રમાં પીસી નાખ્યો, તે પુત્ર તો અત્યારે સમસ્ત રાજ્ય, વૈભવ અને સત્તાનો પરિત્યાગ કરીને પરમાત્માના રાજ્યમાં પ્રયાણ કરવાને તૈયાર થયો ? અરેરે ! મારો સર્વ પરિશ્રમ વૃથા ગયો ! કરેલાં કુકર્મો અને શયતાનને પણ શર્માવે તેવાં મારાં ભીષણ ષડયંત્રો નિરર્થક નિવડયાં ! હવે મારી શી દશા થશે ? મને પોતાને તો આ રાજ્યની લેશ માત્ર પણ સ્પૃહા નહોતી અને હજી પણ નથી. કારણ કે, હું તો હવે મૃત્યુના અધિકારમાં જવાની ગતિને પ્રાપ્ત થઈ ચૂકયો છું. મેં જે કાંઈ કર્યું હતું, તે કેવળ આ પુત્રને માટે જ. પણ હાય ! તે તો મને છોડીને ચાલ્યો જવા માગે છે. ભવાનીના સ્નેહે એને એટલોબધો આધીન બનાવી દીધો છે કે, તે હવે તેની પ્રાપ્તિ વિના કોઈ પણ પ્રકારે આ અવનીપર પોતાના વપુને ધારણ કરી જીવિત રહી શકે તેમ નથી. હાય—અફસોસ !

" દગાબાજી ગઇ ચાલી, થયું છે ભાગ્ય આ કાણું;
ગુમાવા હાર હૈયાનો, ખરે આવ્યું જ આ ટાણું;

કર્યાં'તાં કામ મેં કાળાં, થયાં છે તે બધાં વૈરી;
તનયના પ્રાણ હરવાને કરી છે હાય! તૈયારી;
ગઇ બરબાદ મેહનત ને રહ્યું છે આંખમાં પાણી;
વિલક્ષણ કાળની માયા, ખરી એ વાત મેં જાણી."

આ પ્રમાણે વિચાર કરી અનંતરાયે રાજવૈદ્યને ઉદ્દેશીને રડતાં રડતા જ પૂછ્યું:—"કેમ, વૈદ્યરાજ, બાળકના જીવનના સંબધમાં તમારો શો અભિપ્રાય છે વારુ?"

રાજવૈદ્યે જવાબમાં જણાવ્યું કે;–"મહારાજ સ્થિતિ તો ભયંકર ભાસે છે, તથાપિ યુવરાજ ભવાનીપ્રસાદના સંમિલનથી એને સંપૂર્ણ આરોગ્ય પ્રાપ્ત થવાની સંભાવના રાખી શકાય છે. કારણકે, તેમના વિયોગથી જ દેવળરાયકુમારની આવી સ્થિતિ થવા પામી છે. પણ હવે જો એનો સાક્ષાત્કાર થશે તો, કુમાર અલ્પ અવધિમાં જ આરોગ્ય થઇ શકશે, એવી મારી દઢ માન્યતા છે."

ફરીવાર યુવરાજનું નામ! બળતા જિગરમાં ઘીની આહુતિ! વિદગ્ધ હૃદયમાં નવીન સંઘર્ષણ! આ સર્વ કારણોથી અનંતરાયે અત્યંત ક્રોધિત થઈ પોતાનું મુખ પાછું ફેરવી લીધું. થોડીવાર પછી તેણે ફરીવાર દેવળરાયના મુખ તરફ જોયું. તે સમયે તેને જણાયું કે, એક પ્રકારના પવિત્ર હાસ્યથી દેવળનું મધુર મુખ પ્રફુલ્લિત થઇને પવિત્રતાની ધારા વર્ષાવી રહ્યું છે! દેવળરાયે હસતાં હસતાં કહ્યું:–"ભાઇ ભવાની! અહા! હું અત્યારે શું સુખમય દશ્ય જોઇ રહ્યો છું. તમારી આ નવીન મનોહારિણી મને તમારા કરતાં પણ વિશેષ સુંદર ભાસે છે. એનો રાજરાણીનો વેશ મને અતિ અલૌકિક આનંદ આપે છે. છે. તમો દંપતિને આવું અપૂર્વ સુખ અનુભવતાં જોઇને મારા હર્ષનો

અવધિ થાય છે, મારી હૃદયવીણા આપોઆપ આનંદના મધુર ગાનો ગાઈ ઉઠે છેઃ—

" સંસારના આ રાજ્યમાં સુખી રહો તમ દંપતિ,
પ્રસરાવી ધારા પ્રેમની, પામો સુકીર્ત્તિને અતિ;
વિજયી થઇ અવની વિષે, ધારો સુનીતિની ગતિ,
મમ મન તણી એ આશ છે થાઓ તમે પૃથ્વીપતિ. "

દેવળના મુખમાંથી આવા શબ્દો સાંભળી તથા ભવાનીપ્રસાદ પ્રતિની અપૂર્વ પ્રીતિ જોઇ અનંતરાયનું અંતર ક્રોધની ભીષણ જ્વાળાથી સળગી ઉઠયું. અનંતરાય બીજું બધું સહન કરી શકે તેમ હતો, પરંતુ યુવરાજનું નામ, યુવરાજની વાર્ત્તાને સહી શકે તેમ નહોતો ભવાનીના નામનો ઉચ્ચાર થતાંની સાથે જ તેના રોમેરોમમાં દ્વેષ અને ઘૃણાનો અગ્નિ પ્રદીપ્ત થઈ જતો હતો. છેવટે અનંતરાય અત્યંત ક્રોધાતુર થઇ તે ઓરડો છોડીને બહાર ચાલ્યો ગયો.

દેવળરાય ત્યારે એક અપૂર્વ સ્વપ્ન જોતો હતો. તેને દેખાતું હતું કે જાણે તે બન્ને ભાઇઓ અંધકારથી ઢંકાયલી ઉછરતા તરંગોવાળી એક નદીમાં તરતા તરતા પ્રબળ પ્રવાહના વેગમાં તણાતા જતા હતા. મસ્તકપર વાદળાંથી ઢંકાયલું કાળું આકાશ દેખાતું હતું, નીચે કાળું જળ ભાસતું હતું અને ચારે તરફ કાળોવાયુ છવાઇ ગયો હોય એવો ભાસ થતો હતો. વાદળાં ગર્જવા માંડયા, વાયુ વધવા લાગ્યો અને બન્ને ભાઇઓ ડૂબી ગયા. જળના ગર્ભમાં કોઇએ જાણે બન્ને ભાઇના હાથ પકડીને ચાલવા માંડયું. કોઇ પણ વસ્તુ નજરે પડી નહિ, કંઇપણ શબ્દ સાંભળી શકાયો નહિ, કેવળ સ્પષ્ટ અંધકારનું જ ભીષણ સામ્રાજ્ય સ્થપાયલું દેખાવા માંડયું. બન્ને ભાઇઓને ઘણો જ દૂર સુધી કોઈ અદૃશ્ય વ્યક્તિ ઘસડી ગઇ. ધીમે ધીમે પ્રકાશનો ઉદય થયો, તે પ્રકાશ

થોડીવારમાં સંપૂર્ણતાથી દૃષ્ટિગોચર થવા લાગ્યો. છેવટે હજારો રવિનાં કિરણોના પ્રકાશથી તેમની આંખો ઝળહળી ઉઠી. બન્ને ભાઇઓએ અજાયબાની સાથે જોયું કે, એ પ્રકાશ રવિ અથવા ચંદ્રમાંથી ઉત્પન્ન થયો નથી, દીપાવલિમાંથી પ્રદીપ્ત થયો નથી, પરંતુ એ અપૂર્વ આલોક હીરાના સિંહાસનપર આરૂઢ થયેલી એક લોક-લલામભૂતા ભુવનમનોમોહિની માનસવિમોહિની અનુપમા અંગનાના વદનમાંથી જ પ્રકટ થયો છે.

દેવજીએ એ જોઇને મનમાં જ કહ્યું:—

ઇન્દુ અને ભાનુ થયા લાચાર છે એ ભામિનીના તેજથી;<br>
બ્રહ્માંડ આખું ઝળહળ્યું એ મોહિનીની જ્યોતથી:<br>
દેવાંગના શર્માઇને જોઇ રહી એની ગતિ;<br>
કોકિલાના કંઠથી એ વિશ્વને કંપાવતી.<br>
સુજલા અને સુફલા ધરામાં માધુર્ય ને વિસ્તારતી;<br>
ભ્રાન્તિ અને ભ્રમણા બધી એ સુંદરી વિસરાવતી. ”

બન્ને ભાઇઓને સમીપમાં આવેલા જોઇને તે સિંહાસનપર આરૂઢ થયેલી દેવીએ કહ્યું:—“ **ભ**વાનીપ્રસાદ ! હું તમને મારા મનોમંદિરના અધિવાસી બનાવું છું, મારા પતિના પદપર સ્થાપિત કરૂં છું. આજથી તમે મારા સ્વામી છો, હું તમારાં પવિત્ર ચરણોની દાસી છું. ”

“ થયા છો સાર જીવનના, પ્રભુજી છો તમે મારા;<br>
કરીશ સેવા તમારી હું; ગણીને નેત્રના તારા;<br>
પ્રણયનું દાન આપીને, વહાવીશ પ્રેમની ધારા;<br>
દઇને ફૂલની માળા, તમારી થઇશ હું દારા.<br>
હૃદયનું રાજ્ય આપીને, બનાવીશ રાજવી મારા;<br>
થઇને રાંકડી રૈયત, રહીશ હું પ્રેમથી પ્યારા. ”

આ સાંભળીને **ભ**વાનીપ્રસાદે પૂછ્યું કે;—“ હે સૌન્દર્યેશ્વરી દેવી તું કોણ છે ? ”

" ભવાનીપ્રસાદ ! મારૂં નામ ભાગ્યદેવી છે. હું જેને વરૂં છું, તેનું કલ્યાણ થઈ જાય છે, મારો ભરથાર કદાપિ જગતની વિડંબનાઓથી પીડાતો નથી. વિઘ્નની કોઈ પણ યાતના તેને સ્પર્શ પણ કરી શકતી નથી. "

આમ કહીને દેવીએ ભવાનીનો હાથ ઝાલી લીધો અને ભવાનીએ પણ તે દેવીનું જ અનુકરણ કર્યું. બન્ને હસતાં હસતાં સિંહાસનપર આવી બેઠાં, તે જોઈને દેવળે કહ્યું:–" ભાઈ ! તમારા કરતાં તમારી રાણી વધારે સુંદર છે. તમે પુરુષાર્થ છો અને તમારી રાણી ભાગ્ય દેવી છે. ખરેખરઃ—

પુરુષ પુરુષાર્થથી બ્રહ્માંડ ભાંગે છે,
અવની અને આકાશ તેથી ત્રાસ પામે છે;
દિશાના પાળ ને દિગંત એનાથી ડોલે છે,
ખરે એ ભાગ્યદેવી પુરુષાર્થ પાસે હાર માને છે."

દેવળના મુખમાંથી આ શબ્દોનો ઉચ્ચાર થતાંની સાથે જ તેના સ્વપ્નનો પણ અંત આવ્યો.

દેવળરાયે ફરીવાર એક બીજું સ્વપ્ન જોયું. તે સમયે તેને જણાવ્યું કે;–" જાણે તે બન્ને ભાઈઓ એક ઘોર જંગલમાં મૃગયા કરવા ગયા છે. એક મોટો મૃગ જોઈ, નદ, નદી, પર્વત, જંગલ આદિ સર્વ ઓળંગીને બન્ને ભાઈઓ તેની પાછળ પડી રહ્યા છે, તેમના અનુચરો તેમનાથી ઘણા જ પાછળ પડી ગયા છે. એક અજ્ઞાત રાજ્યમાં આવીને, મૃગ એક વિશાળ વૃક્ષના ઘટામાં છૂપાઈ જાય છે. તે સમયે બન્ને ભાઈઓ વૃક્ષના કલેવરને વિદીર્ણ કરીને વૃક્ષને શોધી શોધીને કરીને મૃગનું શીંગ ખેંચીને બહાર આણે છે. એ સમયે મૃગને વાચા ઉત્પન્ન થાય છે અને તે ઉભય કુમારોને ઉદ્દેશીને કહે છે કે;–"પુત્ર-

રાજન ! મને મારશો નહિ. કારણ કે, હવે હું તમારો શરણાગત થયેલ છું. શરણાગતને સંહારવો એ ક્ષત્રિયોના ધર્મથી વિરુદ્ધ છે."

ભવાનીપ્રસાદે પૂછ્યું:–" તું કોણ છે ?"

મૃગે કહ્યું:–" **હું લક્ષ્ય છું, હું સાધના છું અને કર્મ પણ હું જ છું.**"

ભવાનીપ્રસાદે પૂછ્યું:–" જે વૃક્ષમાં તેં આશ્રય લીધો હતો તે વૃક્ષ કોણ છે ?"

એ સમયે સન સન શબ્દ કરતો વૃક્ષરાજ બોલી ઉઠયો:–" **હું જ્ઞાન છું.**"

વૃક્ષના એવા શબ્દો સાંભળી દેવળ પથારીપર ઊઠીને બેઠો થઇ ગયો તથા ભયંકર ચીત્કાર કરીને બોલી ઊઠયો:–" જૂઠ્ઠી વાત, તદ્દન જૂઠ્ઠી વાત ! **મારો ભાઇ જ સાધના છે, મારો ભાઇ જ કર્મ છે, અને મારો ભાઇ જ જ્ઞાન છે.**"

સ્વપ્ન ભાંગી ગયું. દેવળ હાંફતો હાંફતો ફરીવાર પથારીમાં સૂઇ ગયો.

ત્યાર પછી ત્રણ માસ વીતી ગયા. દેવળે એ ભયંકર માંદગી-માંથી આરામ મેળવ્યો ધીમે ધીમે તે સ્વસ્થ થવા લાગ્યો. તેમ છતાં પણ તેનું શરીર તો છેક દુર્બળ જ રહ્યું. તેમાં શરીરમાં ચાલવાની શક્તિ પણ ન રહી. એક દિવસ બપોરે દેવળરાય લાકડીનો ટેકો દઇ ધીરે ધીરે ઓરડાની બારી પાસે ઉભો રહ્યો. પણ ઝાઝીવાર ન ઉભો રહી શકવાથી, છેવટે તે થાકીને નીચે બેસી ગયો. એવામાં જનાર્દન તેની પાછળ આવી ઉભો રહ્યો અને બોલ્યો:–" કુમાર !"

દેવળે પોતાનું મુખ ફેરવ્યા સિવાય જ કહ્યું:–" જનાર્દન તમે આવ્યા છો, બહુ સારૂં કર્યું છે. હું તમને જ શોધતો હતો. ઘણા દિવસ

થયાં ભાઇના કશા પણ સમાચાર મળ્યા નથી, તેથી તે સંબંધી તમારી સલાહ લેવાના જ વિચારો હું કર્યા કરતો હતો. ઇશ્વરકૃપાથી અત્યારે તમે અણચિંતવ્યા મારી પાસે આવી લાગ્યા છો, એ જોઇને મને ભાઇના કુશળ હોવાના વિશ્વાસમાં સંપૂર્ણ રીતે આશા બંધાય છે. હું ધારૂંછું કે, ભગવતી ભવાનીના પ્રતાપથી તેઓ જ્યાં હશે, ત્યાં અવશ્ય કુશળ જ હશે. તેમને કોઇ પણ પ્રકારનું સંકટ સ્હેવું નહિ પડયું હોય."

જનાર્દન કાંઇક વિચાર કરી બોલ્યોઃ—" કુમાર, હું આપની પાસેથી વિદાય લેવા આવ્યો છું."

માર્ગપર અચાનક મડદું જોવાથી પથિક જેવી રીતે ચમકી જાય છે, તેવી જ રીતે કુમાર પણ ચમકી ઉઠયો અને સ્થિરતાથી કાંઇક વિચાર કરતો ઉભો રહ્યો.

જનાર્દને કહ્યુંઃ—" કુમાર, જરા વિચારી જૂઓ કે, મારે હવે આવી રીતે કેટલાક દિવસ સુધી સ્તબ્ધ રીતે કોઇ પણ જાતનો પ્રયત્ન કર્યા વિના શાંત બેસી રહેવું વારૂ? દિવસપર દિવસ વીતતા જાય છે, છતાં પણ યુવરાજના કશાય સમાચાર મળતા નથી. ચારે તરફ લોકો તપાસમાં ગયા છે, પરંતુ કોઇ પણ વ્યક્તિ તેમના કશા સમાચાર લાવવાને શક્તિમાન થઇ શકી નથી. હવે હું સ્થિર રહી શકીશ નહિ. કુમાર! યુવરાજ વિના હવે મને એક ક્ષણ માત્ર પણ રૂચતું નથી અને તેથી જ તમને કહેવા આવ્યો છું કે દેવળરાય! કૃપા કરી હવે મને અહીંથી વિદાય આપો.

દેવળે રડતાં રડતાં જ કહ્યુંઃ—" જનાર્દન! તમે હજી સુધી જોઇએ તેવા સાજા થઈ શકયા નથી. તમારૂં શરીર ઘણું જ નબળું થઇ ગયું છે. શરીરની તાકાત બિલ્કુલ ઘટી ગઈ છે. ઘોડાની પીઠપર બેસવાની પણ હજી તમારામાં જોઇએ તેવી શક્તિ આવી નથી. આવી ભયંકર

અવસ્થામાં હું તમને શી રીતે વિદાય આપી શકું ? મારૂં મન તમારી આ માગણીને શી રીતે કબૂલી શકે વારૂ ?"

જનાર્દને કહ્યું:—" કુમાર ! જો હું મારી પ્રતિષ્ઠાના આધારસ્વરૂપ યુવરાજને ન મેળવી શકું, તો પછી મારે મારા આ તુચ્છ જીવનને અવનીપર ધારણ કરી રાખવાનું શું પ્રયોજન છે ? તેમને શોધતાં શોધતાં કદાચ મારા આ શરીરનો ધ્વંસ થઇ જશે, તો તેથી પણ મને કશું દુઃખ ન થતાં ઉલટું એક જાતનું અદ્વિતીય સુખ પ્રાપ્ત થશે. કુમાર ! હવે રાત્રિ દિવસ કુમારના વિયોગના યોગે ઉપજેલી યાતનાને હું હૃદયમાં રાખી શકીશ નહિ. એ યાતના મારાથી હવે જરાવાર પણ સહેવાશે નહિ."

દેવળરાયની આંખોમાથી દડદડ આંસૂ પડવા લાગ્યાં. તે ઘણા જ રૂંધાયલા સ્વરથી કહેવા લાગ્યો:—" જનાર્દન ! જનાર્દન ! તમે જ મારા ભાઈની સ્મૃતિનું એક માત્ર ચિન્હ છો. તમને જોવાથી મને વારંવાર મારા ભાઇ ભવાનીપ્રસાદ તથા પિતા વીરેન્દ્રકેશરીનું સ્મરણ થઈ આવે છે. તમારો સ્પર્શ થતાં ભાઇની યાદી આવે છે, તમારો સ્વર સાંભળવાથી ભ્રાતાનો સ્નેહ મનમાં ઉગી આવે છે, જો કે હું તો ભાઈની પેઠે કોઇને પણ ચાહી શકતો નથી. ચાહવાનું જાણતો પણ નથી. ભાઇના અનુપમ ઉપકારોનું હું મૂર્ખ, દરેક વેળાયે સ્મરણ પણ કરી શકતો નથી. અરે! તેમના નામનો ઉચ્ચાર પણ કરી શકતો નથી. ભાઈ કદાચ મને નિત્ય સંભારતા હશે, અને હું પણ તેમને અવશ્ય યાદ કરતો રહીશ; પરંતુ તમે મારી પાસે નહિ રહો તો, હું તેમનું સ્મરણ કરવાનું પણ ભૂલી જઇશ. તમારા વિના તેમના ગળાનો સ્વર મારાથી બરાબર સાંભળી શકાતો નથી. અરે શું થશે જનાર્દન ? તમારા ચાલ્યા જવાથી હું ભાઇને છેક વિસરી જઇશ. તેમના પ્રતિના અપૂર્વ સ્નેહને પણ સર્વથા વિસરી જઇશ. માટે કૃપા કરી તેમના એક માત્ર

સ્મરણચિન્હ તરીકે અહીં રોકાઈ જાઓ. ”

જનાર્દને કહ્યું:–“ તે વિષયમાં નિશ્ચિંત રહો કુમાર ! જેણે તમારા ભાઇનો એકવાર પણ સ્નેહસંપાદન કર્યો છે, તે પોતાની જીંદગી સૂધી તેના તે પ્રેમને ભૂલી શકશે નહિ. કુમાર ! હવે હું વિદાય થાઉં છું, જો હવે મને કદાપિ યુવરાજની મુલાકાત થશે, તો જ હું તમોને મળી શકીશ, નહિ તો પછી મારી મુલાકાત થવાની આશાનો પરિત્યાગ કરી દેજો. જો યુવરાજનો મેળાપ મને નહિ થાય, તો પછી હું પણ આ જીવનમાં તમને કદાપિ મળી શકીશ નહિ. ”

આમ કહીને જનાર્દન ચાલ્યો ગયો. અનુચરે બારી બંધ કરી ઓરડામાં દીવો સળગાવ્યો, પરંતુ દેવળરાય તો તેવીને તેવીજ સ્થિતિમાં ત્યાં આગળ બેસી રહ્યા.

---

## નવમ પરિચ્છેદ

### તું કોણ ?

“ સાક્ષાત્ પ્રતિમા વીરની હું ધીરછું, શૂરવીર છું;
અપરાધનો, આઘાતનો ને પુણ્યનો પતિ ખાસ છું,
જે વૃષ્ટિ વરસાવે વીરત્વની, તે વિકટ આકાશ છું;
જેનાથી કંપે ભૂપ પણ તે કાળનો પણ ધીશ છું. ”



જ્યારે પ્રસાદ અશ્વપરથી પડી ગયો, ત્યારે કોઈ એક જણે તેને પોતાની છાતી સાથે દબાવીને બન્ને બાહુમાં ઘેરી લીધો. તથા શત્રુ અને મિત્રના સૈન્યને ભેદીને તેણે પ્રસાદ સહિત દોડવા માંડયું. ત્યાર પછી એક સરિતાના કિનારાપર તેના શરીરની રક્ષા કરી ઘાયલ સ્થાનોપર

શીતળ સલિલ રેડવા માંડ્યું. જખમોથી આખું શરીર ધવાઇ ગયું હતું, પરંતુ આઘાત સામાન્ય હતા; કેવળ ચામડી જ છેદાઈ હતી. તેનાથી વધારે શરીર છેદાયું નહોતું, પુષ્કળ પરિશ્રમ અને રક્તના વહનથી છેક અવસન્ન થઇને પ્રસાદ બેભાન થઈ જવા આવ્યો હતો. તેના શરીરમાં બિલ્કુલ તાકાત રહી નહોતી.

આ તરફ અજમેરનું સૈન્ય પરાજિત થઇને પાછું હઠવા લાગ્યું. તેમની પૂંઠ પકડીને વિજયી શિરોહીનું સૈન્ય ઘોડાપર સ્વાર થઈ દોડવા માંડ્યું. રાજા શૂરસિંહે જ્યારે પોતાના પરાજયનો સંપૂર્ણ રંગ જોયો, ત્યારે પોતાના સૈન્યની સાથે જોહાનપૂર નામના એક દુર્ગમાં જઇને આશ્રય લીધો. ઉર્મિબાળાને પણ લાચારીથી પિતાની સાથે તે પહાડી દુર્ગમાં આશ્રય લેવો પડ્યો.

જે વ્યક્તિ પ્રસાદને લઇને નદીના કિનારાપર ન્હાસી આવી હતી, તે પણ દોડ્યા આવતા સૈન્યના ભયથી કંપિત થઇને જોહાતમીરના દુર્ગમાં આવી પહોંચી અને સર્વ અજમેરી સૈનિકોમાં આવીને મળી ગઇ. છેવટે પ્રસાદનું શરીર તે અપરિચિત વ્યક્તિની ગોદમાં રક્ષિત થયું. પ્રસાદની બધી પીડાને તે વ્યક્તિએ દૂર કરી અને પોતાથી બનતી મેહનતે તેણે પ્રસાદને તત્કાળ શુદ્ધિમાં લાવવાનો યત્ન કર્યો.

પ્રસાદ જ્યારે શુદ્ધિમાં આવ્યો ત્યારે તેણે જોયું કે, એક પત્થરના બનેલા સુંદર ઓરડામાં સાધારણ શય્યાપર તે પોતે સૂતેલો છે. ઓરડામાં દીવો સળગી રહ્યો છે. પૃથ્વી દેવીએ કેવળ સ્થિર, શાન્ત અને નિઃસ્તબ્ધતાથી પરમ કૃપાળુ પરમાત્માના ધ્યાનમાં એકાગ્રચિત્તે નિમગ્ન થઈ ગઇ છે. માત્ર કોઇ કોઈ વેળાએ પ્રહરીઓના કંઠમાંથી નીકળતા અવાજો સંભળાતા હતા, પ્રસાદ વિચારતો હતો કે, " હું અહીં ક્યાંથી આવ્યો ? મને અહીં કોણ લાવ્યું ? શું મારા

દુશ્મનોએ મને અહીં આણ્યો હશે? પણ નહિ, આ વિશ્વમાં મેં કદાપિ કોઇની સાથે શત્રુતા કરી નથી, કોઇની લાગણી દુઃખાય એવું એક કાર્ય પણ કર્યું નથી, કોઇના આત્મીયનો વિનાશ કર્યો નથી અથવા તો કરાવ્યો પણ નથી, તો પછી શત્રુ હોવાનો સંભવ પણ શા રીતે લાગી શકાય? પરંતુ રાજકુમારી ક્યાં હશે? શું તેજ મને આ સ્થળે લઇ આવી હશે? આમ કરેલા ઉપકારના બદલામાં તેણે મને કારાગૃહની સજા અપાવી હશે? સત્ય વાત શી હશે, એની અત્યારે મારાથી કલ્પના પણ શકાતી નથી."

આ પ્રમાણે વિચારના પ્રવાહમાં તણાઇને પ્રસાદથી કોઇ પણ પ્રકારનો દૃઢ નિશ્ચય કરી શકાયો નહિ. તે એકદમ પથારીમાંથી કૂદી પડ્યો. તેણે જોયું કે, પોતાના પગતળે કોઇ એક વ્યક્તિ બેસી રહી છે. એ જોઇને તેણે પૂછ્યું કે;–" તું કોણ છે? અહીં શા માટે આવેલ છે? મારી સાથે તારે શો સંબંધ છે?"

પ્રસાદનો આ સવાલ સાંભળી તે વ્યક્તિ ઉઠીને ઉભી થઇ. પ્રસાદે તેના ઉભા થયા પછી અજાયબીની સાથે જોયું કે, એ વ્યક્તિ રડી રહી છે. થોડી વારમાં તે વ્યક્તિ ઊઠીને ઊભી થઇ. પ્રસાદે તેના મસ્તકથી, ચરણ સુધી બરાબર નિરીક્ષણ કર્યા પછી ધીમેથી કહ્યું:—" તમે ગમે તે હો પણ કૃપા કરી એકવાર મારી પાસે આવો; તમે મારા હૃદયમાં પુરાતન સ્મૃતિની જાગૃતિ કરી છે, તમારા જેવી જ એક વ્યક્તિ મને ચાહતી હતી, તમારા જેવીજ એક વ્યક્તિએ મારે માટે પોતાનું લોહી રેડયું છે, પ્રાણનું બલિદાન આપ્યું છે. મારા કલ્યાણ માટે જ તેણે પોતાના આત્માની આહુતિ આપી છે.

" કરી કુરબાન જીવનને, દીધા છે પ્રાણ પોતાના,
ગણીને પુત્ર પોતાનો, વહાવી છે લોહીની ધારા;

સકલ આલમ તણાં સુખો દઈ ત્યાગી લીધો વૈરાગ્ય છે ભારી,
બજાવી ધર્મ નોકરનો, ખરે તેણે જહાંમાં નામના ધારી."

તે અપરિચિત વ્યક્તિએ કહ્યું:—" યુવરાજ, તે વ્યક્તિ કોણ છે વારૂ ?"

પ્રસાદે કહ્યું:—" આ શું ? તેના સ્વર જેવોજ સ્વર મને અત્યારે ક્યાંથી સંભળાય છે ? શું તમે જ તે મારા પરમ શુભેચ્છક છો? તમે અત્યારે તેમના જેવાજ અવાજથી મારી સાથે વાતચીત કરી રહ્યા છો. તેમની પેઠે જ મારૂં દુઃખ દેખી રડી રહ્યા છો. પણ હાય ! ઘણા દિવસ થયાં હું તે વ્યક્તિના અપૂર્વ સ્નેહને સંપાદિત કરવાનું સૌભાગ્ય પ્રાપ્ત કરી શક્યો નથી. ઘણા દિવસ થયાં તેના પરમ પ્રેમમય મુખારવિંદનું દર્શન પણ કરી શક્યો નથી. તેના વિના મને હવે એક ક્ષણ પણ રૂચતું નથી. "

એ વ્યક્તિએ પુનઃ પૂછ્યું:—" તે વ્યતિ કોણ છે યુવરાજ ? "

પ્રસાદે કહ્યું:—" તે મારી સ્મૃતિ છે, તે મારો પિતા છે, તે મારો બંધુ છે, તે મારો ભ્રાતા છે. હાય ! આજે મારો પ્રિય જનાર્દન ક્યાં હશે ? મારા હૃદયનો વિરામ અત્યારે શી સ્થિતિમાં હશે ?"

" યુવરાજ ! કદાચિત્ તમોને તમારો તે જનાર્દન મળે, તો તમે તેને કરશો શું વારૂ ? તે વ્યકિતએ પૂછ્યું.

" પ્રસાદે કહ્યું:—" શું કરી શકીશ, એ વિષયમાં તો હું કાંઇ પણ કહી શકતો નથી. પણ હા—તથાપિ એટલું તો અવશ્ય કહી શકું છું કે, અમે બન્ને જે કરી શકત, તે સામાન્ય મનુષ્યથી કદાપિ થઇ શકતજ નહિ અરે, એ કાર્યના પરિણામની કોઇના મનમાં કદાપિ કલ્પના પણ આવી શકત નહિ. "

આ સાંભળીને તે વ્યક્તિ રડી પડી અને ત્યાર પછી ઘણાજ ગભરાટની સાથે પોતાના હૃદયના ભારને દબાવીને તે કહેવા લાગી કે:—" યુવરાજ ! પ્રભુ ! અન્નદાતા ! હું જ આપનો તે સૌભાગ્યવાન સેવક જનાર્દન છું અને આપની સેવા માટેજ અહીં આવ્યો છું."

પ્રસાદ એ જોઇને ઘણોજ ખુશી થયો. તેણે ઘણાજ આનંદની સાથે કહ્યું:—" હા–હા–તમેજ મારા પ્રિય મિત્રની પ્રતિમા છો. આજે તમને જોઈને મારા અંતરનો આનંદ ઉભરાઈ જાય છે."

આમ કહીને તે તરતજ અટકી ગયો. કેટલીક વાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી તે પુનઃ કહેવા લાગ્યો કે;–" પણ હા–હવે હું સારી રીતે સમજી શકયો છું કે, તમે તેનો પ્રેતાત્મા છો. તમે મરવા છતાં પણ મારો સંગાથ છોડી શકયા નથી. જનાર્દનના આત્મા મારી પાસે આવ, તને એકવાર મારા હૃદયમાં ધારણ કરૂં. તમે તેમના આત્મા હો અથવા ગમે તે હો, મને તેની કશી પણ સ્પૃહા નથી. તમે મારા શુભેચ્છક મિત્ર હો અથવા તો પ્રવંચક મિત્ર હો, પણ જ્યારે તમે તેમનું શરીર ધારીને, તેમનો સ્વરધારીને અહીં આવ્યા છો, ત્યારે તમે મારા હૃદયમાં આવો, આવો, હું એકવાર તમારો સ્પર્શ કરૂં; તમારા પવિત્ર સ્પર્શથી મારા આ પાપ પંકજમય તનુને પવિત્ર કરી કૃતાર્થ થાઉં."

જનાર્દને કહ્યું:—" યુવરાજ, હું પ્રેતાત્મા નથી, પ્રવંચક નથી અને કોઈ માયાવી માનવી પણ નથી. હું તો તમારો સદાનો હિત ઇચ્છનાર પુરાણો અનુચર—સેવક જનાર્દન જ છું."

પ્રસાદ હર્ષથી રોમાંચિત થયેલા શરીરે તથા અજાયબીથી અધીરાં થયેલાં લોચનોએ જનાર્દનના મુખ ભણી જોઇ રહ્યો. તે સમયે જનાર્દને આવેગ પૂર્વક યુવરાજને છાતી સાથે ચાંપીને ઘણી વાર

સુધી રુદન કરવા માંડયું. પ્રસાદ પણ ઘણીવાર સુધી રડી પડયો. રડતાં રડતાં જનાર્દન બોલ્યો કે;—" યુવરાજ ! આ વિશ્વમાં મારે સ્ત્રી નથી, પુત્ર કે કન્યા નથી, અન્ય કોઈ પણ સગું કે વહાલું નથી. અનિશ્વર સંસારમાં તમારા વિના મારે ચાહવા યોગ્ય એક પણ પદાર્થ નથી. તમેજ મારી સ્ત્રી, તમેજ મારા પુત્ર, તમેજ મારૂં ઐશ્વર્ય, અને તમેજ મારા ઇશ્વર છો. તમને છોડીને જનાર્દન મરી શકે તેમ નથી. તેથી મરવા છતાં પણ મરી શક્યો નથી. પુનઃ તમારા ચરણોની સેવા કરવાના હેતુથી ચાલ્યો આવ્યો છે. જીવનની ક્ષણે ક્ષણ તમારા રટણમાં ને રટણમાંજ વીતે છે. હૃદયવીણાના પ્રત્યેક તારો તમારા ગાનમાંજ મશગુલ રહે છે અને સંસારનાં સકળ સુખ દુઃખોનો આધાર પણ તમારાપરજ અવલંબી રહે છે. યુવરાજ મારા હૃદય રાજ્યના સર્વાધિકારી રાજન્ ! તમે મને એવી મોહની લગાડી છે કે, તમારા વિના હું એક ક્ષણ માત્ર પણ અળગો રહી શકું તેમ નથી" તમારા મુખચંદનાં દર્શન વીના મારી એક પળ પણ વીતે તેમ નથી.

ત્યાર પછી જનાર્દને ગયા છ માસની સઘળી ઘટનાઓ આદિથી અંત સુધી યુવરાજને કહી સંભળાવી. કેવી રીતે જનાર્દનનો જીવ આપદમાંથી બચ્યો તથા તેની રક્ષા કરવામાં કોણે સહાયતા કરી, ભ્રાતાના વિયોગથી દેવળરાય શી રીતે પથારીવશ થયો, મરતાં મરતાં તે કેવી રીતે બચી ગયો, યુવરાજની શોધ માટે જનાર્દને શી રીતે ચારે બાજુએ છૂપા ચર મોકલી આપ્યા, આદિ સર્વ વાર્તાઓ જનાર્દને એક પછી એક યુવરાજને કહી સંભળાવી. ત્યાર પછી જનાર્દને વિશેષમાં એમ પણ કહી સંભળાવ્યું કે:—" ત્યાર પછી યુવરાજ, છેલ્લા ત્રણ માસ થયાં હું પોતે તમને શોધતો શોધતો ભટકયા કરું છું, કેટલાક દેશો, કેટલાંક નગરો અને અનેક રસ્તાઓમાં ભટકી ભ-

ટકીને મેં તમારો શોધ ચલાવ્યો છે, એ બધી મેહનતોના પરિણામે છેવટે અજમેરમાં હું તમારો પત્તો મેળવવાને ભાગ્યશાળી થઈ શક્યો છું. અજમેર આવ્યા પછી મને એવા સમાચાર મળ્યા કે, એ શહેરની એક દિશામાં યુદ્ધ આરંભાયું છે; એ સાંભળીને મને નિશ્ચય થયો કે, જ્યાં યુદ્ધ શરૂ થયું છે, ત્યાંથીજ ગમે તે રીતે તમારો પત્તો મળી શકશે. કારણ કે, ખરાવીર નરનો પત્તો યુદ્ધ ભૂમિમાંથીજ મળી શકે છે, આ પ્રમાણે નિશ્ચય કરીને હું અહીંની યુદ્ધભૂમિમાં આવ્યો. રણક્ષેત્રમાં આવ્યા પછી તમને શોધતાં લેશ માત્ર પણ વિલંબ લાગ્યો નહીં. કારણ કે, તમે શત્રુ તથા મિત્રના ઉભય સૈન્યમાં એવી કુશળતાથી યુદ્ધ કરી રહ્યા હતા કે જેના યોગે તે સર્વે સૈનિકોનું ધ્યાન તે સમયે તમારા તરફજ આકર્ષાયું હતું. સ્વર્ગીય વીરેન્દ્ર કેશરીની શક્તિ તથા કૌશલ્ય તમારા બાહુમાં વિરાજતાં હતાં. તે સમયે મેં તમારી પાસે આવવાની ચેષ્ટા કરી હતી, પણ આવી શક્યો નહોતો. તમે જ્યારે સૈન્ય સહિત કુમારની સહાયતા માટે દોડ્યા, ત્યારે મેં મને પોતાને એક સારો સુયોગ મળયો છે, એવો નિશ્ચય કર્યો અને એ પ્રમાણે નિશ્ચય કર્યા પછી હું તમારી પાછળ દોડયો. ત્યાર પછી શું થયું, તે હું યથાર્થ રૂપે કહી શકતો નથી. કારણ કે, ત્યાર પછી તમને મેં મારી ગોદમાં વિરાજેલા જોયા હતા. જ્યારે તમે કાંઇક શુદ્ધિમાં આવ્યા, ત્યારે હું તમોને અહીંના જોહાનપૂરના દુર્ગમાં આશ્રય લેવાના ઉદ્દેશથી લઈ આવ્યો છું."

એ બધી બીના કહી દીધા પછી છેવટે જનાર્દને કહ્યું:—"પણ હા—એક વાત ઠીક યાદ આવી. યુવરાજ આ પહેલાં મેં તમને એક વાર્તા કહી હતી, તે કાંઇક જૂદી અથવા તો મિથ્યા હતી. માટે હવે તે વાર્તાને તેના યથાર્થ સ્વરૂપમાં પુનઃ કહી સંભળાવવી એ મારો સર્વથી પ્રથમ અગત્યનો ધર્મ છે."

પ્રસાદે આતુરતાથી પૂછ્યું કેઃ–“ કયી વાર્ત્તા કહેવાની રહી ગઈ હતી વારૂ, જનાર્દન ? ”

જનાર્દને જવાબમાં જણાવ્યું કે;–“ મધ્યરાત્રે પ્રેમભવનમાં લૂટારાઓએ હલ્લો કરવાની મેં તમોને જે એક વાર્ત્તા કહી હતી, તે અત્યારે તમારા સ્મરણમાં આવે છે ખરી કે ? ”

પ્રસાદે કાંઇક વિચાર કરી કહ્યું:—“ જનાર્દન ! તે વાર્ત્તા હજી સુધી મારા હૃદયપર કોતરાઈ રહી છે.”

જનાર્દને કહયું:—“ પણ હુમલો કરનાર કોણ એ વિષયમાં તમે કાંઈ પણ જાણો કે ? ”

“ હા. બહુજ સારી રીતે જાણું છું. પણ અત્યારે તમે એવો વિલક્ષણ પ્રશ્ન શા માટે પૂછો છો ? તે વખતે તમેજ કહ્યું હતુ કે, તે લોકો લૂટારા છે અને લૂટ કરવા માટેજ પ્રેમભવનમાં આવ્યા છે. આ સર્વ પરથી હું પણ એટલું અનુમાન તો અવશ્ય કરી શકું છું. તેઓ લૂટારાજ હતા. ” પ્રસાદ બોલ્યો.

“ આવી કલ્પના કરવામાં તમારી ભૂલ થાય છે. તે સમયના સંજોગો પ્રમાણે મેં તે લોકોને લૂટારા તરીકે ઓળખાવ્યા હતા, પરંતુ વાસ્તવિક રીતે તેઓ લૂટારા નહોતા. ” જનાર્દને કહ્યું.

“ મને પણ એ સમયે એ વિષયમાં સહજ સંદેહ તો અવશ્ય થયો હતો, પરંતુ તમારા પરના અતિ વિશ્વાસના યોગે મેં તેમના સંબંધમાં વિશેષ ચર્ચા કરવાનું ઉચિત ધાર્યું નહોતું. તે લોકોના હાવ ભાવ અને કાર્ય કરવાની પદ્ધતિપરથી તેઓ કોઇ કેળવાયલા સૈન્યના સૈનિકો હોય, એમ જણાતું હતું. પણ ખરૂં શું છે અને શું હતું તે સંબંધમાં મારા જાણવામાં કશું પણ આવી શકયું નથી. ”

" તે કલ્પના કયી વેળાયે તમારા મનમાં ઉદ્‌ભવી હતી વારૂ ?" જનાર્દને પૂછયું.

" રાજધાનીનો પરિત્યાગ કર્યો પછી. " પ્રસાદે જવાબ આપ્યો.

જનાર્દને પૂછયું:-" તે કલ્પના શી રીતે તમારા મનમાં ઉગી આવી વારૂ ? "

" તે લોકો મને ઘેરીને ઘણોજ દૂર સુધી મારી પાછળ પાછળ આવ્યા હતા. તેમણે મારૂં ખૂન કરવાની પણ ઘણી ઘણી કોશિશો કરી હતી. પરંતુ મારાં પૂર્વનાં પુણ્યયોગે તેમનાથી કાંઇ પણ થઈ શકયું નહોતું. જનાર્દન ! એ લોકોનાં કારસ્થાનો તથા અગળી સવ-ળી દગાબાજીઓ પરથી હું તરતજ જાણી ગયો હતો કે, તે લોકો લૂટારા નહોતા, અથવા તો લુટ કરવાના ઉદ્દેશથી મારી પાછળ પડયા નહોતા, પણ મારો જીવ લેવા માટેજ તેઓ મારી પાછળ પડયા હતા.

જનાર્દને પૂછયું:—" ત્યાર પછી શું થયું હતું વારૂ ? "

" ત્યાર પછી મેં એક વૃક્ષપર ચઢી શરના આઘાતથી તે દુષ્ટ લોકોમાંના કેટલાકોને સદાને માટે આ પૃથ્વીમાંથી દૂર કર્યા હતા અ-થવા તો મરણને શરણ કરી દીધા હતા. જ્યારે તેમાંના ઘણા ખરા ન્હાસી ગયા અને મરણને શરણ થયા, ત્યારે મેં વૃક્ષપરથી નીચે ઉત-રીને એક મરણની અણીપર આવેલા સૈનિકે જે સત્ય વાત હતી, તે કહી સંભળાવી અને તે સાથે તેણે એમ પણ જણાવી દીધું કે, તે લોકો કાકા અનંતરાયની આજ્ઞાથી મારું મૃત્યુ નિપજાવવા માટેજ આવ્યા હતા. પણ જનાર્દન ભુતભાવન ભવાનીપતિની અપાર કરૂણા ના યોગે મને લેશ માત્ર પણ અડચણ આવી નથી. હું આબાદ છટકી આવ્યો છું અને તે દુરાત્માઓની બધી દગાબાજી વ્યર્થ નિવડી છે. પણ હું નથી સમજી શકતો કે, કાકાની આટલી બધી સેવા બજાવવા

છતાં તેઓ મારો જીવ લેવાને શા કારણથી તૈયાર થયા છે. તેમનો હુકમ થતાની સાથેજ રાજ્ય, સિંહાસન, સત્તા અને સંપત્તિ આદિ સર્વનો પરિત્યાગ કરીને હું ચાલ્યો આવ્યો છું, તેમ છતાં પણ તેમણે આવી નિર્દયતા દર્શાવીને મારા પ્રાણનું બલિદાન લેવાનો પ્રયત્ન શા કારણથી કર્યો છે ?" પ્રસાદે આતુરતાથી પૂછ્યું.

"યુવરાજ ! એમાં સંતાપ કે પશ્ચાતાપ કરવાનું કશું કારણજ નથી. એ સર્વ કલિકાલનો પ્રભાવ છે. એ યુગમાં પિતા પુત્રનું હિત ઇચ્છતો નથી, માતા સંતાનો પ્રતિ દયા દર્શાવતી નથી, ભગિની ભ્રાતાનો સ્નેહ સાચવતી નથી. તો પછી કાકાની તો વાતજ શી કહેવી ? રાજ્યની મહત્વાકાંક્ષાજ એવી ભયંકર છે કે, જે સારાસારને જોતી નથી; સગાં વહાલાંની લેશમાત્ર પણ સ્પૃહા રાખતી નથી. દૃષ્ટાંત રૂપે જોવા બેસીએ તો કુરુક્ષેત્રના યુદ્ધમાં જે ભયંકર કાંડ મચ્યો હતો, તેનું મૂળ કારણ પણ એજ હતું. દુર્યોધનના મનમાં પાંડવોના રાજ્યને પચાવી પાડવાની તીવ્ર વાસના પ્રદીપ્ત થવાથી, હજારો યોદ્ધાઓની આહુતિ અપાઈ હતી. અનેક મહા કુશળ અને પ્રચંડ શક્તિધારક વીર નરોના વપુમાંથી રક્તની ઉષ્ણધારાઓ વહેવડાવી હતી. તેવીજ રીતે નંદવંશના રાજા ધનનંદના અવિચારના યોગે તેનાથી પણ વિપરીત પરિણામ ઉપજાવ્યું હતું. રાજ્ય ખટપટ જેવી ભયંકર વસ્તુ આ વિશ્વમાં એક પણ નથી. નાનાં નાનાં રજવાડાંથી લઇને મોટામાં મોટા સામ્રાજ્ય સુધી એ રાક્ષસી મહત્વાકાંક્ષા વ્યાપેલી જોવામાં આવે છે. યુવરાજ ! કાકાના વિશ્વાસની સરિતામાં તણાવાથીજ તમારે આવાં વિષમ સંકટો સહેવાં પડયાં છે." જનાર્દને યુવરાજને ઉદ્દેશીને બધો વૃત્તાંત આદિથી અંત સુધી કહી સંભળાવ્યો.

ત્યાર પછી તે શોકજનક વાર્તાનો પરિત્યાગ કરીને તે બન્ને

જણાએ દેવળરાયના સંબંધની વાર્તાનો પ્રારંભ કર્યો. દેવળની વાર્તામાં દેવળના સુખ દુઃખની ચર્ચામાં તેમણે બન્નેએ તે રાત્રિને વ્યતીત કરી. પ્રત્યેક વાર્તાની સાથે, પ્રત્યેક ચિંતાનો ઉદય થવાથી પ્રસાદના ગાલપરથી આંસૂનો પ્રબળ પ્રવાહ દડદડ કરતો વહી જતો હતો અને તેના સમસ્ત વક્ષઃસ્થળને પલાવિત કરી દેતો હતો.

રાત્રિ વીતીને પ્રભાત થયા પછી પ્રસાદે પૂછ્યું:—" જનાર્દન ! યુદ્ધમાં કોનો વિજય થશે વારૂ ? "

" મારી માન્યતા પ્રમાણે તો શિરોહીનું સૈન્યજ વિજયલક્ષ્મીને પ્રાપ્ત કરી શકશે. " જનાર્દન બોલ્યો.

" તમારી એ ધારણા સત્યજ છે. શિરોહીનો વિજય થશે, એવી મને પ્રથમથીજ ખાત્રી થઈ ચૂકી હતી. કારણ કે, શિરોહીના સૈન્ય મહા વિચક્ષણ અને કુશળ છે. કુશળતાના યોગેજ તેના વિજય નાં ચિન્હો સ્પષ્ટ જણાવા લાગ્યાં છે. અજમેર વીર્ય અને વિક્રમમાં શ્રેષ્ટ હોવા છતાં પણ, કુશળતાના અભાવે પરાજીત થયું છે. પરંતુ રાજા શૂરસિંહ ક્યાં છે ? તેઓ જીવિત છે ખરા કે ? "

જનાર્દને કહ્યું:—" તેઓ હજી જીવતા જ છે. ઈશ્વર કૃપાથી તેમને કશી પણ ઈજા આવી નથી. મારા સાંભળવા પ્રમાણે તેમણે પણ આ જોહાનમીરના દુર્ગમાં આવીને જ આશ્રય લીધો છે. "

પ્રસાદે પુનઃ પૂછ્યું:—" અને—અને રાજનંદિની ઉર્મિબાલા ક્યાં છે ? તેણે ક્યાં આશ્રય લીધો છે ? "

જનાર્દને પ્રત્યુત્તરમા જણાવ્યું કે;-" તે વિષયમાં હું બરાબર સમાચાર આપી શકતો નથી. છતાં પણ એક સ્ત્રી ગઇ રાત્રે તમારા સમાચાર લેવા માટે વારંવાર આવ્યા કરી હતી. એ સ્ત્રીએ તમારા સંબંધમાં મને પણ કેટલાક સવાલો પૂછ્યા હતા. આ સર્વ પરથી હું

એટલું અનુમાન તો અવશ્ય કરી શકું છું કે, તે અબળા અન્ય કોઈ નહિ, પણ રાજકન્યા ઉર્મિબાલાની કોઈ દાસી હશે અને તેની આજ્ઞાથી તમારા સમાચાર મેળવવા માટે જ અહીં આવી હશે. હું ધારૂં છું કે, રાજકન્યા પણ દુર્ગમાં જ આવી વસી હશે. ”

પ્રસાદ ઘણીવાર સૂધી કાંઇક વિચારમાં પડી ગયો. વિચારના સાગરમાંથી બહાર નીકળ્યા પછી તેણે પૂછ્યું:–“ વારૂ જનાર્દન ! અત્યારે શત્રુઓનો સમુદાય કયે સ્થળે એકત્ર થયો છે અને તેઓ છેવટે શા નિશ્ચયપર આવ્યો છે. શિરોહીનું સૈન્ય હવે ક્યાં સૂધી યુદ્ધમાં ટકી શકે તેમ છે ? ”

જનાર્દને કહ્યું:—“ શત્રુઓનો ઉત્સાહ વધવા લાગ્યો છે. તેઓ મરણીયા થઈને યુદ્ધ કરવાના નિશ્ચયપર આવી ચૂકયા છે. આજે તેમણે આપણા આ દુર્ગને ઘેરી લીધો છે અને કાલનો પ્રભાત થતાંની સાથેજ તેઓ દુર્ગનાદ્વાર તોડી અંદર ઉતરી આવવાના નિશ્ચયપર આવી ગયા છે, આ સર્વ જોતાં પરિણામ શું આવશે, એની કશી પણ કલ્પના કરી શકાતી નથી. શિરોહીના સૈન્યને યુદ્ધમાં કાંઇક આશાનાં લક્ષણો જણાવાથી તે અત્યારે પૂર જોશમાં આવી ગયું છે. ”

“ ત્યારે પછી રાજા શા નિશ્ચયપર આવ્યા છે ? ” પ્રસાદે ઉત્સુકતાને આધીન થઈને પૂછ્યું.

“ ઘણું કરીને હજી સૂધી તેઓ કોઈ પણ પ્રકારના દૃઢ નિશ્ચયપર આવી શક્યા નથી. ” જનાર્દને કહ્યું.

એ સમયે જયન્તકુમારે તે ઓરડામાં પ્રવેશ કર્યો. કુશળ સમાચાર પૂછ્યા પછી જયન્તકુમાર બોલ્યો:—“ વીરશ્રેષ્ટ રાજપૂત ! તમારા સમાચાર લેવા માટે અજમેરાધિપતિ શૂરસિંહે મને અત્યારે

અહીં મોકલ્યો છે, જો હવે તમારી તબીયત સ્વસ્થ થઇ હોય, તો મારી સાથે રાજા પાસે ચાલો. ત્યાં આવવા માટે રાજાએ તમોને આજ્ઞા આપી છે. હું ધારૂં છું કે, ત્યાં આવવામાં તમને કોઇ પણ જાતની અડચણ તો નહિજ હોય. પ્રભુ કૃપાથી તમોને સારો આરામ પણ અવશ્ય થઇ ગયો હશે. ”

પ્રસાદે કહ્યું:—“ રાજાના અનુગ્રહને જોઈને હું અત્યંત આનંદિત થયો છું અને તે સાથે મારાં પરમ સૌભાગ્ય પણ માનું છું. અજમેરના અધિપતિની મારા પ્રતિની આવી અપૂર્વ દયા જોઇને મારા સંતોષનો આજે અવધિ થયો છે. તેમને જણાવજો કે, હું સ્વસ્થ થયો છું અને હમણાંજ રાજાજીની સેવામાં આવી હાજર થાઉં છું. રાજાની આજ્ઞા મને સંપૂર્ણ પણે શિરોધાર્ય છે. ”

જયન્ત કુમાર ચાલ્યો ગયો. પ્રસાદ સુંદર વેશ ધારણ કરી જનાર્દનને કહેવા લાગ્યો કે,—“ જનાર્દન ! તમે મને પ્રસાદ સિવાય બીજા કોઈ પણ નામથી લોકોના સમુદાયમાં ઓળખાવશો નહિ. આ વાતને બરાબર સ્મરણમાં રાખજો. જો કદાચિત્ મારા ખરા નામને ખુલ્લું પાડી દેશો, તો મારે આ દેશ છોડીને બીજા કોઇ પણ દેશમાં ચાલ્યા જવું પડશે અને ત્યાર પછી ગમે તેટલો પરિશ્રમ કરવા છતાં પણ તમને મારો પત્તો મળી શકશે નહિ. ”



દશમો પરિચ્છેદ.

## પુરસ્કાર

—:o:—

दाता न दापयति दापयिता न दत्ते
यो दानदापनपरो मधुरं न वक्ति ।
तद्दानदापनमनोहर भाषणानि
त्रीण्यप्यमूनि खलु सत्पुरुषे वसन्ति ॥

× × × × ×

दानेन तुल्यो निधिरस्ति न्यायः
लोभाच्च नान्योऽस्ति रिपुः पृथिव्याम्
विभूषणं शीलसमं न चान्यत्
संतोषतुल्यं धनमस्ति नान्यत् ॥

મંત્રણાગૃહના રાજ્યાસન પાસે આવીને પ્રસાદ ઉભો રહ્યો, એટલે રાજાએ સર્વ સભાસદો સમક્ષ તેનો સન્માનિત કરી ઘણાજ આદરની સાથે પોતાની બાજૂમાં બેસાડયો અને ત્યાર પછી અત્યંત સ્નેહયુક્ત સ્વરથી કહ્યું કે;–" વીર પુંગવ ! હું તમારૂં નામ જાણવા ઇચ્છતો નથી, તમારા વંશનો પરિચય મેળવવાની ઇચ્છા પણ ધરાવતો નથી. જે નામથી તમે તમારો પરિચય આપવાની ઇચ્છા પ્રકટ કરી છે, તેજ નામથી હવે પછી તમોને બોલાવવામાં આવશે તથા તમારો પરિચય આપતી વેળાયે પણ એજ નામનો ઉચ્ચાર કરવામાં આવશે. યુદ્ધ ક્ષેત્રમાં તમે તમારા વંશનો જે પરિચય આપ્યો છે, તેજ હમેશાને માટે અમારા સ્મરણમાં રહેશે. તમે મારા જીવનની રક્ષા કરી છે, તે ઉપરાંત મારી કન્યાના કુળની માનમર્યાદાનું રક્ષણ કરીને મારા

પણ મહત્ ઉપકાર કર્યો છે. રણક્ષેત્રમાં તમે જે વીરતા દેખાડી છે, તેની તુલના રાજસ્થાનના ઇતિહાસમાં વિરલજ છે. એવી કુશળતા, એવી સ્ફુર્તિ અને એવી પ્રચંડ શકિત આ પહેલાં મેં કદાપિ જોઈજ નહોતી. "

ત્યાર પછી એક ઉંડો નિઃસાસો નાંખીને કહ્યું:—" હાય ! એક વાર મેં આવુંજ શૂરાતન અને આવીજ પ્રચંડ શકિત જોઈ હતી, પરંતુ અત્યારે તે શૂરવીર શક્તિ ધારક વ્યકિત વિદ્યમાન નથી. તેનાપરાક્રમના પડઘા સિવાય તેનું અન્ય કાંઈ પણ ચિન્હ અવશિષ્ટ રહ્યું નથી.

બધા તરતજ સમજી ગયા કે, વીરેન્દ્ર કેશરીના શૌર્યવીર્યનું સ્મરણ કરીને રાજા શૂરસિંહ આ વાર્ત્તા કહી રહ્યા છે. રાજાએ કહ્યું:- " જયન્ત કુમાર ? આ બાળકે જે વીરત્વ દર્શાવ્યું છે, તેનો પુરસ્કાર શો આપી શકાય વારૂ ? મારા ધારવા પ્રમાણે તે વીરત્વનો વિનિમય કરી શકાય એવો કોઈ પણ પદાર્થજ આપણા રાજ્ય ભંડારમાં વિદ્યમાન નથી. એ વીરતાનું મૂલ્ય આંકી ન શકાય તેવું અમૂલ્યજ છે. "

જયન્ત કુમારે કહ્યું:-" મહારાજ, રાજ્યનું શ્રેષ્ઠ સન્માન, શ્રેષ્ઠ પદ અને શ્રેષ્ઠ ગૌરવ આ બાળકને આપવામાં આવશે, તો તે પણ અયોગ્ય અને અસ્થાને તો નહિજ ગણાય. કારણ કે, એણે જે વીરતા દર્શાવી છે, એનું મૂલ્ય તો આપણાથી આપી શકાય તેમ નથી. છતાં પણ આપણે એના ઉપકારના બદલામાં ફુલ :નહિ તો ફુલની પાંખડી તો અવસ્ય આપવીજ જોઇએ. આ બાળકેજ આપના જીવનને ભયંકર આપ દુમાંથી બચાવ્યું છે. આપની કન્યાની લજ્જાનું રક્ષણ કરીને, આપના કુળના ગૌરવનો અસ્ત થતો અટકાવ્યો છે. માટે એને માટે આપ જે ઉપહાર કિંવા પુરસ્કાર આપો તે સર્વથા અલ્પજ છે. વીરતાનું મૂલ્ય આંકવું અતિ કઠિન છે. કારણ કે;—

જગતમાં વીરતાનું મૂલ્ય છે મહા ભારી;
નહિ અંકાય મૂલ્ય તેનું હીરા, માણિક્ય, મોતીથી;
તનુનું દાન દેવાથી નથી વળતો કશો બદલો;
ખરે એ વીરતા છે, વિશ્વમાં સર્વથી મોંઘી.

રાજાએ કહ્યું:—" જયન્તકુમાર ! તમે આ વાર્તા અક્ષરેઅક્ષર સત્ય જ કહો છો. જાઓ, આ વીર બાળકને પાંચસો અશ્વારોહી સૈન્યના અધ્યક્ષના પદપર નિયુક્ત કરો. ભવિષ્યમાં એને હું મારા મુખ્ય મંત્રીના પદપર સ્થાપવામાં પણ લેશ માત્ર પણ સંકોચની ભાવના દર્શાવીશ નહિ."

એ સમયે એક દૂતે આવીને ખબર આપી કે, સેનાપતિ કુરિના યુદ્ધમાં પરાજિત થયો છે અને લાચારીથી તેને સિંહાના દુર્ગનો આશ્રય લેવો પડયો છે. આ માઠા સમાચાર સાંભળીને રાજા શૂરસિંહ ગભરાઇ ગયો. તેણે તરત જ ક્ષુબ્ધ સ્વરથી કહ્યું:—" જયન્ત, હવે આપણી સર્વ આશાઓપર પાણી ફરી વળ્યું છે. મેં ધાર્યું હતું કે, તમારા પિતા યુદ્ધમાં વિજયી થઇને મારો ઉદ્ધાર કરશે, પરંતુ હવે જોઉં છું કે, મારી તે સર્વ આશાઓ નિષ્ફળ નિવડી છે. તમારા પિતા શત્રુઓથી ઘેરાઇને આપણી પાસેથી સહાયતા મેળવવાની વાટ જોતા ઉભા છે. દક્ષિણમાં તમારા પિતા બંદિવાન બન્યા છે, અને પર્વતગુહામાં આપણે બંદી બન્યા છીએ. રાજ્ય અરક્ષિત થયું છે શત્રુના હાથમાં જઈ પડ્યું છે. જો બે દિવસમાં જ આપણે બહારની કોઈ પણ સહાયતા મેળવીને છૂટી શકીશું, તો જ રક્ષા થઈ શકશે, નહિ તો રાજ્ય, નગર આદિ સર્વ લૂંટાશે, અરે બળીને ભસ્મીભૂત થઇ જશે. "

જયન્તકુમાર અને અન્યાન્ય સૈન્યાધ્યક્ષની સાથે રાજાશૂરસિંહ સલાહ કરવા લાગ્યો. શત્રુના વ્યૂહને ભેદીને દુર્ગમાં ગોંધાઇ રહેવાની કોઇએ પણ સલાહ આપી નહિ. પ્રસાદે બધાની બધી વાતો સાંભળી

લીધી; પરંતુ તેણે એક પણ વાર્તા કહી નહિ. પછી મંત્રણાગૃહનો ત્યાગ કરીને તે બહાર આવ્યો. દુર્ગના શિખપર ચઢી તે ચારે તરફ નજર ફેરવી જોવા લાગ્યો. તેણે જોયું કે, જોહાની-દુર્ગ અરવલ્લીના એક નાની ટેકરીપર બંધાવવામાં આવ્યો હતો. દુર્ગની ત્રણે બાજૂએ ઊંચી પર્વતની હારો આવી હતી અને ચોથી બાજૂએ સમાન પટવાળી એક વિશાળ ગુહા હતી. એ ગુહા અત્યારે શત્રુના હાથમાં આવી ગઈ હતી. જોહાન-દુર્ગથી અજમેર જતી વેળાયે પહાડી માર્ગ ઓળંગીને અરવલ્લીને પેલે પાર જવાતું હતું. પાછળ, ડાબી બાજૂએ અને દક્ષિણ દિશામાં મહા મુશીબતે પણ ન ઓળંગી શકાય તેવી પહાડી ટેકરીઓ આવેલી હતી અને સ્હામે શત્રુ વ્યાઘ્રની પેઠે માર્ગ રોકીને બેસી રહ્યા હતા. શિરોહીના સૈન્યની સંખ્યા ઓછામાં ઓછી પાંચ હજારની હતી. દુર્ગ દુર્ભેદ્ય છે એમ ધારીને તેમણે દુર્ગપર હલ્લો કર્યો નહોતો. કેવળ રસ્તો અટકાવી રાજાને બંદીવાન કરી રાખ્યો હતો.

એક વૃદ્ધ સૈનિકને ડાબી બાજૂની પર્વતમાળા દેખાડીને પ્રસાદે પૂછ્યું:—"કેમ વૃદ્ધ પુરુષ! આ પર્વતના મધ્ય ભાગમાંથી કોઈ પણ માર્ગ મળી શકે તેમ છે ખરો કે?"

સૈનિકે જવાબમાં જણાવ્યું કે:—"જી-હા. એક માર્ગ આ પર્વત-માંથી નીકળીને સીધો સપાટ ભૂમિમાં ચાલ્યો જાય છે. પણ એ માર્ગ ઓળંગતી વેળાયે ઘણી ઘણી મુશીબતો વેઠવી પડે તેમ છે."

પ્રસાદે પૂછ્યું:—"તમે શી રીતે જાણ્યું કે, એ પર્વતમાં કોઈ પણ માર્ગ આવેલો છે વારુ?"

સૈનિકે જવાબ આપ્યો:—"બચપણમાં આ અરવલ્લીની કન્દરાઓ મારી ક્રીડાના સ્થાનરૂપ હતી. હું હમેશાં ત્યાં જઈને નવીન નવીન રમતો રમતો હતો. એ માર્ગના અસ્તિત્વ વિશે ઘણા જ થોડા લોકો

માહિતગાર છે. સેનાપતિના દૂત અને બીજા એક બે જણા ” પ્રસાદે તે સૈનિકને બોલતો અટકાવીને વચ્ચમાં જ પૂછ્યું:—“ એ માર્ગ ક્યાં જઇને અટકે છે ? ”

સૈનિકે જવાબમાં જણાવ્યું કે;—“ મારા ધારવા મૂજબ એ માર્ગ બીયાવર યુદ્ધક્ષેત્ર સુધી લંબાયલો છે. ”

પ્રસાદે પૂછ્યું:—“ એ માર્ગપરથી કોઈ ઘોડેસ્વાર જવાની ઈચ્છા ધરાવે તો જઈ શકે ખરો કે ? ”

સૈનિકે જવાબ આપ્યો:—“ હા, જઈ શકે છે. પરંતુ ત્યાં જતાં ઘણી ઘણી મુસ્કેલીઓ વેઠવી પડે છે. ”

પ્રસાદે પૂછ્યું;—“ બીયાવરના યુદ્ધ ક્ષેત્રમાં જતાં કેટલોક સમય લાગે છે ? ”

પ્રહરીએ કહ્યું:—“ ઓછામાં ઓછો એક પ્રહરપર લાગે તેમ છે. ”

પ્રસાદે પુનઃ પૂછ્યું:—“ બીયાવરના ક્ષેત્રથી સપાટ ભૂમિપર અશ્વારોહણદ્વારા આવતાં કેટલોક સમય લાગે તેમ છે ? હું ધારૂં છું કે, તમે મારા આ પ્રશ્નનું યથાર્થ ઉત્તર અવશ્ય આપશો જ. ”

સૈનિકે કહ્યું:—“ બેએક દિવસનો વિલંબ લાગે છે. ”

પ્રસાદે પૂછ્યું:—“ તમે એ પહાડી માર્ગના અંધકારમાંથી જઈ શકો છો ખરા કે ? ”

સૈનિકે ઉત્તર આપ્યો:—“ જી—હા. ઘણી જ ખુસીની સાથે જઈ શકીએ છીએ. આ પહેલાં હું સેંકડો વાર જઈ શક્યો છું. મને ત્યાં જવામાં લેશ માત્ર પણ ભય લાગે તેમ નથી. મારા જીવના જોખમે પણ હું ત્યાં જઈ આવ્યો છું. ”

પ્રસાદે કહ્યું:—“ બહુ સારૂં. તમારી આવી સાહસિકતા અને ધીરતા જોઇને મને અપાર આનંદ થયો છે. પરંતુ વીરપુરુષ ! આ

અવનીમાં તમે ક્યા અભિનામથી પરિચિત થયા છો? અથવા તો તમારૂં નામ શું છે?"

સૈનિકે જવાબ આપ્યો:—"બહાદુર ક્ષત્રિય! આ સેવકને લોકો ધર્મસિંહના નામથી ઓળખે છે."

ત્યાર પછી પ્રસાદ દુર્ગના શિખરપરથી નીચે ઉતરી આવ્યો અને રાજાની સમીપમાં જઇને બોલ્યો કે;—"મહારાજ, જો આપની અનુમતિ હોય, તો પાંચસો સિપાહીઓ લઇને હું આજે રાત્રે જ શત્રુઓના સૈન્યપર હુમલો કરૂં તથા આપણી ભાગ્યદેવી પર ભરોસો રાખીને ભવિષ્યના પરિણામને અજમાવું. આવા કઠિન સંજોગોમાં હિમ્મત હારી જવાથી, પરાજય વિના બીજું કશું પણ શુભ ફળ આવતું જ નથી. માટે પ્રયત્ન કરવાની ખાસ જરૂર છે. પ્રયત્ન વિના વિજય પ્રાપ્ત થતો નથી. માટે કૃપા કરી મને એક વાર મારી ઇચ્છાને તૃપ્ત કરવાનો સુઅવસર આપો. મને ચોક્કસ ખાત્રી છે કે, મારા આ પ્રયત્નથી અવશ્ય શુભ ફળ જ પ્રાપ્ત થશે અથવા તો વિજયની દેવી આપણા ગળામાં જ વિજયમાળા આરોપશે."

રાજાએ કહ્યું:—"પ્રસાદ! તમારૂં કહેવું સત્ય છે અને તમારી વીરતાપર મને સંપૂર્ણ વિશ્વાસ છે. તેમ છતાં પણ ફક્ત પાંચસો સૈનિકો લઇને દુર્ગની બહાર નીકળવું એ મારા ધારવા પ્રમાણે એક પ્રકારની મૂર્ખતા સિવાય બીજું કાંઇ જ નથી. વિજયના ગર્વથી ઉન્મત્ત બનેલું બનેલું શિરોહીનું સૈન્ય અત્યારે ભૂખ્યા વરૂની પેઠે આપણા સૈન્યનો ભક્ષ કરવાની વાટ જોતું બેઠું છે અને નિરાશાની નદીમાં જઇ પડેલું અજમેરી સૈન્ય પરાજયના વિષમ આઘાતથી છેક નિર્બળ બની ગયું છે, એથી વિજયની પતાકા અજમેરના દુર્ગપર ફરકે, એવી આકાશકુસુમવત

આશાને હૃદયમાં સ્થાન આપવું, એ પણ સર્વથા અયોગ્ય છે. આ સર્વ બાબતોનો વિચાર કરતાં હું તમારી આ વાતને બરાબર અનુમોદન આપી શકતો નથી. ”

પ્રસાદે કહ્યું:—“ મહારાજાધિરાજ ! આવી વિપરીત વેળાયે પરિણામનો વિચાર કરીને બેસી રહેવાનું નથી પરંતુ યા હોમ કરીને ઝંપલાવવાની જ ખાસ જરૂર છે. આપને એક વખત મારી વીરતાનો પરિચય મળી ચૂક્યો છો, બીજી વાર પણ મારા તે સાહસપર જ ભરોસો રાખીને મારી ઇચ્છાને પૂર્ણ થવા દો. હું ધારૂં છું કે, આ છેવટના દૃઢ નિશ્ચયથી આપણે અવશ્ય વિજયી થઈ શકીશું. ક્ષત્રિય વીરોએ તો યુદ્ધના સમયમાં સાહસને જ સર્વથી પ્રથમ પ્રાધાન્ય આપવું જોઇએ.”

રાજાએ કેટલીકવાર સૂધી કાંઇક વિચાર કર્યા પછી કહ્યું;—“તમારા હેતુને બરાબર સ્પષ્ટ રીતે સમજાવી આપશો તો હું તેને પૂર્ણ કરવાનો યોગ્ય વિચાર કરીશ અને મારા ખ્યાલમાં એ વાર્ત્તા રૂચી જશે તો તેને પૂર્ણ કરવાની અનુમતિ આપવામાં પણ હું લેશ માત્ર પણ સંકોચ કરીશ નહિ. ”

રાજાનાં આવાં વચનો સાંભળીને પ્રસાદે પોતાના મનના હેતુને બરાબર જણાવી દીધો. તે સમયે તે સ્થળે જયન્તકુમાર પણ હાજર હતો. તેણે ઉત્સાહની સાથે પ્રસાદનો હાથ પકડીને કહ્યું:—“ રાજપૂત બાલક, તમારા જેવો કુશળ વીર મેં આખા રાજપૂતાનામાં જોયો નથી. તમે અમને જે માર્ગે લઈ જશો, તે માર્ગે અમો ઘણીજ ખુશીની સાથે આવી શું. અમોને તમારી વીરતાપર પૂરતો ભરોસો છે. ”

પ્રસાદે કહ્યું:—“ આપનું સાહસ અને વીરત્વ મેં મારી નજરોનજર જોયાં છે. આપને રસ્તો બતાવવાની મારામાં શક્તિજ નથી.

આપ વીર શિરોમણિ મહા શૂરવીર પુરૂષ છો. આપનાપરજ મેં આ યુક્તિના પરિણામનો આધાર રાખ્યો છે અને હજી પણ રાખું છું. આપ બે હજાર અશ્વારોહી સૈન્ય લઈને તૈયાર રહેજો, અને જ્યારે હું વૃક્ષની ટોચપર ચઢી દીવો સળગાવી સંકેત કરૂં, ત્યારે આપ જરા પણ અવાજ કર્યા વિના દુર્ગમાંથી બહાર નીકળી સ્હામેથી શત્રુઓના સૈન્યપર આક્રમણ કરજો. આમ કરવાથી ક્ષણવારમાં શત્રુના સૈન્યમાં મહા ખળભળાટ મચી જશે અને તત્કાળ તેનો પરાજય પણ કરી શકશે. ”

રાજાએ કહ્યું:-“ પ્રસાદ, તમારી બુદ્ધિ અને કુશળતા જોઇને તમને તમને એક બાળક તરીકે ઓળખતાં પણ અમને એક પ્રકારની લજ્જા ઉત્પન્ન થાય છે. તમારા આ પ્રસ્તાવની વિરુદ્ધ વર્ત્તવાથી અમારો ઉદ્ધાર થાય, એવી કશી સંભાવનાજ નથી. પરંતુ તમારા જેવા એક કિશોર વયના બાળકને યુદ્ધભૂમિમાં એકલા અને નિરાધાર મોકલવાનું પણ મને ઉચિત લાગતું નથી. તમારી માગણી ઉપરાંત હું બીજા પાંચસો સૈનિકોને તમારી સાથે મોકલું છું. તેઓ તમારી સહાયતામાં રહીને તમારૂં રક્ષણ કરવામાં પોતાનાથીબનતો પ્રયત્ન અવશ્ય કરશેજ. શત્રુના સૈન્યની તુલનામાં તો આપણા એક હજાર સૈનિકો કશા પણ હિસાબમાં જ નથી; પરંતુ તમારી શૂરવીરતા પર દૃઢ વિશ્વાસ રાખીને હું તેઓને તથા તમને અહીંથી યુદ્ધ કરવા માટે મોકલવાનું સાહસ કરૂં છું. આપણું મુઠ્ઠીપર સૈન્ય તેમને પરાજય પમાડે એવી વ્યર્થ આશા રાખવામાં પણ હું મારી એક પ્રકારની મૂર્ખતાજ માનું છું. પરંતુ તમે પૂર્વે જે પરાક્રમ દાખવ્યું છે, એ જોતાં એ આશા પ્રબળ રૂપે મારા હૃદયમાં સ્ફુરી આવે છે. હવે તમારા વિના અમારો ઉદ્ધાર થાય, એવી કશી પણ આશા રાખી શકાતી નથી.

પૂર્વના કોઈ લેણદેણના યોગે તમે અમારે ત્યાં આવીને આવા અપૂર્વ ઉપકારો કરો છો, એ માટે હું તમારો અત્યંત ત્રણી છું. મારાથી તમારા તે ઉપકારોનો બદલો કદાપિ વાળી શકાય તેમ નથી. ”

ત્યાર પછી પ્રસાદ ત્યાંથી વિદાય થઇને પોતાના ઓરડામાં આવ્યો. ત્યાં આવ્યા પછી તેણે અગાસીપર જઇને જોયું તો રણભૂમિમાં ઘોરતમ યુદ્ધ થતું જોયું. તેમ છતાં પણ યુદ્ધ જોઇએ તેવું ભયંકર તો નહોતું જ. કારણ કે, એ યુદ્ધ કેવળ બે વ્યક્તિઓ વચ્ચેજ થતું હતું. એક પક્ષમાં જનાર્દન અને બીજા પક્ષમાં નીલવસના અથવા નીલા યોદ્ધા તરીકે ઉભાં હતાં. જનાર્દન છેક હથિયાર વગરનો ન હોવા છતાં પણ નીલાના ફેંકેલા વીજળીવાળાં કટાક્ષ બાણના આઘાતથી આત્મરક્ષા કરવામાં અસમર્થ થઇને છેક થાકી જવા આવ્યો હતો. એ યુદ્ધના ઇતિહાસનું પ્રથમથીજ વર્ણન ન કરવાથી આપણી આ વાર્ત્તા અપૂર્ણ રહી જાય તેમ છે. માટે એ કથાનું આદિથી સંપૂર્ણ વર્ણન કરવામાં આવે છે

પ્રસાદ જ્યારે રાજાને મળવા ગયો, ત્યાર પછી થોડી વારે નીલા તેના ઓરડામાં આવી ઉપસ્થિત થઈ. તે સમયે જનાર્દન સિવાય બીજું કોઇ પણ ત્યાં હાજર નહોતું. પ્રસાદને તેના ઓરડામાં ન જોવાથી નીલા વિસ્મિત થઇ. છેવટે લાચારીથી તેણે જનાર્દનની સાથે વાર્ત્તાલાપ કરવાની શરૂઆત કરી. નીલા ગુર્જરદેશની કુળવધુ ન હોવાથી કોઈ પણ જાતના સંકોચ વગર જનાર્દન પાસે બેસીને જનાર્દનના પિતા પ્રપિતા અને પિતામહોનો પરિચય પૂછવા લાગી. પૂર્વ રાત્રિયે પ્રસાદની શોધ કરવા માટે નીલા બે ત્રણ વાર આવી હતી. તે સમયે જનાર્દનની સાથે તેને થોડો ઘણો પરિચય થયો હતો અને એ પરિચયના યોગેજ અત્યારે નીલા ઝૂકી જઈને તેને પ્રશ્ન

પૂછવાને તૈયાર થઈ ગઇ. પ્રથમ તેણે પૂછ્યું કે;–" કેમ વિદેશી પ્રવાસી ! તમે અહીં કેટલાક દિવસ થયાં આવ્યા છો અને તમારુ નિવાસ સ્થાન કયા દેશમાં છે વારૂ ? "

જનાર્દને ઉત્તર આપ્યો;–" કેમ વિદ્યુતવરણિ ! આવા સવાલો પૂછવાની તમને શી જરૂર પડી છે વારૂ ? "

નીલાએ કહ્યું:—" તમે ક્યારે આ દેશગાં આવ્યા છો, એ જાણવાની મને ખાસ જરૂર હોવાથી જ હુ તમને આ સવાલ પૂછું છું. કારણ વિના કોઇ તદ્દન નિરર્થક પ્રશ્ન પૂછવાનું સાહસ પણ કરતું હશે ખરૂં કે ? "

" એ કારણ જાણ્યા વિના હું મારો પરિચય કદાપિ આપી શકીશ નહિ. " જનાર્દને સ્પષ્ટ કહી સંભળાયું.

" કારણ ઘણુંજ ગંભીર છે અને તે હું તમોને હમણાંજ જણાવીશ. પણ મેત આ દેશના વતની નથી, એતો હું ચોક્કસ કહી શકું છું. કેમ મારૂં આ અનુમાન સત્ય છે ખરૂં કે નહિ ? " નીલાએ પૂછ્યું.

" તમે એ શી રીતે જાણ્યું કે, હું આ દેશનો નિવાસી નથી?" જનાર્દન સ્હામો સવાલ કર્યો.

" તમારા મુખપર ઝળકતા અપૂર્વ તેજને લીધે તેમજ વસંતના વિકાસને લીધે હું એવા અનુમાનપર આવી શકી છું કે, તમે આ દેશના નહિ પણ અન્ય કોઇ દેશનાજ નિવાસી છો.

" વિકાસ વસંતનો મધુરો મુખપર ઝળકે છે;
નેત્રમાંહિ જ્યોતિ અનેરી ખૂબ ચળકે છે;
ભાલ વિશાળ અતિ સુંદર મનને મોહે છે;
વીર વપુ ઉત્તમ કુળનો પરિચય આપે છે. "

જનાર્દને કહ્યું:–" હું, ત્યાર પછી કહી જાઓ જે કહેવાનું હોય

તે. આમ વચ્ચમાંજ કેમ અટકી જાઓ છો. એક વાર્ત્તાને પૂર્ણ કરતાં પહેલાંજ વચ્ચેથી શા માટે પડતી મૂકો છો ? ”

નીલાએ કહ્યું:–“ ઓહો ! આતો વખાણ્યા કે તરતજ ફુલાયા જેવી વાત જ આવીને ઉભી રહી જનાર્દન ! હું તમને બહુ સારી રીતે ઓળખું છું. તમે તો એક માત્ર અનુચર કિંવા ભૃત્યજ છો. એનાથી ઉચ્ચ કિંવા ચઢિયાતી પદવી પ્રાપ્ત કરવાને તમે હજી સુધી ભાગ્યશાળી થઈ શક્યા નથી. ”

જનાર્દને કહ્યું:–“ કોના અનુચર ? શું તમે મને તમારો અનુચર કરવાની ઇચ્છા રાખો છો ? ”

“ ના મારી તો લેશ માત્ર પણ ઇચ્છા નથી. તમે યુવરાજ ભવાનીપ્રસાદના અનુચર છો, એ વાર્ત્તા ઘણા સમય થયાં મારા જાણવામાં આવી ગઈ છે, એટલે હવે તમારાથી કોઈ પણ વાત છૂપાવી શકાય તેમ નથી. કેમ, મારૂં કહેવું ખરું છે કે ખોટું ? જે સત્ય હોય તેજ જણાવજો. ”

આ સાંભળીને જનાર્દન વિચલિત થયો. તેણે સહજ ગભરાઇને પૂછ્યું:–“ યુવરાજ કોણ ? ભવાની પ્રસાદ કોણ ? હું તો તેમાંના કોઇને પણ ઓળખતો નથી. તમે અત્યારે મારાપર આ એક તદન જૂઠો અને નાપાયાદાર આક્ષેપ મૂકી મને અન્યનો અનુચાર બનાવવાની કોશિશ કરી રહ્યાં છો. ”

‘ જેની આ અંગુઠી છે, તેનીજ હું વાર્ત્તા કહી રહી છું. આ અંગુઠીના માલિકનેજ હું યુવરાજ ભવાનીપ્રસાદ તરીકે ઓળખાવું છું. ” આમ કહીને નીલાએ વસ્ત્રમાંથી એક અંગુઠી બહાર કાઢી બતાવી,

જનાર્દને તે અંગુઠીને જોતાંની સાથેજ ઓળખી લીધી. તેણે

કહ્યું:—" નીલવરણિ તરુણી, આ અનુપમ અંગુઠીય તમે ક્યાંથી પ્રાપ્ત કરી ? જે અંગુઠી દેવાંગનાને પણ અતિ દુર્લભ છે, તે તમે આમ સહજમાં શી રીતે મેળવી શક્યાં. કહો, જે સત્ય હોય, તે સર્વ સત્વર કહી દો. મારા સ્નેહીની અંગુઠીની વાર્ત્તા જાણવા માટે મારૂં મન અત્યંત આતુર બની ગયું છે. મને આશા છે કે, તમે મને બધી વાર્ત્તા અવશ્ય કહી સંભળાવશોજ. "

નીલાએ જવાબમાં જણાવ્યું કે;—" તમારે એ વાર્તા જાણવાની શી જરૂર છે; કદાચિત્ અંગુઠીના માલિકે અમારાપર પ્રસન્ન થઇને આ અંગુઠી અમોને ભેટ દાખલ આપી હશે તો ?"

જનાર્દને કહ્યું;—" જે વસ્તુ મારા કંઠને યોગ્ય નથી, તેને મારો માલિક મારી અંગુઠી આપે, એ વાર્તા સર્વથા અસંભવિત અથવા તો અમાન્ય છે. આ અંગુઠી મારી છે, મારા માલિકની નથી, તેથી મારી વસ્તુને મારો માલિક અસ્થાને આપી દે, એમ કદાપિ બને જ નહિ. નીલા ! વાતો બનાવવાનું છોડી દો અને જે કાંઇ સત્ય બીના હોય, તે જણાવી દો. મારી પાસે આવો અસત્યવાદ કદાપિ ફાવી શકશે નહિ. મેં બહુ બહુ જમાના જોયા છે અને દુનિયાનો અનુભવ પણ ઘણો કર્યો છે, માટે મારી પાસે છેતરપિંડી અથવા દગાબાજી ચાલી શકે તેમ નથી તે નથી જ. "

નીલાએ એક પ્રકારનું મંદ હાસ્ય કરીને કહ્યું:—" વાહ-વાહ ! ચાલાકી તો અજબ ચલાવીને શું ! ત્યારે શું તમારો કંઠ રત્નથી જડાયલો છે ? જો તેમજ હોય તો હું ઘણી જ ખુશીની સાથે કબૂલ કરૂં છું કે, તમારૂં મુખ મણિ મુક્તા જડિત છે. પણ તમે તમારા એ અતિ મૂલ્યવાન અને રત્નમાણિક્યજડિત મધુર મુખને કદાપિ દર્પણમાં જોયું છે ખરૂં કે ? તમારા મુખપર વિરાજતા અતિ મૂલ્યવાન મુક્તાફળોનું બરાબર ધ્યાન પૂર્વક નિરીક્ષણ કર્યું છે ખરૂં કે ? "

" ના, આયના અથવા દર્પણમાં જોવાની જરૂર જ નથી. કારણ કે, તમારી આંખો તરફ દષ્ટિપાત કરવાથી જ દર્પણની ગરજ સરે તેમ છે. તમારાં મદીલાં લોચનમાં જ એવી ઉન્માદિની શક્તિ વિદ્યમાન છે કે, જેના યોગે સહસ્ત્ર દર્પણ પણ નિસ્તેજ બની જાય તેમ છે. આ ચક્ષુમાંથી નીકળતી અપૂર્વ જ્યોતિ અનંત કોટિ બ્રહ્માંડને તેજસ્વી કરનાર ભાસ્કરના તેજને પણ ક્ષણ વારને માટે શર્માવી દે તેવી તેજોમયી અને તીવ્ર છે. એ જ્યોતિના પ્રતિબિંબમાં જ મેં મારા મુખનું અવલોકન કર્યું છે અને તે સમયથી જ મારૂં મુખ હીરામોતીજડિત બાસવા માંડયું છે. " જનાર્દને કહ્યું.

નીલા આ સાંભળીને જરા વિચારમાં પડી ગઈ. તેનું મુખ ફીકુ પડી ગયું. પોતાના રૂપની ખ્યાતિ સાંભળીને આ વિશ્વનું કયું માનવી પોતાના મનમાં આનંદિત ન થાય વારૂ ? નીલાએ વીજળી વાળાં કટાક્ષનો પરિત્યાગ કરી અત્યંત નમ્રતાયુક્ત સ્વરથી કહ્યું:–" મેં એવાં તે શાં પાપ કર્યાં હશે કે, તમારૂં તે ખોખ જેવું મોઢું મારી આંખોને જોઇને હીરાજડિત બની ગયું હશે ? જનાર્દન ! આવા અલંકારો આપવાની વિદ્યાને આટલેથી સંકેલી દો. કારણ કે, એ કાર્ય તમારૂં નથી. પણ કોઇ કુશળ કવિ અથવા તો ચિત્રકારનું જ છે. કવિજનો કવિતા કરી રૂપનું તાદ્દશ પ્રકટ કરી શકે છે અને ચિત્રકાર પોતાની કુશળ પિછીના પ્રભાવે મનોહારી ચિત્ર દોરીને માનવના મનને મોહિત કરી શકે છે. પણ તમારામાં તે એ વસ્તુઓમાંની એક પણ નથી, માટે અલંકાર કે વર્ણનશક્તિનો પરિત્યાગ કરી સીધી રીતે જે કાંઇ કહેવું હોય તે કહી સંભળાવો. "

જનાર્દને કહ્યું;—" તમે મારો અસ્વીકાર કરો તો ભલે, પણ મારા હૃદયે તો તમારો સ્વીકાર કરી લીધો છે. તમારા આ મોહક

રૂપે મને તમારામાં એટલી સીમાપર્યન્ત લુબ્ધ બનાવી દીધો છે કે, હવે મારાથી તેનું આબેહુબ વર્ણન કરી શકાય તેવી સ્થિતિ પણ રહી નથી. કારણ કે;—

" મનોહર મુખડું દેખી થયો લાચાર હું આજે,
સકલ બ્રહ્માંડની જ્યોતિ તનુ તારા વિશે જાગે;
મદીલી મોહની શક્તિ અજબ આકાર દર્શાવે,
ધરીને રૂપ માયાનું, નવિ નવિ ભાવના લાવે;
હૃદય વીણા તણા તારો ખરે એ બહુજ કંપાવે,
વનિતા ! રૂપ તારું તો મનુના પ્રાણ લોભાવે. "

" જો તેમજ છે, તો પછી આમ અહીં આવીને કેમ છૂપાઇ ગયા છો ? જો તમે મને રૂપવતી કહેતા હો, તો મારા તે રૂપની યાચના શા માટે નથી કરતા ? રૂપની પાછળ તો ઘણા ઘણા પુરુષો ઉન્માદી બનીને ભટક્યા કરે છે, પણ તમે આવી દૃઢતા ધારીને શામાટે બેશી રહ્યા છો ? હું ધારૂં છું કે, તમે આ સર્વે મારી મિથ્યા પ્રશંસા જ કરી રહ્યા છો અથવા તો મારા મુખથી મારી શ્લાઘા કરાવવાના ઉદ્દેશથી જ આવા શબ્દો ઉચ્ચારી રહ્યા છો. " નીલાએ કહ્યું.

આમ કહીને નીલાએ એક કટાક્ષ ફેંક્યો અને ત્યાર પછી થોડી વારે ઉપરાઉપરી તેણે કટાક્ષની વૃષ્ટિ વરસાવવા માંડી. અગણિત શત્રુવચ્ચે જે કદાપિ પોતાની બુદ્ધિને લેશ માત્ર પણ ચલિત થવા દેતો નહિ, તે અત્યારે બાળકની પેઠે ચંચલ બની ગયો. અનંત યોદ્ધાઓનાં તીવ્ર શરો જેના હૃદયને જરા પણ કંપાવી શકતાં નહોતાં, તે પુરુષનું હૃદય એક રમણીના કટાક્ષ બાણથી ઘવાઈ ગયું. જનાર્દન પોતે શું કરે છે, તેનો જરા પણ વિચાર કર્યા વિના તેણેની લાનો હાથ પકડી લીધો. નીલા હાથ ખેંચી લઇ ઉઠીને એકદમ ઉભી થઇ ગઇ અને પોતાના

શરીરપરથી ઓઢણું ઉતારીને જનાર્દનના કંઠમાં નાખી દીધું. કંઠને આવી રીતે આફતમાં સપડાયલો જોઇને જનાર્દને બન્ને હાથ જોડી નીલા પાસેથી પોતાના અપરાધની ક્ષમા માગી.

નીલાએ કહ્યું:–" તમારા આ ભીષણ અપરાધની ક્ષમા મળી શકશે નહિ. કારણ કે;–

" પરનારના કરને ગ્રહી કીધું તમે બહુ પાપ છે,
એ પાપના અપરાધનો ઊંડો અતિ આઘાત છે;
આઘાતનો પ્રતિ ઘાત કરવો, વિશ્વનો છે કાયદો,
તેથી હવે કોટિ ઉપાયે થાશે નહિ કંઈ ફાયદો.
× × × ×
પ્રણયના સૂત્રમાં બંધાઇને બંદી થવું પડશે,
સદાયે નેત્રના શરનો વિષમ આઘાત બહુ નડશે. "

આ શબ્દો ઉચ્ચારતી વેળાયે નીલાની નયનમાં કટાક્ષ અને ઓષ્ટપર હાસ્યની રેખા ખીલી ઉઠી. તેણે એક પ્રકારનું એવું તો મધુર અને મંજુલ સ્મિતહાસ્ય કર્યું કે, જનાર્દનનું સર્વાંગ રોમાંચિત થયું. જનાર્દને જોયું કે, નીલાના મુખપર જાણે એક પ્રકારના મિષ્ટ હાસ્યની રેખા વિશેષતાપૂર્વક પ્રસ્ફુટિત થઈ રહી છે. જનાર્દને એક પ્રકારના સાહસને હૃદયમાં ધારણ કરીને કહ્યું:–" ત્યારે વિષથી જ વિષનો ક્ષય કરો. " આમ કહીને તેણે નીલાના યૌવનોન્મુખી મુખને તથા ક્ષીણ દેહલતાને હૃદયમાં ખેંચી લીધી. પરંતુ તે લતા વૃક્ષપર સ્થિર રહી નહિ અથવા તો વળગી પણ નહિ. તે લતાએ વૃક્ષને બળપૂર્વક જમીનપર ફેંકી દીધું. પરંતુ તે સમયે પણ લતાનાં ચક્ષુમાં કટાક્ષ તથા અધરપર હાસ્ય વિદ્યમાન હતાં. વૃક્ષ કાંઈ પણ ન સમજી શકવાથી વિહ્વલચિત્તે લતા ભણી જોવા લાગ્યો.

એ યુદ્ધનો એ સ્થળે જ અંત આવ્યો. બન્નેએ જોયું કે, તેમની સમીપમાં જ વીરવર પ્રસાદ ઉભેલો છે. જનાર્દન ઊઠીને ઉભો થયો. નીલા લેશ માત્ર પણ વિચલિત ન થતાં પ્રસાદપાસે આવી ઉભી રહી. તેણે પ્રસાદને પૂછ્યું:—" આ અંગુઠી કોની છે ? તમે તેને ઓળખી શકો છો ખરા કે ?"

પ્રસાદે કહ્યું:–" આ અંગુઠી એક દિવસ મારી પોતાની જ હતી, પરંતુ અત્યારે તમે ક્યાંથી મેળવી ?"

નીલા:–" ઓય બાપરે ! છીનવી લેવાનો વિચાર કર્યો છે કે શું ?"

પ્રસાદે કહ્યું:–" ના, જે વસ્તુ એકવાર આપી દીધી છે, તેને બીજીવાર મારાથી શી રીતે માગી શકાય ? નીલા ! હું એ અંગુઠી લેવાની લેશ માત્ર પણ ઇચ્છા કરતો નથી. "

નીલાએ કહ્યું:–" જેને ઝાઝું હોય, તે ખેરાત કરે તો તેમાં શી નવાઈ ? ઈશ્વરે આપ્યું હોય તો અપાય અને નહિ તો નિરાશ થઇને તરત જ 'ના' પણ કહી દેવાય. મને તમારી અંગુઠી આપવામાં તમે ઉદારતા કે દયા દર્શાવી નથી. પણ એ તો એક યાદગીરી જ આપી છે."

પ્રસાદે કહ્યું:–" નીલા, આમ કહેવામાં તું ભૂલે છે. એ અંગુઠી મેં તને ખયરાત દાખલ આપી નથી, પણ વેચાતી આપી છે, એટલે હવે તે પાછી લઇ લેવાનો મને કશોપણ અધિકાર નથી. હું પોતે ભિક્ષુક છું, એટલે મારામાં દાન આપવાની શકિત ક્યાંથી હોઇ શકે ? અત્યારે મારી પાસે પહેરવાને વસ્ત્ર નથી, ખાવાને અન્નનો દાણો પણ નથી. આવી સ્થિતિમાં હું તને શી રીતે ઉપહાર આપી શકું વારૂ ?"

હતાં જ્યાં રાજ્યને લક્ષ્મી, નહિ છે ત્યાં પીવા વારિ;
થતા પોકાર ક્ષમાના જ્યાં, ભયંકર વેદના આવી;
મનોહર મહેલનો વાસી, થયો છું આજ વૈરાગી;
દઉં શું દાન ? છું હું એક, પામરને ભીખારી. ”

“ વીર પુરુષ ઉત્તમ મનુષ્ય પોતાને મહા સતાવાન હોવા છતાં સામાન્ય મનુષ્ય તરીકે ઓળખાવવાનોજ પ્રયત્ન કરે છે. અમૃત ફળો આપનાર આમ્રવૃક્ષ નીચું નમી પોતાનું સૌજન્ય દર્શાવે છે અને નિર્માલ્ય ફળો દ્વારા ઉપદ્રવ કરનાર બાવળનું વૃક્ષ સદા ઊંચું વધીને પોતાનો વ્યર્થ આડંબર તથા ગર્વ દર્શાવવાનોજ પ્રયત્ન કરે છે. મહાન પુરુષ પોતાને સાધારણ મનુષ્યમાં ખપાવે છે અને નીચ મનુષ્ય મહા ઉત્તમ મનુષ્ય હોવાનો ડોળ દેખાડે છે. આથી તમારો આ વાદ એક રીતે તો છેક અમાન્ય કરવા યોગ્યજ જણાય છે. રાજપૂતાનાની રણભૂમિમાં તમે જે શૌર્ય દાખવ્યું છે, તેવા ઉત્તમ શૌર્યનો પરિચય અન્ય કોઇ પણ વીરનર કરાવી શક્યો હશે કે કેમ, એની પણ હજી અમને શંકાજ છે. તમે તમારી આ કિશોર વયમાં જે યશ મેળવ્યો છે, તેવો યશ મહાન વીર પુરુષ પણ સહજમાં મેળવી શકયા નથી. તમે રાજપૂત કુળના તેજસ્વી રવિ છો, એમ કહેવામાં આવે તો પણ તેમાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે એવો સંભવ નથી.”

આમ કહીને નીલા ઊંડા વિચારમાં પડી ગઇ. તેનું તેજસ્વી મુખ મલિનતામય બની ગયું, તેણે વિચાર્યું કે, જે પુરુષ સત્ય કહીને પોતાનું દુઃખ જણાવી દે છે, તથા એક નાના બાળકની માફક રડી પડે છે, તેની મશ્કરી પણ હવે મારાથી શી રીતે કરી શકાય ? તેમ છતાં પણ નીલાએ તે વીર રાજપૂતના ઉચ્ચ હૃદયની પરીક્ષા કરવાના ઉદ્દેશથી પુનઃ પૂછ્યું:–“ રાજપૂત યુવક ! તમે જે વાર્તા કહો છો, તે

સર્વથા મિથ્યા છે, તમે ભિક્ષુક નથી. તમે તમારૂં નામ પણ બનાવટી જ બતાવો છો. તમારો પરિચય પણ જૂઠોજ આપો છો. કારણ કે:-

વદન સુધાકર સમ સુંદર ને કાન્તિ મનોહર ન્યારી છે;
તનુ વિશે જે વ્યાપી શક્તિ ગતિ અતિ તે ભારી છે;
સમર ભૂમિમા શૂરતા દેખી સિંહે પણ હાર સ્વીકારી છે.
ઉચ્ચ કુળને કુલીન વંશની ઝાંખી ખૂબ કરાવી છે. ”

માટે હે વીરપુંગવ ! મારી પાસે અસત્ય ન બોલો. મારી સાથે ચાલો અને અમારા સન્માનને સ્વીકારો. ”

“ ક્યાં આવું ? તમે મને ક્યાં લઇ જવા ધારો છો ? મારો પ-રિચય મેં તમને પ્રથમથીજ આપ્યો છે, છતાં મારા શિરપર આવો અસત્ય આક્ષેપ શા કારણથી મૂકો છો ? ” પ્રસાદે આતુરતાથી પૂછ્યું.

નીલાએ કહ્યું:—“ ક્યાં જવું છે, તે તો હું હમણાં તમને કહી શકીશ નહિ. પણ હા, જો તમે મારી સાથે આવશો તો તમને જણાઇ આવશે કે, તમને મારી સાથે લઇ જવાનું ખરૂં કારણ શું છે?

“ પણ જો પ્રથમથીજ તે વાત જણાવી દો, તો તેમાં તમને શી હરકત છે ? ” પ્રસાદે પૂછ્યું.

“ જો તમારો અતિ આગ્રહ છે, તો હવે લાચારીથી હું તમને મારો હેતુ જણાવું છું. અત્યારે મારે તમને મારી સાથે દુર્ગના શિખરપર લઇ જવા છે. ” નીલાએ સ્પષ્ટ કારણ દર્શાવ્યું. ”

“ પ્રસાદે પૂછ્યું:—“ કેમ ? ત્યાં લઈ જવાનું શું કારણ છે વાર ? ”

નીલાએ જવાબ આપ્યો:—“ તમારો પરિચય આપવા માટે”

" ક્ષમા કરો, હાલ તરત મારાથી મારો પરિચય આપી શકાય તેમ નથી. " પ્રસાદે કહ્યું.

" ત્યારે પરિચય લેવા માટે ચાલો, " નીલાએ કહ્યું,

આ સાંભળીને પ્રસાદ બેઠો ઉભો થયો; પરંતુ જનાર્દનની સાથે તેનાથી એક પણ વાર્તા કરી શકાઈ નહિ. તે ચુપચાપ નીલાની પાછળ ચાલવા માંડયો. થોડી વારમાં તેઓ બન્ને દુર્ગના ચોકમાં આવી પહોંચ્યાં. ત્યાં આવ્યા પછી પ્રસાદે જોયું કે, રાજનંદિની ઉર્મિબાલા પર્વતના શિખર ભણી જોતી બેસી રહી છે, શિખરપરથી અન્ય શિખરપર જળની ધારા વહી રહી છે, તે પણ પ્રસાદે જોયું. ત્યાર પછી પાછળથી નીલાએ એક વ્યક્તિને બોલાવી:—" અરે રાજકન્યા ! ઓ :રાજબાલા ! "

ઉર્મિબાલાએ પાછું વાળી જોયું, તે સમયે તેને જણાયું કે, પોતાની સ્હામેજ તે મનોહર પ્રતિમા ઉભેલી છે. જેને જોઇ તે ગર્વ ભૂલી લજ્જા ।શખી હતી. પોતાનું તેજ ત્યાગી રડી પડી હતી, તેજ પ્રતિમા તેના જોવામાં આવી. જે મૂર્ત્તિને તે કલ્પનામાં લાવીને કોઈ વેળાયે પર્વતના શૃંગપર, કોઇ વેળાએ પક્ષિયોની સાથે, કોઇ વેળાયે સૂર્યની સાથે અને કોઈ વેળાયે નાની કલ્લોલિની કિંવા સરિતાની સાથે સરખાવતી, હતી તે મૂર્ત્તિને પોતાની સમીપમાં ઉભેલી જોઇ. પરંતુ જે મુખ જોવા માટે તેનું મન અત્યંત આતુર રહેતું હતું, નિરંતર જેનું નિરીક્ષણ કરવાની વાસના હૃદયમાં પ્રદીપ્ત રહ્યા કરતી હતી, તે મૂર્ત્તિને જોઈ ને તેનાં નયનો નમી પડયાં, ઢળી ગયાં. હજારો પુરુષોના સમુદાયમાં જે લજ્જિત થતી નહોતી, જેનો કંઠ રુંધાતો નહોતો, આજે તે એક બાળકને જોઇને લજ્જાથી નીચું મુખ કરી ગઇ.

ફરીવાર પ્રસાદની મુલાકાત થવાથી તેનું અંતર આનંદની સાથે

ઉછળવા લાગ્યું. પરંતુ મુખપર લજ્જાએ આવીને મૌન રૂપી તાળું વાસી દીધું. તેનાથી એક શબ્દ ઉચ્ચારવાનું પણ સાહસ થઇ શક્યું નહિ.

હવે પ્રસાદની શી દશા થઇ ? પ્રસાદ તે મનોહારિણી માનિનીના જ્ઞાનના લુપ્ત થવાની અણીપર આવેલા, લજ્જાથી રંગાયલા, સ્થળકમળને શર્માવી દે તેવા હીરાના તેજ જેવા ચળકતા મુખ તરફ જોઈ રહ્યો, ત્રિદેવના સૌન્દર્યનો રાશિ જાણે તે ક્ષુદ્ર વદનપર કોઇ ઢાળી ગયું હોયની ! તેવોજ તેના મનમાં ભાસ થવા લાગ્યો. આવું સૌન્દર્ય, આવું માધુર્ય એકી સાથે મળેલું જાણે કદાપિ તેના જોવામાંજ આવ્યું નહોતું. પશુ પક્ષી, કીટ પતંગ, પહાડ, જંગલ ગ્રહ, તારા આદિ સર્વનો તેણે એકવાર વિચાર કરી જોયો, પરંતુ આવું સૌંદર્ય તો કોઈ પણ પદાર્થમાં તેના જોવામાં આવ્યું નહિ—તેણે સુંદરતાના અવતાર રૂપ અનેકાનેક પદાર્થોનો વિચાર કર્યો, તુલના પણ કરી. પરંતુ એ સુંદર આનનની ઉપમામાં આવે એવો એક પણ પદાર્થ તેની કલ્પનામાં આવી શક્યો નહિ. તેણે મનમાંજ વિચાર્યું કેઃ—

સૌંદર્યસ્થાપક દેવને પણ રૂપ આ દુર્લભ અતિ;
ચંદ્રાનના કહું તોય તેની છે નહિ આવીગતિ;
શર્માવતી ઇંદુ અને ભાનુ તણા રૂપની રતિ;
અનુપમ અતિ આ અંગના, ઉપમા કશી તેની નથી.

લજ્જાનો અંત ન આવ્યો. કોઈ કોઇના મુખ સ્હામું જોઈ શક્યું નહિ. ચોરી કરીને ઉભય હૃદયે એક બીજાનું ક્ષણિક અવલોકન કરી લીધું. થોડીવાર પછી બન્ને કમ્પી ઉઠયાં. તેમણે જોયું કે, નીલા ચાલી ગઈ છે અને અગાસીપર અન્ય કોઇ પણ રહ્યું નથી. બસ, સર્વનાશનો આરંભ થઈ ચૂક્યો. ઉભય લજ્જાળુ હૃદયને એકાંત

મળવાની આશંકાથી બન્નેનાં શરીર પણ કંપી ઉઠયાં.

કેમ ઉર્મિ ! આટલી બધી લજ્જા શા માટે ? પુરૂષ વેશે ઘોડા પર બેસી સેંકડો પુરૂષોના સમૂહમાં હસતી હસતી લડાઇ જોવા જઇ શકી અને અત્યારે રમણીના વેશમાં પોતાના ઘરમાં બેઠેલી હોવા છતાં આ ક્ષુદ્ર બાલકની સન્મુખ લજ્જાથી આવી જડવત્ કેમ બની ગઇ ? ક્ષત્રિયતનયા હોવા છતાં એક સામાન્ય બાળકથી આમ ભયભીત શામાટે થાયે છે ? તારૂં તે અપૂર્વ સાહસ, અલૌકિક તેજ અને અત્યંત ગર્વ આદિ સર્વ ક્યાં ચાલ્યું ગયું ? આમ લાચાર કેમ બની ગઇ ?



એકાદશ પરિચ્છેદ

## નેતૃત્વ

—:o:—

" દિયના બારોના ભયા અંજોર, મોરી નનદી;
પૈઠલ વા મહલિયાં મેં પ્યાર મોરી નનદી;
સો રહી બેખબર નિંદમેં તનિક સુરુખ ચુનરિયાં રે;
ન માલૂમ કેહિ ભાંતિ સે આયા ખોલકે મેરી કેવડિયાંરે;
પરોસિન સબ સુન સુન આવે હમારે દરવાજા;
દસ દરવાજેકા બના હૈ મંદિર તહાં જાર વિરાજા.

કવિ મગરૂ



યુદ્ધની કથા કહીને વારંવાર પાઠકને વિરકત કરવાની અમારી ઇચ્છા નથી. માટે હવે અમે સંક્ષેપમાંજ યુદ્ધની કથાને પતાવી દઇને, અમારી વાર્તાને આગળ વિસ્તારીશું.

સંધ્યા પછી, અંધકારથી પૃથ્વી ઢંકાઇ ગઈ એટલે પ્રસાદ એક હજાર અશ્વારોહી સૈનિકો લઇને ડાબી બાજૂના પહાડપર જઇ પહોંચ્યો. આગળ આગળ ધર્મસિંહ રસ્તો બતાવતો ચાલવા લાગ્યો. કોઇ પણ જાતનો અવાજ કર્યા વિના પહાડી માર્ગ ઓળંગીને લગભગ રાત્રિના દોઢેક પહોરના શુમારે બીયાવર પાસે સહુ સહીસલામત રીતે આવી પહોંચ્યા. ત્યાર પછી ત્યાંથી ફરીને શત્રુના સૈન્ય પાછળ જઈ પહોંચ્યા. તે સમયે પ્રસાદે પોતાના એક હજાર સૈનિકોને ત્રણ ભાગમાં વહેંચી દીધા. શત્રુની બન્ને બાજૂએ બસો બસો સૈનિકો અને પાછળના ભાગમાં છસો સૈનિકોને શાંત રીતે ઉભા કરી તેણે થોડેક દૂર આવેલા એક વૃક્ષની ટોચપર સંકેતસૂચક દીવો સળગાવી પોતાના પક્ષને જાગ્રત કર્યો. ત્યાર પછી તેણે બન્ને બાજૂના બે સેનાપતિઓને ઘણોજ ઉપદેશ આપી શત્રુના પાછળના ભાગમાં રહેલા છસો અશ્વારોહીઓના પૂર્વ ભાગમાં આવી પોતાના અશ્વને થોભાવ્યો. શત્રુની છાવણી તદ્દન અવાજ વગરની અને શાન્ત હતી. સઘળા સૈનિકો ઉંઘી ગયા હતા. કેવળ દુર્ગપરથી આવવાના માર્ગમાં કેટલાક પ્રહરીઓ જાગતા બેઠા હતા,

અકસ્માત્ કોલાહલથી દિગ્મંડળ ગાજી ઊઠયું. નક્ષત્ર અથવા તારાના પડતા ઝાંખા પ્રકાશમાં પ્રસાદે જોયું કે, દુર્ગની દીવાલ પાસેની શત્રુની છાવણીમાં કાંઇક ખળભળાટ મચ્યો છે. એ કોલાહલ પરથી તેણે અનુમાન કર્યું કે, દુર્ગની અંદરના સૈન્યદ્વારા તે સૈનિકો ઘેરાઇ ગયા છે. તે વખતે યોગ્ય અવસર ધારીને પ્રસાદે પોતાના છસો સૈનિકોની સહાયતા લઈ શ્યેન પક્ષીની પેઠે શત્રુના સૈન્યપર આક્રમણ કર્યું. સ્હામે જયન્તકુમાર અને પાછળ તથા આજૂ બાજૂએ પ્રસાદ ઉભા રહ્યા. તરતના જાગેલા અર્ધાસજ્જાયલા શિરોહીના સૈનિકોને ન્હાસવા

મો અથવા તો લડવાનો અવસર મળયો નહિ. તેઓ ઘોડાના પગ તળે કચડાઇને–છૂંદાઇને મરવા લાગ્યા. તેઓને શૃંખલામાં અથવા તો વ્યૂહમાં રહેવાનો વખત પણ ન મળયો. તેમજ તેવો પ્રબંધ કરવાની કોઇએ કોશિશ પણ ન કરી. કેવળ ભય, આશંકા અને આર્ત્તનાદ સંભળાવા લાગ્યો. છેવટે તેઓ ભાન ભૂલીને આમ તેમ દોડવા લાગ્યા પણ હતભાગિયો જે દિશામાં ગયા તે દિશામાં હારબંધ ગોઠવાયલા અજમેરી સૈનિકો દેખાવા લાગ્યા. તેમના દ્વારા તેઓ મરણને શરણ પણ થવા લાગ્યા. તેમને કોઈ પણ સ્થળે ઉભા રહેવાનું સ્થાન પણ ન રહ્યું. એક બે સ્થળે કેટલાક શિરાહી સૈનિકોને હારબંધ થઇને આત્મરક્ષા કરવાનો પ્રસંગ પ્રાપ્ત થયો. પરંતુ તે પણ થોડીવારને માટેજ. તેમણે જે પ્રયત્ન કર્યા તે બધા નિષ્ફળ નિવડ્યા. વિઘ્નનું નિવારણ કરી અજમેરી સૈનિકો ઘણાજ તેજની સાથે શત્રુઓને ચાંચડની પેઠે ચોળવા લાગ્યા. પગ તળે વિમર્દિત કરવા લાગ્યા.

છેવટે પ્રસાદે એ ભયંકર નરહત્યા થતી બંધ કરી. રક્તની વૃષ્ટિને એટલેથી જ અટકાવી. યુદ્ધનો અંત આવ્યો; શાંતિ સ્થાપિત થઈ. તે સમયે લગભગ સવાર થવા આવ્યું. લોહીથી પલળેલી સમરભૂમિમાં પોતાનાં લાલ કિરણોનું પ્રતિબિંબ પાડતી ઉષાદેવીના ઝાંખા પ્રકાશમાં પ્રસાદે જોયું કે, મૃતશરીરોથી સમસ્ત રણભૂમિ છવાઈ ગઈ છે. શત્રુ અથવા મિત્રનો ભેદ અભેદ ન જોતાં પ્રસાદે, ઘવાયલા સૈનિકોને દુર્ગમાં લઇ જવાની આજ્ઞા કરી. તથા તેમની સેવા ચાકરીનો પણ પૂરતો બંદોબસ્ત કરાવી આપ્યો. રણક્ષેત્રનું નિરીક્ષણ કર્યા પછી તેણે કેટલાક મરણના મુખમાં જવાની તૈયારી કરતા સૈનિકોને પોતાના હાથથી જળપાન કરાવ્યું, કેટલાકના જખમોપર પાટા બાંધ્યા અને કેટલાકના મુખમાં આહારના પદાર્થો પણ મૂક્યા.

મહેલના શિંખરપર ચઢી ઉર્મિબાલાએ પ્રભાતના પ્રકાશમાં સમરક્ષેત્ર જોયું. શત્રુની સુશ્રૂષામાં પ્રસાદને પ્રવૃત્ત થયેલો જોઇને ઉર્મિએ કહ્યું:–" નીલા, સંસારમાં વીરત્વ સુંદર ગણાય છે, રૂપ સુંદર લેખાય છે અને દયા તો તે સર્વથી અતિ સુંદર મનાય છે. જેનામાં દયા નથી, ભક્તિ નથી, ધર્મ નથી, તે હું ધારૂં છું કે સુંદર નથી. દયાવાન જ સર્વથી વિશેષ સુંદર છે. કારણ કે;—

સકળ સંસારમાંહિ તો, દયા એ છે મહા દેવી;
સકળ ધર્મોતણી તે છે, ગણાયે રે મહા નીતિ;
કથે છે શાસ્ત્રના કર્ત્તા, દયા એ છે મહા દેવી;
જગતમાં સુખ આપીને, બતાવે (છે) સ્વર્ગની સીડી."

રાજા શૂરસિંહે રણભૂમિમાં આવીને જોયું કે, શત્રુઓ સંપૂર્ણપણે વિધ્વસ્ત થઈ ચૂકયા છે. લગભગ બસો સૈનિકોએ આત્મસમર્પણ કર્યું છે અથવા તો બંદીવાન બન્યા છે. અને પ્રાયઃ ત્રણ હજાર શિરોહીના સૈનિકોના મડદાં રણક્ષેત્રમાં પડયાં રહ્યાં છે. અજમેરી સૈન્યમાંથી ફક્ત કેટલાક સૈનિકો મરણવશ અને ઘાયલ થયા હતા. યુદ્ધનું પરિણામ જોઇને રાજા અત્યંત વિસ્મત થયો. આટલા અલ્પ સૈન્યના વ્યયથી આવું મોટું યુદ્ધ પ્રજ્વલિત થયેલું જોઇને રાજાએ કહ્યું કેઃ-"જયન્તકુમાર ? મારી લાંબી જીંદગીમાં મેં અનેક યુધ્ધો કર્યાં છે, અનેક યુદ્ધો દેખ્યાં છે, પણ આવી કુશળતા, આવી વીરતા અને આવું પરાક્રમ કદાપિ જોયું નથી. શિરોહીના હાથમાંથી મને છોડાવવા માટે આ બાળકવીરે જયલક્ષ્મીરૂપે મને આશ્રય આપ્યો છે. મને મરણના મુખમાંથી બચાવ્યો છે. અહા ! કેવો સુંદર બાળક ! આટલી કોમળ વયમાં એણે જે અપૂર્વ પરાક્રમ દાખવ્યું છે, એ સમગ્ર રાજપૂતાના તો શું પણ ભારતભૂમિને માટે પણ ગૌરવાન્વિત થવા જેવું છે. મેં એ બાળકને

ત્રણ ચારવાર લડતાં જોયો છે, એ ચારે સમયમાં એની વીરતાનું નિરીક્ષણ પણ કર્યું છે. અહા ! શી વીરતા ? ધન્ય છે વીર બાળક ! તારા માતા પિતાને સહસ્ત્રવાર ધન્ય છે ! જયન્તકુમાર ! મારા રાજ્યની, મારી વ્હાલી પ્રજાની આબાદી જાળવવામાં તે વીર રાજપૂતે જે અનુકંપા અને સહાનુભૂતિ દર્શાવી છે, તેના બદલામાં હું મારૂં આખું રાજ્ય, સત્તા, સંપત્તિ અને મારા શરીરનું બલિદાન આપું તો પણ મારાથી તેના તે પરમ ઉપકારનો કદાપિ બદલો વાળી શકાય તેમ નથી. એ બાળકે મારા જેવા યોદ્ધાને પણ આજે ગર્વગળિત કરી દીધો છે, શત્રુના સૈન્યને ખેદાનમેદાન કરી તેણે તેની જે રેવડી દાણાદાણ કરી છે, એ વાર્તા ભારતવર્ષના ઇતિહાસમાં ચિરકાળને માટે સુંદર સોનેરી અક્ષરોમાં વિદ્યમાન રહેશે અને ભાવિ ભારતીય સંતાનો એ બાળકનું નિરંતર પ્રભાતના પ્રહરમાં સ્મરણ પણ કરશે. વીરતાના પૂજકો એને પોતાનો દેવ માની સદા એની આરાધના કરશે અને એના સંપર્કના યોગે આપણ સર્વને પણ પ્રકાશમાં આવવાનો અતિ ઉત્તમ અવસર પ્રાપ્ત થશે. પણ જયન્ત ! એ વીરવર પ્રસાદ અત્યારે ક્યાં છે વારૂ ?"

પ્રસાદ આવીને ઉભો રહ્યો. રાજાએ કહ્યું કે;—" પ્રસાદ, હવેથી હું તમને બે હજાર સૈનિકોના સેનાપતિના પદપર સ્થાપિત કરૂં છું. ભવિષ્યમાં યુદ્ધ સંબંધી કાર્યમાં હું તમારી સલાહ પ્રમાણે જ વર્ત્તીશ. તમે આ અણીની વેળાયે મને જે મદદ આપી છે, તે માટે હું તમારો અત્યંત આભાર માનું છું.

જયન્તકુમારે પણ આનંદની સાથે પ્રસાદને છાતી સાથે ચાંપીને ઘણા જ મધુર સ્વરથી કહ્યું:—" પ્રસાદ, મને ખાત્રી હતી કે, મારા જેવા યોદ્ધાઓ રજવાડામાં જવલ્લે જ હશે. પણ અત્યારે તમારી વીરતા જોઇને મારો તે ગર્વ ગળી ગયો છે. તમારી પાસે હું અત્યંત ક્ષુદ્ર છું."

